# તારીખે ઝુહુરો ઝવાલે હવલતે પારસીયાન.

યાને

## પારસીઓની અસલી સલતનતનો ઉદય અસ્તનો બખર.

બનાવનાર

**જમશેદજી પાલનજી કાપડીઆ,**

મુંબઈ યુનીવરસીટીનો એક જુનો "ફેલો" તથા એમ. એ. ની ડીગ્રીનો પરીક્ષક
તથા આગલો "મીયુનીસીપલ કાઉનસેલર" અને "તવારીખે કદીમ ઈરાન,"
"મલુકે તવાયફે જરથોશ્તીઆન" તથા "સીહાપોસ કાફર" નો કરતા.

વા૦ ૧ લું ભાગ ૧ લો.



THE

# HISTORY OF THE RISE & FALL OF THE PARSEE EMPIRE.

from the remotest times upto its subversion, by the Arabs in the middle of the Seventh Century A. D.

BY

**JAMSHEDJEE PALLONJEE**

An old Fellow and Examiner at the M. A. Examination of the Bombay University; also a late Municipal Councillor, Municipality of Bombay; Author of the "History of Ancient Persia," the "Magian Monarchies" & the "Shiapoosh Kaffurs."

**VOL. 1-PART 1.**

મુંબઈ.

મુંબઈ સમાચાર છાપખાનામાં છાપ્યું છે.

૧૯૦૬.

# PREFACE.

I purpose to write the history of the Ancient Persians from the remotest prehistoric times down to the subversion of the great Persian Empire by the Arabs in the seventh century after Christ. It is an unfortunate circumstance, that the history of the mighty Persian Empire has come down to us through the medium of Greek, Roman and Arab writers who were at once the contemporaries and the antagonists of the Persians; for the Zend and Péhlvi works of the latter were entirely destroyed first by Alexander and then by the Arabs under Khalif Omar, the St. Paul of Islam. These writers being inimical to the Persians have naturally written their accounts of them in a biassed spirit and from their own point of view and they have been followed in our times by European writers who, for want of better guidance, have drawn their inspiration from a tainted source and have thus, all too unwittingly, done great injustice to the mighty Empire of the East which at one time conquered not only the whole of Asia and then known Africa but extended their sway over parts of Europe as well. With a view therefore to impart a more accurate knowledge of the thought and deeds of their ancestors to my coreligionists in India, I published in the year 1868 the first volume of my history in Gujaráti, the language which the Parsis have made their own ever since their arrival in this country. But the work of Malcolm on which my narrative had to a large extent been based had then become and was fast becoming obsolete by reason of the then recent Cuneiform discoveries of Burnouf, Lassen and Sir Henry Rawlinson. Moreover, during the last thirty years such a flood of light has been shed upon the history of Ancient Persia by advances in Archaeology, Geology, Philology, Biblical criticism, Vedantic and Avestaic Literature, as well as by excavations on the spot and unearthing of inscriptions and stone-records that a history written in 1868 with the knowledge then current and in the old traditional methods must needs be altogether out of date in the twentieth century. No one was more aware than myself of the shortcomings of my first work in this respect; but the publication of this as also of the companion volume on the "Magian Dynasties" cost me a deal of money and was, *financially*, a failure, This, coupled with circumstances over which I had no control, compelled me to hold back for such a long time. But as I said years ago in the *Times of India* in another connection, I never lost heart and at this day I am grateful to Divine Providence for having spared me life and health and vigour of mind sufficient to enable me to carry my laborious task almost to completion. It is a matter of no small consolation to me that I am able, at three score and ten, to present to the public the first volume of my revised work and I hope, circumstances favouring, that I shall be able to follow it up with the succeeding volumes at short intervals.

**Bombay, 10th May 1906.**

"History is a voice forever sounding across the centuries the laws of right and wrong. Opinions alter, manners change, creeds rise and fall; but the moral law is written on the tablets of eternity......Justice and Truth alone endure and live. Injustice and falsehood may be long-lived, but doomsday comes at last to them in French Revolutions and other terrible ways." J. A. Froude.

"Historia vero testis temporum, lux veritatis, vita memoriae, magistra vitae, nuntia vetustatis".........Cicero. de Orat. II. 9-36.

A good man ought to be loyal to his friends and patriotic to his country, ought to be at one with his friends in their hatreds and likings. But directly a man assumes the moral attitude of an Historian he ought to forget all considerations of that kind. There will be many occasions on which he will be bound to speak well of his enemies, and even to praise them in the highest terms if the facts demand it; and on the other hand many occasions on which it will be his duty to criticise and denounce his own side, however dear to him, if their errors of conduct suggest that course. For, as a living creature is rendered wholly useless if deprived of its eyes, so if you take truth from History what is left is but an idle unprofitable tale. Therefore one must not shrink either from blaming one's friends or praising one's enemies; nor be afraid of finding fault with and commending the same persons at different times. For it is impossible that men engaged in public affairs should always be right and unlikely that they should always be wrong. Holding ourselves therefor entirely aloof from the actors, we must as historians make statements and pronounce judgment in accordance with the actions themselves. Polybius. *Hist.* I. 14. Tr. Shuckburgh.



Prof. Christian Lassen.
1800–1876.



Prof. Eugene Burnouf.
1801–1852.




Dr. Thomas Hyde.
1636–1703.



Rev. Dr. Windischmann.
1811–1861.



Sir William Jones.
1746–1794.

The first European Scholars who wrote on the Religion and Literature of the Ancient Parsis.

# સાંકળ્યું.

## વોલ્યુમ ૧ લું–ભાગ ૧ લો.

બાબ ૧૧ મો.



બાબ ૧૨ મો.



બાબ ૧૩ મો.



બાબ ૧૪, ભાગ ૧ લો.



બાબ ૧૪ મો ભાગ ૨ જો.



બાબ ૧૫ મો.



બાબ ૧૬ મો.

# પારસીઓની પેશદાદી વંશની અસલી બાખત્રીઅન પાદશાહત.

## ઈરાનવેજના દેશાવરની પ્રાચીન તથા અર્વાચીન ભુગોળ, આબોહવા તથા તેની આસપાસની કદીમ ભુમીઓ ઉપર નાખેલું કેટલુંએક નવું અજવાળું અને નુકતેચીની.

### બાબ ૧ લો.

"જાહાન દીલ નેહાદે બરીન દાસ્તાન, હમે બખ્રદાનો હમે રાસ્તાન.
તું ઈનરા દુરૂગો ફસાને મદાન, બ યકસાન રવશ દર જમાને મદાન.
ગરીન દાસ્તાન યક સુખુન કમ બુદી, રવાને મરા જાયે માહાતમ બુદી."

ફીરદોસી.

તુસ જેવા એક એકાંતવાસી કસબાનો પેલો એલમ અને તવારીખનાં બાજારનો મોટો ઉસ્તાદ ઝવેરી તથા આગલા પાછલા સખુનોને બરોબર રીતે કસોટી ઉપર લાવીને ખરાં ખોટાંની વાજબીની રાહે પીછાન તથા તોલનો કરનાર, તેજ અપક્ષપાત જાહાંદીદે નામાંકીતોમાંનો નામાંકીત એક એસ્લામી ઇરાની શરાફ બચો અને બુલબુલી અમરગ શાહેર, પોતાના પુરવજોનું દાસ્તાન શરૂ કરતી વખતે તથા તે રંગીન કલામોની મોતીની લરીઓ તથા હારની હારોને પોતાની ઉતકરૂષ્ટ કારીગીરીથી પોઇને સલગની સલગ ગોઠવી કહાડતી વેળાએ; કદીમ ઇરાન સર જમીનના પેશદાદી તથા કીઆની પાદશાહો સારૂ ઉપલા રંગીન બેતોમાં જે વરણન દરશાવી ગયો છે, તેનો અરથ એમ ઉઠે છે કે, જયારે મેં આ કીતાબ રચવાનો પ્રથમમાં પાયો નાખયો તયારે,

બની રાસ્ત દાનાવ કુલ્લે જાહાન, તલબગાર પઢવાજ, આ દાસ્તાન.
નથી ઢંગ દુન્યાઇ એકજ રસમ, તરેહવાર દોરે તરેહવાર કીસમ.
સમજતો રખે, આ અસત દાસ્તાન, પંઢી આએ નામે, ગજબનાક બીઆન.
નથી મુજ તરફથી જીઆદા કમી, હરફ એક પણ હું કહું છું નમી.
અગર આ કીતાબે થયું હોય તેમ, ખોદાથી ન પામું કીઆમત રહેમ.

## ઉગમન ઈરાન યાને એરાયાનાના દેશાવરોની ભુગોળ તથા આબોહવા.

ઘણાજ પુરાતન જમાનામાં જ્યારે ઈરાનવેજનું તમામ આરયન વરણોનું અસલી મુળ વતન કુદરતના એકાએક ભયંકર બરફના તોફાનોના જાગી ઉઠવાથી, પેશદાદી અન પાદશાહ જમશેદના આખરી દોરમાં માનવી જાતો તથા હેવાનોથી વસાઇ અને રહેવાઇ નહીં શકાય તેવું બની ગયું; તયારે પારસી તથા હીંદુઓના કદીમ નીયાગાનોએ દક્ષીણ દીશા તરફનો રસ્તો લેવા માંડયો હતો અને બાખત્રીયાની સર જમીનમાં આવી આખરે તેઓ કાયમ મુકામ થઈ પડી, તમાં પેશદાદી તથા કીઆની વંશની બુલંદ પાદશાહતો પોતે પછી સ્થાપી બેઠા હતા, એમ આપણી કને અદયપી બચી શકેલા જરથોસ્તી નુશકો

તથા વેદ ઉપરથી સાફ માલુમ પડી આવે છે. એ દોરને ભુથતર વીદીઆરથીઓ હાલમાં "ગલેસીઅલ પીરીઅડ" યાને યખ એટલે જે બરફનો જમાનો કરીને કહે છે; માટે તે ઘણાજ કદીમ જમાનામાં તે દેશની સરહદ કયાં સુધી ચત્રાએલી હતી તે વીશે અત્રે એક બે શબ્દો જણાવેલા આ શા છે જે કંઈક વ્યર્થમાં જશે નહીં. અલબ તાં અરવાચીન કાળ સુધી તે વીશેની કશી નવી શોધો હાથ ન લાગયાથી તથા તે વાત ને થઇ ગયાને ઘણોજ બહોળો જમાનો ગુજરી ગયાથી હીમતથી તો કશું આપણે હાલ બોલી શકતા નથી; પરંતુ વેદ, વંદીદાદ તથા યશના અને કેટલીએક યશતો તથા શાહનામાને આધારે આટલું તો ચોકસવાર રીતે આપણે કહેવાને સામરથવાન થઇ શકીએ છીયે જે, ઉગમણુ તરફ તે દેશની સરહદ છેક રંઘેહુ યાને શહુન નદી સુધી અને આથમણુ ભણી મીડીયા દેશવાળા રઘાઢ યાને રાઘીઆના (રેઅ) ના શેહેર વેર અને દક્ષીણે છેક સીંધુ નદી વેર ચત્રાઈ રહેલી હતી. આથી તે દેશની આસપાસ આવેલાં મુલકોને અસલી ગ્રીક લોકો "આરીઆનાં-એનતીકુવા" યાને આરયનોની પુરાતન ભુમી એવું નામ આપી ગીયા છે. આસીરીઅનો, મીદીઅનો તથા પારસીઓનો દોર એશીઆની ભુમીમાં તયાર બાદ સેંકડો વરસો બાદ જે જાગી ઉઠયો હતો, તેઓના દોરમાં તે દેશની સીમાં થોડી ઘણીબી ઓછી તો થવીજ જોઇએ; કેમકે તે લોકો ત્યાંના કેટલાએક પ્રાંતો પોતે ચાંપી બેઠા હતા, માટે સીકંદરના જમાના સુધી તે દેશની સરહદ નીચે મુજબ તો હોવીજ જોઇયે, એમ કેટલાએક તેના જમાનાની તરતજ પછી થઇ ગયેલા યવન લખનારાઓનાં પુસ્તકોને આધારે સારાંશ હાલમાંથી નીકળી શકે તેવો છે. તાંહાં સીંધુ અને યુફ્રાત તથા દજલા નદીની ભુમીઓ આગળની ખીણો વચે દક્ષીણ દીશા ભણી ઇરાની અખાત અને અરબી મહાસાગરની સરહદો આવી છે; તેમજ ઉતરમાં જે વીસ્તીરણ બીન ફળદરૂપ ઉંચાં મેદાનો આવયાં છે, કે જેઓને આબાદ અને ફળવંત કરવા જહુન તથા શહુન નદીનાં ઉછળતાં પાણીઓ ગોથા વ્યર્થ અને બરબાદ જાય છે, ત્યાં આગળ કાસ્પીયન સરોવર અને આરાસ નદીની ખીણો આગળ ઉગમણુ ઈરાન યાને બાખત્રીયાનો આ પહાડી મુલક આવયો છે. દરીઆની સપાટીથી તે ભુમીની સરાસરી ઉંચાઇ ૪૦૦૦ ફીટ જેટલી છે અને તેનો ઘાટ લંબુચા આકારનો તથા તેની લંબાઇ ઉગમણુથી તે આથમણુ સુધી ૧૫૦૦ માઇલ કરતાંબી વધારે જોવામાં છે. અગરબ દીશા ભણી તેની વધુમાં વધુ પોહોલાઇ ૧૦૦૦ માઇલની અને કાસ્પીઅન સરોવરથી તે ઠેઠ ઇરાની અખાત વેર ઓછામાં ઓછી તેની પોહોલાઇ ૫૦૦ માઇલ કરતાંબી વધારે છે. પરંતુ તેની મગરબ તરફની સરહદ જે ઇરાની અખાતથી તે આદરબાઇજાનના પહાડો વેર છેક ચત્રાએલી છે, તયાં આગલ તેની પોહોલાઇ આશરે ૬૫૦ માઇલ જેટલી જોવામાં આવે છે. આમ દરીઆવ આગળથી એ દેશ અલાહેદો આવી ગયાથી અને છુટો પડી ગયાથી તથા એમાં કોઈક ખાડી કે મોટી નદીઓ આવેલી ન હોવાથી, એનો દેખાવ અરબસ્તાનના પહાડી મુલકો સાથે કેટલેક દરજજે સુધી ગોયા એકમલતો ઉતરે છે. એ ઇરાની યાને બાખત્રીયાની ભુમીના વચો વચમેના ભાગમાં અરબસ્તાનના વચલા ભાગો માફક એક મોટું વીસ્તીરણ બીઆબાન આવયું છે: કે જયાં ફકત ભરવાડની જીંદગાનીથીજ લોકો પોતાનું ભરણપોષણ કરી શકે છે; પરંતુ બીજે ઠેકાણે એની ભુમી વીચીત્ર રીતે ઉંચાણ તથા નીચાણમાં ગોઠવાયલી હોવાથી, એ દેશાવર ખાતેનો ઉતર તરફનો અરધો અરધ ભાગ તો દક્ષીણ તરફના ભાગો કરતાં ઉંચાઇમાં ઘણો વધારે આપણી દ્રષ્ટીએ પડે છે. વળી એનો વચોવચનો ભાગ એક થાલીના આકાર જેવો પોકળ હોવાથી અકસર કરીને ત્યાંના ઉગમણુ તરફના ભાગોમાં, માંહેલા દેશાવરો ખાતેના પહાડોના ઢાલાવોપરથી જે બરફ પીગળીને વેહે છે, તે તેમાં આવીને પાણીના આકારમાં એકઠો થઇ પડે છે અને આસપાસનાં સરોવરોને તે ભરપુર કરી નાખે છે. માટે ત્યાં અરબસ્તાન કરતાં વધારે ફળવંત મોટી મોટી ખીણો ઉભાઇ જતી હોવાથી અને ત્યાંની ઓલવન યાને રેતાળ ભુમીઓમાં ફલવંત જગયાઓબી પંથરાઇ ગયલી હોવાથી, પેલાં જમાવ થયલાં પાણીઓની બરકતથી ઘણેક ઠેકાણે ખેતીવાડી પણ સારી કાની થઇ શકે છે; તો જો કે ઉતર તથા માંહેલા દેશાવરો

ખાતેની પાહાડી ભુમીઓમાં તો ત્યાં
ની નદીઓનાં વહેતાં પાણીઓ, યાતો
નજીવા જેવા સરોવરોમાં કે યાતો
પેલી રેતાલ ભુમીઓમાં ખાલી થઇ જઇ
ને લોકોને તેઓ બીનઉપયોગી થઈ પડે છે.
તે સાથે એ દેશની વળી ઉત્તર તરફની બા
જુ વધારે રંગ બેરંગી તથા ત્યાંની ધરતીની
રચના દક્ષીણ દીશા કરતાં વધારે ઉંચી કીસમની
જોવામાં આવે છે. વળી તે દક્ષીણ તરફની
ભુમીઓની કીનારી સમુદ્ર સાથે આવીને જે
મલી જાય છે, તેથી ત્યાંના મુલકોની ખાશીય
ત તથા આબોહવા અરબસ્તાન સાથે ગોયા
એકમળતી ઉતરે છે. પેલા ઉત્તર તરફના પ
હાડોમાં તો ઓર ઉલટાં વીસ્તીરણ મેદાનો
તથા લીલોત્રીવાલી ચરાધાહની ભુમીઓ આ
પણી દ્રષટીએ પડે છે, તેથી તેનો દેખાવ
અરબસ્તાન કરતાં તો ગોયા ઓરજ કીસમ
નો લાગે છે; કેમકે અરબોની ભુમીમાં તો
લીલોતરી વીનાના ખડકોજ ફકત આપણે જો
ઇ શકયે છઇયે કે, જેઓ આપણી આંખયોને
જરાબી તરોતાજગી આપી શકતા નથી.
વળી ત્યાંના કાસ્પીઅન સરોવર આગળના
હીંદુકુશ તથા અલબરૂજના બુલંદ પહાડોમાં
તથા આદરબાઇજાનના પ્રાંત ખાતે તો ત્યાં
ની ભુમીઓ ઘણી ઉંચાણમાં આવયાથી, તે
તરફના ઉંચા પહાડોનો કુદરતી દેખાવ તો આ
પણને બહુજ રમણય તથા દીલપજીર
જેવો દીસે છે. એ દેશની ઉગમણ તરફની
કીનારી જે ૯૦૦ માઇલ જેટલી લંબાઇમાં
ચત્રાય છે, તે સીંધુ નદીની ફળવંત ખીણોમાં
થી એક૦સીધી ચઢાવદાર દેવાલ માફક ગોયા
ઉંચી ઉપસાઇ આવેલી છે; અને તે ઉંચાણ
ભુમી ઉપર સીંધુ નદી તરફથી થોડીએક લાં
બી અને બીકટ પાસો યાને રસ્તાઓ પસાર
કરી ગયા પછી આપણે તેમાં દાખેલ થઈ શ
કીયે છીયે. તે ઉંચાણ ભુમીની ઉતરમાં વગ
ર લીલોતરીવાળાં સપાટ મેદાનો શરૂ થાય છે,
કે જ્યાં ગરમી આપણને બેશુમાર લાગે છે
અને તે જગયાઓબી તેવીજ બીન ફળદરૂપ
અને ઉજડ વેરાન જેવી હોય છે. કાબુલની
નદી જે સીંધુ નદીમાં આવીને ખાલી થાય
છે, ત્યાંની ખીણોમાં જે ધાભાં આવયાં છે,
તયાંથીજ ફકત સહેલાઇથી ઉતર તરફ દાખ
લ થઇ શકાય છે અને તે ધાભાં એટલાં તો
ફળદરૂપ છે કે વરસમાં ત્રણ વખત પાક ત્યાં
ઉતપન થઇ શકે છે. ઇરાનની આ આથમણ
ભણીની કીનારી જેમાં વાવય કોણ તરફથી તે
અગની કોણ ભણી જે સમાંતર પરવતોની
હારની હારો દોડે છે તેથી ત્યાંના પહાડો ઉપર
મોટી ચરાધાહની જગયા તથા સાંકડી જેવી ભર
પુર પાણીવાલી ખીણો આપણી દ્રષટીએ પડે
છે. સારાંશ એ જે વાવય કોણ તરફના હેડા
ણ જમીનવાળા મુલકોમાં ફળવંત મેદાનો અ
ને બીઆબાનો આવયાં છે તથા આથમણ ભ
ણી જે પરવતો નીકળી આવેલા છે, ત્યાંથી તે
હેઠ દક્ષીણ ભણીની કીનારી આગળ આવેલા
દેશાવરોની હવામાં તાપ અને ગરમી બીસી
આર પડવાથી, ત્યાંની ભુમીઓમાં ઝાડપાનો
સારીકાની ખીલી નીકળે છે. આ પહાડી ભુમી
પર ત્યાંની ધરતી ઉંચાણપર આવયાથી, ગરમી
જરાબી સમતોલ થઈ પડે છે અને કાંઇક બી
સેહેવાઇ શકાય તેવી થઇ રહે છે. વસંતમાં
મોટાં મોટાં તોફાનો થઇ ગયા બાદ, ત્યાં મે
થી તે હેઠ સપતેમબર સુધી આકાશપર વા
દળાંઓનો ઘેરો જરાબી દેખાતો નથી.
હવા તદનજ સુકી અને સ્વચછ હોવાથી દુર
દુરના પહાડોની મરયાદા તથા આખા મુલક
નો દેખાવ ખુલી રીતે દીવસમાં છેક દ્રષટી મ
રયાદાવેર આપણી નજરે પડી શકે છે અને
રાતના આકાશના તારાઓના ચળકાટો
થી આખું ગગન ચકચકીત થઇ રહે છે અને
દીવસની રોશનીની જગયાઓને કેટલેક દર
જજે સુધી તેઓ ગોયા ટેકવી રાખી સકે
છે. તયાંની વાતાવરણમાં ફેરફારો એકાએક
થઇ જાય છે અને તેબી ઘણાજ જબરા જેવા
હોય છે. ઠંડાં અને બરફથી ઢંકાએલાં ધાભાં
જે દરીઆની સપાટીથી ૮૦૦૦ ફીટની ઉ
ચાણ પર આવેલાં હોય છે, ત્યાંથી આપણે
મેદાનો માંહેલી પુર ગરમીવાલી ભુમી ઉપર
એકાએક ઉતરી પડયે છીયે, કે જેની દરીયા
ની સપાટીથી ૨૦૦૦ ફીટ જેટલીબી ઉંચાઇ
જોવામાં આવતી નથી. રીતર કહે છે જે
(જુઓ તેની "એરકુનદી" ૭–૨૩૪થી ૨૪૦
ને ૮,૭૨૧) ઇશાન કોણ તરફના અહીંઆં
ના પ્રાંતોમાં બેહદ ગરમી તેમ બેહદ થંડી
પણ એક પછી એક પડતી ચાલે છે; તેમજ
ઉતર તરફના પ્રાંતો ખાતે યખ (બરફ) ના
ઢગલાના ઢગલા આકાશપરથી પડતા રહેવાથી
અને બરફનાં તોફાનો જે કાસ્પીઅન સરોવર
અને પેલા બીન ફળદરૂપ પહોળાં મેદાનો તર
ફ લંબાયા જાય છે, તેથી કરીને શીયાળા
માં તયાં નહી બરદાસ થઇ શકે તેવી કકડતી

ચંડી પડે છે. વળી દક્ષીણ તરફના મુલકોમાં જંગલની ઘણી બારીક ધુળોની કરચો હવાને ભરપુર કરી નાખે છે અને ગરમ પવનોને લીધે રેતીનાં ઢગલા ને ઢગલા મોજાઓ મા ફક ગોયા આકાશ વેર ઠોકબંદ ઉડતા હોય તેમ આપણી દ્રષટીએ પડે છે.

## ઉગમણ ઈરાન યાને એરાયાનાના દેશાવરો ખાતે વસનારા અસલી આરી અન તાયફા તથા ત્યાંનાં નદી નાળાં અને બીઆબાનો.

આપણે અદયપી જેટલું જાણીએ છીયે તે પરથી ઉગમની ઉરાનની આ અસલી પહાડી ભુમીની આસપાસ જે જે વરણો વસ્તી હતી, તેઓ ભાષા, ધરમ, આચાર વીચારો તથા રીતભાતોમાં ગોયા આબેહુબ એકમેક સાથે એક મલતી આવતી હતી. અલબતાં તેઓના બોલવાની લઢણો તથા ઉચારોમાં તો થોડા થોડા ફરકો રહેવાજ જોઈયે; કેમકે તેવા ફેરફારો આજબી આપણે સરવે દેશાવરોની ભાષાઓમાં જોઇ શકીએ છીયે. એ ભુમીની વચોવચમાં જે મોટું વીસ્તીરણ બીઆબાન આવયું છે, તેની કીનારીઓ ઉપર ચરાઘાહની થોડી થોડીક જગયાઓ ઉભાઇ જાય છે ખરી; પરંતુ વધારે અંદર ભણીના પ્રાંતોમાં દાખેલ થતાં તો, ત્યાંનાં મેદાનોમાં ઝાડનું એક પાત્રું પણ ઉગી શકતું નથી અને જે તરફ તયાં ખારાં પાણીનાં ખારા ખાબોચયાઓ આવયાં છે, તયાં કોઇક ખારી જાતની વનસ્પતીઓ ઉગી નીકલે છે, કે જેથી તયાંના ઉંટો તથા ભેંસોનું ગુજરાન પણ સારી કાની બરાબર રીતે થઇ શકતું નથી. તેથીબી જો વધારે અંદર ગયા તો તયાંની ભુમી તો પછી સદંતરજ વઈરાન જેવી લાગે છે, કે જયાં કશી પણ વસ્તુ પાકી શકતી નથી. એ મેદાનોની આથમણ ભણી ભરવાડોની એક રખડતી રઝળતી જાત કદીમ જમાનામાં વસ્તી હતી કે જેને હીરાડોટસ (૧–૧૨૫, તથા ૭૮૫) સગારશીઅનના નામથી આપણને ઓલખાવી ગયો છે. તે લોકો ઘોડાઓપર સ્વારીઓ કરતાં હતા; પરંતુ તે તવારીખ નવીશના કહેલા પ્રમાણે હથીયારોમાં તેઓ ફકત ખંજર અને કમનદોજ વાપરી જાણતા હતા અને તે કંમદો ફેંકી દુસમેનોનાં માણસો અને ઘોડાઓને તેઓ ઘણી આબાદ રીતે પોતાની તરફ ખેંચી લઇ તેઓને ગુંગલાવીને મારી નાખતા હતા અને લડાઇની વેળા તે બે હથીયારોપરજ તેઓ સદાકાલ પોતાનો મદાર બાંધતા હતા. બીસેતુંન પાહાડના દારયવુશ પાદશાહના પેલા ખીલા રોકા લેખોમાં, તેઓને અસગારતા એવાં નામની આપણને જણાવેલા છે. પરીતાસીની નામની એક વરણને મીદીઅનોની એક વરણમાં હીરાડોટસ (૧–૧૦૧) દાખલ કરી જાય છે અને કીરમાનીઓ તથા મજકુર સગારસીઅનોને તે પારસીઓની જાતમાં મેલી જાય છે કે, જેઓ શેહેનશાહ ક્ષારશાહ યાને જરકસીસની ફોજમાં, થોડાંક પાકતાઈઆન તો થોડાંક પારસીઓ જેવાં હથીયારો રાખે પોતે બીરાજતા હતા. પરંતુ દારયવુશની તખતીઓપર નજર પહોંચાડતાં એ ભટકતાં સગારસીઅન ટોળાંઓ પારસીઓ થાને મીડ લોકોની સાથે વધારે સંબંધ ધરાવતાં હતાં, કેમકે ચીત્રતોખમ નામના કોઇ એક બળવાખોર સરદારે, તેઓને દારયવુસ સામને બળવો ઉઠાવવા સારૂ ઉશકેરતી વેલાએ પોતે તેઓને એમ ભમાવયા હતા, કે હું મીદીઆના આગલા રાજા ઉવક્ષથ્ર (કાયકસરીસ) ના ખાનદાનમાંથી ઉતરી આવેલો છું. બટલીમુસ (પતોલોમી) તથા પલીની બી (જુઓ તેની "ખુદરતી તવારીખ" ૬, ૨૯) તે લોકોને મીદીઆનાજ પ્રાંતમાં મેલી ગયા છે. સીંધુ નદીની પડોશમાં અને દરીઆવના ગરમ, ઝાડપાન વીનાના ખાલી કીનારાઓની પેલીપાર, એ મેદાનનો દક્ષીણ તરફનો ભાગ ફકત રેતીના મેદાનોથીજ ઢંકાઇ ગયેલો છે, જયાં થુવરની જાતનાં જાહાડો અને થોડાંક ખજુરીનાં દરખતો સીવાય બીજુ કશું ઉગી શકતું નથી. ત્યાં જે જે ઝરરાહો આવેલા છે તેઓ એકમેકથી, એકથી તો વધારે દીવસોને છેટે છેટે આવેલા હોય છે. એ દેશમાં જે લોકો વસ્તા હતા તેઓને હીરાડોટસ સતાગીદા તથા સીકંદરના સોબતીઓ ગેદરોસીઆન એવું નામ આપી ગયા છે. (જુઓ એરીઅનની "અનાબાસીસ" ૬,૨૨ તથા તે

ની "ઇનદીકા" ૨૫. ૨૬ અને કરસીઉસ ૯, ૧૦, ૫) હખામનીની સલતનતની ઉગમણુ તરફની રઇયતોમાં થાતગુસ નામે જે એક વરણ વસ્તી હતી, તે એજ લોકો હતા ને જે શબ્દનો ઉચાર બરાબર નહી સમજી શકયાથીજ ગ્રીક લોકો તેને સાતાગુથ યાતો ગદરૂષ એવી રીતે અપભરંસ કરી ગયા છે. એ ગેદરોસીઅનો રખડી રઝળી લુટફાટો કરીને પોત પોતાનું ગુજરાન ચલાવતા હતા. તેઓના પડોસમાં જે લોકો સીંધુ નદીના ઉગમણુ તરફના કીનારા ઉપર ઠેઠ કાબુલ નદી સુધી વસ્તા હતા, તેને પુરાતન ગ્રીક નવીશંદાઓ ગનદારીઅન એવું નામ આપી ગયા છે અને એ બંને ગંદારીઅન તથા ગેદરોસીઅન ટોલાંની પારસીઓના દોરમાં એકજ છત્રપી ગણાતી હતી. (જુઓ બીસેતુંનના લેખો ૧,૬; પરસીપોલીસપરના લેખો ૧,૧૭ તથા હીરાડોતસ ૩,૯૧) એ ગેદરોશીઅનોની દક્ષીણે છેક કોસ્તા ભણી ગ્રીક લોકોના કહેવા પ્રમાણે જે ટોલી વસ્તી હતી તે બહુજ સીકસ્ત હાલતમાં પોતપોતાનો રોજગાર ગુજારતી હતી. તેઓ ફકત માછલાં તથા કાચબાઓ પરજ પોતાનું ગુજરાન કરી શકતા હતા અને દરીયામાંથી મગરમછનાં હાડકાં જે ઘસડાઇ આવતા હતાં, તેથી તેઓ પોતપોતાનાં રહેઠાણો ઉભાં કરતા હતા. પોતાની જાલોને તેઓ ખજુરીનાં ઝાડોની છાલોમાંથી વણી કહાડતા હતા અને હથીયારમાં તેઓ ફકત ભાલાજ વાપરી જાણતા હતા, કે જેઓની અણીઓને તેઓ આતશની ગરમીથી તેજ અને અણીદાર કરી રાખતા હતાં. (જુઓ આરયનની "એનાબાસીસ" ૬,૨૩ તથા તેની "ઇનદીકા" ૨૫, ૨૬ અને એબોનું પાનું ૭૧૧ મું) ત્યાંની દક્ષીણ તરફની કીનારી ઉપર દરીઆવ તરફ ધસી જતાં કશાં પણ મોટાં નદી નાળાં ન આવયાથી, ત્યાંના કોસ્ટા ઉપર આજબી કેઠે કેઠે જુજજ ફળવંત જગયાઓ ફકત આપણી દ્રષટીએ પડી શકે છે. એ પહાડી ભુમીની ઉતર અને દક્ષીણ ભણીની કીનારીથી લગભગ સરખેજ તફાવતે અંદરખાનેનાં પેલાં બીઆબાનની પુરવ દીશા ભણી જતાં એક મોટો સરોવર આવે છે, જેને હાલમાં હામુનનો સરોવર કરીને કહે છે તથા અસલી ગ્રીક લોકો તેને એરાઇઓસનો સરોવર કરીને કહેતા હતા. પુરખેતીવાળા એક પ્રાંતની તે ગોયા વચો વચમાં આવયો છે; પરંતુ આથમણુ તરફના તોફાની વાયુથી વારંવાર જંગલની રેતીના વંટોલયાઓ ત્યાંના કીનારાઓ ભણી ઘસડાઇ આવે છે. આ તલાવની બાંધણી એવી તો ખુદરતે રચેલી છે કે, ઉતર અને પુરવ ભણીની કીનારીઓ માંહેલા ઢોળાવોમાંના કેટલાંએક અગતના જાણીતાં નદી નાળાં તેમાંજ આવીને ખાલી થાય છે. હીદુસ્તાનના પાહાડની દક્ષીણ તરફના ફાંટા યાને ઓળ આગળથી હેલમંદ નદી આવીને ત્યાંહાં તે પોતાનું પાણી પછી ખાલી કરી નાખે છે. એ નદીને અવસ્તામાં હેતુમત યાને પુલોથી ભરપુર એવાં નામથી જણાવેલી છે ને તેને ગ્રીક લોકો ઇતીમાનદરોસ એવું નામ આપી ગયા છે. તે આસરે ૪૦૦ માઈલ સુધી દોડતી આવે છે અને પોતાનાં પાણીને એ સરોવરમાં ખાલી કરે છે તે પુરવે તો, તે અરઘનદાબ નદીનાં પાણી સાથેબી પોતે જોડાઇ જાય છે. પુરવ તરફથી પરંતુ વધારે દક્ષીણ ભણી લોરા નામની નદી જે વહેતી ચાલે છે, તે હાલ જમાનામાં એ સરોવરમાંતો કાંઇ ખાલી થતી નથી. વલી ઉતર તરફથી હારૂત અને ચશરૂદ નદીઓ તેમાં દાખેલ થઇ જાય છે. એ સરોવરની આસપાસ અને હેલમંદ, અરઘનદાબ તથા લોરા નદીઓના કીનારા ઉપર એક ઘણોજ ફળવંત મુલક આવયો છે. તયાંની ખીણોની દેવાલોની ઉચાણમાં મોટાં વીસ્તીરણ બીઆબાનો ઉભાઇ જાય છે, પરતું ઉગમણુ તરફ તે નદીઓના ઉપલા રસ્તાઓ ટેકરીઓથી ઘેરાઇ ગયેલા છે, કે જે ટેકરીઓના શીખરો ઉપર કશી પણ વનસ્પતી ઉગેલી આપણી નજરે પડી શકતી નથી. એ હામુનનાં સરોવરના કીનારા ઉપર અને હેલમંદ (હેતુમત) નદીની ખીણમાં જે લોકો વસ્તા હતા, તેઓને હખામની તખતીઓમાં ઝરક એવા નામથી આપણને જણાવેલા છે કે, જે શબ્દનો અરથ સરોવરપર રહેનારા લોકો એવો થાય છે. કદીમ ફારસી ભાષામાં સરોવરને દરીઆવ; ઉગમણુ તરફની પુરાતન ભાષામાં ઝરયાનહ અને હાલની ફારસીમાં તેને જરરેહ કરીને કહે છે. આ ઉપરથી હવે આપણી સમજણમાં આવી શકે છે કે તેથીજ હીરાડોટસ તે લોકોને સારાંગીઆન તથા પાછલા ગ્રીક નવીશંદાઓ ઝરાનગીઆન તથા દરાનગીયાન કરીને લ

ખી ગયા છે. આગલા યવન લોકોના કહેવા
પ્રમાણે એ ઝરક લોકો પહેલવાનોમાં ખપતા
હતા; હથીયારોમાં તેઓ મીદીયનો જેવા
ભાલા તથા ધનુશો વાપરતા હતા અને પોત
પોતાના ઘોડાઓ ઉપર સવાર થઇ તેઓ
જયારે લડતા હતા, ત્યારે તેઓને કોઇ પણ
વરણ હરાવી શકતી નહોતી. આરીયન (જુઓ
તેની "એનાબાસીસ" ૩,૨૭) દાયોદોરસ
૧૭–૮૧) તથા સ્ત્રેબો (પા. ૭૨૪) તેઓ
માંહેલી એક વરણ, જે સારા અને
આદેલ કાયદાઓ હેઠળ વસ્તી હતી
તેને આરીઆસ્પીઆન એવું નામ આપી
ગયા છે. એ દેશાવરોની આગલી આબા
દાની અને જાહોજલાલી વીસે ત્યાંના બીસ
માર શેહેરો તથા નેહેરોને લગતી તારાજની
શાનો અદયાપી આપણને ગોયા સારી જેવી
ગવાહીઓ આપી જાય છે. એ ઝરક લોકો
ની પુરવ દીશા ભણી છેક અરઘનદાબ નદી
ની ખીણુવેર જે લોકો કે વસ્તા હતા, તેઓને
અશલી યવન લખનારાઓ આરાચોતી એવું
નામ આપી ગયેલા છે. હખામની વંશની
તખતીઓમાં તેઓને હરઉવતી તથા અવસ્તા
માં હરવઇતીના નામથી જણાવેલા છે કે, જે
શબ્દનો અરથ પાણીથી ભરપુર એવો થાય
છે. આવાં નામો આરાચોતી નામની નદી
કે જ્યાં આગળ તે લોકો વસ્તા હતા, તે ન
દીના નામો ઉપરથી તેઓને મળેલાં છે, કેમકે
તે નદીનું વધારે અસલી નામ આરાચોતીસ
કરીને હતું, કે જેને હીંદુઓના વેદમાં સરસ્વ
તી યાને સાતમી બેહેન એવે નામથી આરા
ધેલી છે અને પારસીઓના ઘણા કદીમ નીયા
ગાનો ઉપર કહેવા પ્રમાણે હરવઇતીના નામ
થી તેને પીછાણી ગયા છે. આ નામ તેઓ
ને તેઓની ભુમી માંહેલી પેલી આરાચોતી
નદીના નામ ઉપરથી જે મળયું હતું, તે વીશે હી
રાડોટસ સદંતરજ પોતે બેખબરો હોવાથી, તેના
મ તેઓને તેઓની અસલી પાકતાઇ નામની વ
રણના નામ ઉપરથી મળયું હતું એમ પોતા
તરફથી તે ઠોકી બેસાડી ગયો છે. તે વળી
આપણને એમ પણ જણાવી જાય છે જે, તે
લોકો ચામડાંના પોશાકો પહેરતા હતા તથા
અજાયબ તરેહના ધનુશો તથા ખંજરો પો
તાના વપરાસમાં લાવતા હતા. એ આરાચો
તીની ભુમીમાં બીસતુનના લેખો (૩, ૯, ૧)
પ્રમાણે પાદશાહ દારયવુશે કાપીસકાની નામ
નું શેહેર જે પોતે જીતી લીધું હતું, તે બેશ
ક પલીનીનું જણાવેલું પેલું ઘણું વખણાયે
લું કાપીસાનું શેહેરજ હોવું જોઇએ. તે ગ્રંથકાર
ના કહેવા પ્રમાણે તે શેહેર કાપીસીનીના પ્રાંત ખા
તે આવયું હતું (જુઓ તેની "ખુદરતી તવા
રીખ" ૬,૨૫) અને કાબુલની નદી તથા કાબુ
લનું શેહેરબી તે આરાચોતી લોકોનાજ તા
બા હેઠળ હતાં. ઇ૦ સ૦ ૬૩૪ પછી હીઆ
નથસંગ નામનો પેલો વખણાએલો ચીનો મુ
સાફર પોતાના બુધ ધરમની શોધ ખોળો સા
રૂ જ્યારે હીંદુસ્તાનમાં પેઠો, ત્યારે એ શેહેર
ની તે પોતે મુલાકાત લેઇ ગયો હતો અને
ત્યાં તે વેળાએ કોઇક ક્ષત્રી વંશનો રાજા રા
જપાટ ભોગવતો હતો કે, જેનાં હાથ હેઠળ
દસ પ્રાંતો આવેલા હતા અને ત્યાં ૧૦૦
અપાસરા તથા ૬૦૦૦ ગોરજીઓ તેના જો
વામાં આવયા હતા. (જુઓ એલફીનસ્તન
નો "હીંદુસ્તાનનો ઇતીહાસ" પા૦ ૨૮૯;
તથા મારી તવારીખે કદીમ ઈરાનના "દીબા
ચા" ને પા૦ ૮૭ ની નોટમાં.)

હીંદુકુશનાં દક્ષીણ ઢોલાવ ભણી જે
લોકો વસ્તા હતા, તે લોકોને અસલી ગ્રીક
લોકો પારોપાનીસાદાનના નામથી જણાવી
ગયા છે. એ પારોપાનીસોસ યાતો પારોપા
મીસસ શબ્દની ઉતપતી પ્રોફેસર લાસન પા
રોપા–નીશધ એવા સંસ્કૃત શબ્દ ઉપરથી થ
યેલી છે એમ જણાવી જાય છે, કે જેનો અ
ર્થ હેઠલો પાહાડ એમ તે કરી જાય છે અને
તેથી ઉલટો શબ્ડ નીશધ કરીને સંસ્કૃતમાં
આવેલો છે કે, જે બોળ હીદુકુશના પરવત
ની ઉંચી ટોચને લગાડવામાં આવે છે અ
ને જેનો માયનો ઉંચો પાહાડ કરીને થાય છે.
(જુઓ તેની ઈનદીસચ આલતરથુમસ કુનદી"
૧,૨૭ નોટ ૪ થી) બીસેતુનની તખતીઓના
બાબેલોનીઅન (સીમાટીક) તરજુમામાં, ત્યાંના
દંરાની તખતીઓ માંહેલા ગનદરાસ જેવા વી
શેષ નામનો તરજુમો પારૂપનીસાન કરીને
કરેલો આપણી નજરે પડે છે. સાંકડી રીતે
લેતાં એ નામ હીંદુકુશના પાહાડોની લંગા
રના નઇરૂત્ય કોણ તરફના ભાગને લગાડવા
માં આવે છે અને ગીજનીની ઉંચી સપાટ
જમીનની આથમણે હાલ જમાનામાં ધુ
રીસ્તાનનો જે જુમખો આવયો છે અને
જે જુમખામાંથી હરીરૂદ અને હેલમંદ ન
દીઓ ઉતપન થાય છે તેને તે લાગુ પાડવા
માં આવે છે. અવસ્તામાં એ પારોપોનીસસ
સારૂ અપારસેન એવો શબ્દ આપણી નજ

રે પડે છે કે, જે વીશે આગળ ચાલતાં મેં કેઠે વધારે ખુલાસો કરેલો છે અને તેજ શબ્દ ઉપરથી વલી તે ગ્રીક લોકો અસલમાં પારોપેનીસસ એવું નામ પોતે લઇ નાઠા હતા. હાલના અફઘાન લોકો પુરાતન કાળમાં ત્યાંની એવી એક ભુમામાં વસ્તા હતા કે જેની ઉતરમાં કાબુલની નદી અને સફેદ કુહની લંગાર આવેલી હતી, દક્ષીણે શેરાવક, પુરવે સુલેમાનના પાહાડોથી તે પશ્ચીમે હેઠ અરઘન દાબ નદી આવેલી હતી: અને પાછલા જમાનામાં તે ભુમી છોડીને તેઓ પછી કાબુલન અને પેશાવરનાં શેહેરોમાં જે ધુસી ગયા હતા, તેથી તેઓ અદયાપી પોતાને પશતુન તથા પાખતુન યાને રોહીલા એટલે જે પહાડી કરીને કહે છે અને પોતાની ભાષાનું નામ તેઓ પુસ્તુ કરીને આપી જાય છે. તેઓ હજુર સુધી પોતાની અસલી કઠોર જેવી પહાડી ભાષા બોલે છે કે, જે સીંધુ નદી આગળ વસ્તી આરયન ટોળાંઓની ભાષની શાખાઓ સાથે ઘણી ખરી એક મળતી ઉતરે છે. મો૦ તરમપ એમ સાબેત કરવાની વેતરણ કરે છે કે અફઘાની લોકોની ભાષાબી અસલી એક નોખીજ ભાષા છે, કે જેમાં હીંદુઓની જ ભાસાઓનો અતલગનો ભાગ સમાએલો છે. (જુઓ તેનો "ઝાઇતશરીફ્ત દર દોઇતસચન મોરગેનલાનદીશ્ચન ગેસ્ટીલીખત" યાને જરમન ઓરીએનટલ સોસાઇટીનું જરનલ ૨૧,૧૦) તેથી ઉલટા લાસન (જુઓ તેની "ઇનદીસચ આલતરથુમસકુનદી" ૧,૪૨૮) તથા ફ્રેદ્રીક મુલર (જુઓ તેની "યુઇબર દાઇ સપ્રાશ દર અફઘાનેન") એમ પોતાના અભીપ્રાયો આપી જાય છે કે એ અફઘાન લોકો પારસી કે હીંદુઓની વચે આવી શકતા નથી; પરંતુ તેઓ ખુદ અસલી ઇરાનીઓનીજ ગોયા એક નોખી શાખા જેવા હતા, તેથીજ તેઓના ઉચારો પારસીઓ થાને અસલી બાખત્રીયન ભાષાના ઉચારો સાથે આબેહુબ એક મળતા આવે છે, માટે તેઓની ભાષાબી ઉગમણુ ઇરાન યાને બાખત્રીયાની ભાષામાંથી સીધીજ રીતે ઉતરી આવેલી છે. વળી અલબરૂજના પહાડની ઉગમણુ ભણી, જયાં ઇરાનની ઉતર તરફની કીનારી આથમણુ બોરડું તરફ દમાવંદના પહાડ તરીકે છેક ૧૮૦૦૦ ફીટ જેટલી ઉંચાણમાં આવેલી છે, અને ત્યાંથી પછી ઉતરતી ઉતરતી છેક કાસ્પીયન સરોવર વેર તે ભુમી જે ચત્રાય છે, ત્યાં આગળ હીરકેનયનોનો મુલક આવયો છે. હખામની તખતીઓમાં તે દેશનું નામ વરકાન કરીને આપણા દીઠામાં આવે છે અને હાલ જમાનામાં તેને જોરજાનનો મુલક કરીને લોકો કહે છે. ગ્રીક નવીશંદાઓના જણાવયા પ્રમાણે, તયાંના પહાડો ઉપર બહુતના ઝાડનાં જંગલોનાં જંગલો ઉભાઈ જતાં હતાં કે, જયાં જથાબંધ જંગલી મધમાખીઓ પોતપોતાના પોરાઓ મેલતાઓ હતી. તયાંની ખીણોમાં દ્રાક્ષ અને અંજીરના છોડવા બેશુમાર ઉગી નીકળતા હતા અને ત્યાંની ભુમી છેક દરીઆવ સુધી એટલી તો ફળદરૂપ રહેતી હતી કે, વાવણી કરયા વીના જમીનપર જે અનાજના દાણાઓ ખરી પડતા હતા, તો તેઓમાંથીજ પુષકળ ભાત ઉગી નીકળતું હતું (જુઓ દાયોદોરસ ૧૭, ૭૫; સ્ત્રેબો પા૦ ૫૦૮, ૫૧૪ ને ૭૨૪ મું તથા પલીનીની "ખુદરતી તવારીખ" ૬,૨૯) આ હેવાલમાં તે લોકો કંઇ અતીશયોકતી જેવું લખાણ કરી ગયેલા નથી; પરંતુ તેમાં ખરેખર સચાઇજ સમાયલી છે, એમ હાલ પણ સ્પષટ રીતે જણાઇ આવે છે. કેમકે અલબુરૂજના પહાડની ઉંચાણીમાંથી તથા ત્યાંનાં બરફનાં મેદાનોમાંથી જે પાણી વેહેતું ચાલે છે, તે પેલા કોસતા ભણીની જમીનને એટલી તો તરોતાજગી બક્ષે છે કે તેથી જોરજાન, તબરીસ્તાન તથા ઘીલાનના મુલકો જે ઉષણ કટીબંધમાં આવયા છે અને ત્યાંની ધરતીમાં જવાળામુખી પહાડોની જે ગરમી રહે છે, તેથી તે દેશાવરો બહુજ ફળદરૂપ તરીકે ગણાય છે. કોસ્ટા તરફનાં છાછરાં તળાવો પછી બીનાશવાળા જંગલો ત્યાં ઉભાઇ જાય છે; તેથી ઉંચાણમાં ભાતીનાં ખેતરો તથા શેરડીના રોપાઓ આવયા છે અને તે ફળવંત મેદાનોની પેલીપાર છેક અલબરૂજના પહાડનાં શીખરો ઉપર બહુત (ઓક) નારૂન (એલમ) તથા ચુનાર (પલેન)નાં દરખતોનાં જંગલોનાં, જંગલો ગોયા આપણી નજરે પડે છે. ત્યાં ચીભરાં, તરબુજ, ખરબુજાં, અંજીર, શેહેતુર, શંતરા, જૈતુન (ઓલીવ) અને નારંગીઓ જેવા મેવા જથાબંધ ઉગી નીકળે છે અને દ્રાક્ષના મજબુત વેલાઓ તો હેઠ ઝાડોની ઉંચાણી વેર ચહડેલા દીસે છે. (જુઓ રીતર "એરકુંદી" ૮,૪૨૫). એ ભુમી આવી આબાદ હોવા છતાં, ત્યાં પણ કોઇ એક જાતનો શ્રાપ ઉતરેલો આપણા દીઠા

માં આવે છે. તે એ છે કે ત્યાં ધરતીકંપો તથા ઉતર તરફનો પવન બેશુમાર ફુંકે છે કે, જેથી લોકોની તનદરૌસ્તીઓમાં બહુજ બગાડો થાય છે; એમ આગળ ચાલતાં આપણે વીસ્તારીને જણાવી ચુકયા છીયે. (જુઓ ટી૦ ૨ પા૦ ૨ જું) સીકંદરના દોર પછીના જેબી ગ્રીક કે રૂમી નવીશંદાઓ ઉગમણુ પ્રાંતના અત્રેના લતાઓપર આવેલાં શેહેરો, મુલકો, પાહાડો તથા નદી નાળાંઓનાં જેબી નામો પોતપોતાની ભાષાઓમાં આપી ગયા છે, તે તેઓ પારસીઓ કે પારથીઅનોનાં તે જગાઓને આપેલાં નામો ઉપરથીજ પોતે અપભ્રંશ કરી ગયેલા છે અને જેઓમાં હીંદુઓની ભાષાઓનો તો કશો પણ હાથ હતોજ નહીં, એમ હાલના ભાષાશાસ્ત્રના એલમથી તથા સ્ત્રેબો.નાં લખાણો ઉપરથાબી સારાંશ નીકળી શકે છે. (જુઓ તેની ભુગોળ, "બાન"ની આવરૂતી વા૦ ૧, પા૦ ૨૨ થી ૨૩ તથા વા૦ ૨, પા૦ ૨૪૧ મું) વળી વધારે ઉગમણુ ભણી જ્યાં કે કાસ્પીયન સરોવરની હદ ખતમ થાય છે અને ઇરાનના પાહાડો જે પેલી જહુન નદી આગળ આવેલાં વીરાન અને કોઇ નહીં જઇ શકે તેવાં મેદાનો તરફ ઉતરતા ઉતરતા ચાલ્યા જાય છે, ત્યાં આગળ એક ભયભીત જંગલ જેવો પહાડી મુલક આવયો છે. તે તરફના ઉંડા ખાડાઓમાં ફકત પારથીયન લોકોનોજ દેશ આવયો છે, કે જેને બીસતુનની તખતીઓમાં પારથવ એવાં નામથી જણાવેલો છે. એ લોકોની નશલ તથા બુનીઆદ, ધરમ આચાર તથા રીતભાતો વીશે હવે પછીનાં દફતરોમાં ખુલી રીતે વીવેચન કરવામાં આવેલું છે. સ્ત્રેબો કહે છે જે એ લોકોની બુલંદ શેહેનશાહત જે નામદાર આરસ (આરસસીસ) ૧ લો કે પ્રથમમાં સ્થાપી ગયો હતો, તે શખસ સીથીયન યાને તુરાની ટોલાંનો હતો; પરંતુ કેટલાએકો કહે છે જે તે ખુદ પોતે તો બાખત્રીયન યાને ઇરાની ટોલાંનોજ ચરનજીવી થતો હતો. (જુઓ તેની ભુગોળ "બાન"ની આવરૂતી વા૦ ૨ પા૦ ૨૫૧ મું) તે ભુમી પણ ફળદરૂપ તરીકેજ જણાએલી હતી અને એ સરકસ અને દલેર જરથોસ્તી ટોળાં વીશે ચરક્ષીવાલો આઈસોદોરસ બી કેટલુંએક દાસ્તાન પોતે વટીક આપી ગયો છે (જુઓ તેનો "પારથવ" ૧૦-૧૪.) ને જે વંશની તવારીખ દરોબસ્ત રીતે પાછલાં એક દફતરમાં આપવામાં આવેલી છે.

હીરકેનીઅનો સાથે મલી જઇને એ લોકોએ પણ શેહેનશાહ દારયવુશ સામે એક જબરો બલવો ઉઠાવયો હતો; કેમકે તે બંને લોકોની એકજ છત્રપી પારસીઓના દોરમાં ગણાતી હતી; પરંતુ તે બળવો આખરે પારસીઓએ બેસાડી દઇ તેઓને પાછા ઇરાનના તાબા હેઠળ કરી નાખ્યા હતા. મોવજેશ ખોરોનાતસી જેવો એક અરમાની ગ્રંથકાર એ લોકોનું નામ પહલવ કરીને આપી ગયો છે, જેપરથી પાછલા ગ્રંથકારો એ લોકોને પેહલવ એવું નામ આપી જાય છે અને એ લોકોની બોલીને પેહેલવી કરીને તેઓએ કહેલી છે. દારયવુશની તખતીઓ ઉપરથી સાફ જણાય છે જે એ લોકો એ ભુમીમાં તેના દોરમાં કંઇ આજકાલના આવીને વસેલા ન હતા, કે જે વાતને વેદ ઉપરથીબી ટેકો મળી શકે છે. એ લોકોને જસતીન, સ્ત્રેબો તથા રૂમી ગ્રંથકારો સીથીયન યાને તુરાનીઓ તરીકે જણાવી ગયા છે ને જે વાતનું ખંડન કે હવે પછી કરવામાં આવેલું છે, માટે અત્રે તેપર વધુ ચુનોચરા કરેલી વયર્થ છે. તે લેખોમાં (જુઓ "બીસેતુનની તખતીઓ" ૨, ૯૫ તથા ૩, ૪) પારથીઓના દેશમાં વીસપાઉઝેતીસ તથા પાતીગરેબાન નામનાં શેહેરો આવયાં હતાં, તે કયાં આગળ આવયાં હતાં તે વાત હાલ જમાનામાં બરોબર રીતે આપણને માલુમ પડી શકતી નથી. પરંતુ તે નામોમાં અવસ્તાઇ મુળો આવયાં છે તે તો હાલમાં સ્પષ્ત રીતે જણાઇ આવે છે. એમીઆનસ મારસીલેનસ નામનો સાસાનીઓના દોરમાં થઇ ગયેલો એક રૂમી ગ્રંથકાર એ પાતીગરેબાનના શેહેરને પોતે મીદીઆના પ્રાંતમાં મેલી ગયો છે. (જુઓ તેની ચો૦ ૨૩, ૬) પારથુનીસા નામનું ત્યાંનું એક ત્રીજું શેહેર, જ્યાં કે આઇસોદોરસના કહેવા પ્રમાણે અસકાનીઆન શેહેનશાહોનાં અસ્તોદાંનો આવયાં હતાં અને જેને તેના જણાવયા પ્રમાણે "ગ્રીક લોકો નીસીઆ કરીને કહેતા હતા," તે પેલું પારથવનીસા નામનું શેહેર છે કે, જેની ભુમીને આપણે હાલ જમાનાનાં નીશાપુરનાં શેહેરની નજદીકમાં કેહે શોધવી જોઇયે. વંદીદાદ પ્રમાણે મુરૂ અને બાખદી વચે નીસય નામનું જે શેહેર આવયું હતું, તે એજ શેહેર હોવું જોઇયે એમ જુસ્તી (જુઓ તેની "બાઇતરાજ" ૨,૬) વીચારે છે, કે જે મતને વખતે આ

મજકુર આઇસોદોરસપરથીબી ટેકો મલી શકે તેવું છે. પારથીઆનો દેશ છોડીને જો વધુ ઉગમણ ભણી આપણે જઇ પોહોચીએ છીએ તો, હરીરૂદ યાને એરાઇઓસ નદી આગલની લાંબી અને સાંકડી ખીણમાં ખેતીવાડી પુષ્કળ આપણી નજરે પડે છે. એ નદી હીંદુસ્તાનના દક્ષીણ તરફના ઢોળાવમાંથી બાહેર પડીને એ પહાડી સપાટ ભુમીની અંદરના કીનારા પરથી આથમણ ભણી વહેતી જાય છે અને પછી ઉતર તરફની ભુમી તરફ ફાટીને પેલા રેતીના મેદાનોમાં પોતે વીસરજન થઈ જાય છે. એ મજકુર ખીણવાળી ભુમીને હાલ જમાનામાં હેરાત કરીને કહે છે કે, જ્યાં એરાયન (હેરાતી) લોકો અસલમાં વસ્તા હતા ને જેઓને પારસીઓના હખામની પાદશાહોના લેખોમાં હરઇવા કરીને કહેલા છે અને એ નામ ઉપરથી એ દેશમાં પાણી ખીસીઆર મલી આવવું જોઇયે એમબી સ્પષ્ટ રીતે માલુમ પડી શકે છે. એ એરાયન લોકોની ઉતરમાં મુરઘાબ (મારગોસ) નદીની ખીણમાં મારજીઆનાનો પ્રાંત આવયો હતો કે, જેને કદીમ ફારસી ભાષામાં મરઘુશ, અવસ્તામાં મુરૂ અને હાલની ફારસીમાં મરવ કરીને કહે છે. એ મુરઘાબ નદી એ પાહાડી સપાટ ભુમીની ઉતર તરફની કીનારીમાંથી પેધી પડીને પોતે વાવય કોણ તરફનો રસ્તો લેતી ચાલી જાય છે અને આખરે આવીને ત્યાંના રેતાલ જંગલમાં પછી વીસરજન થઇ જાય છે. એ મારજીઆના ( મરવ ) ના પ્રાંતમાં બુરજીગરીનો પેશો ધમધોકાર ચાલયો જતો હતો અને ત્યાંની દ્રાક્ષો બહુજ તોહોફો ગણાતી હતી તથા ત્યાં ઘણાંએક આબાદ શેહેરો આવયાં હતાં કે, જેઓમાં આદમીઓની વસ્તી પણ ભરચકર ઉભાઇ જતી હતી; પરંતુ જે જે જગયાઓ ઉપરથી આ મુરઘાબ નદી અને તેની પડોશનાં નદી નાળાંઓ પસાર થતાં હતાં, તેજ જગયાઓ ઉપરજ ફક્ત ખેતીવાડીઓ થઇ શકતી હતી. તે પહાડની સરહદની તળેટી આગળ તથા ઉતર તરફનાં મેદાનો તરફ અને જેહુન નદીનાં મેદાનોની કીનારી આગળ ખોરાશમીઅન લોકોનો મુલક આવયો હતો કે, જ્યાં ખેતીવાડી માંત્ર છુટી છવાઈજ થઇ શકતી હતી. તે લોકોનો આ દેશ હીરકેનીઆન, પારથીઆન, તથા મારજીઆનીના પ્રાંતોની ઉતરમાં આવેલો હતો અને તેઓ ઘડી એકમાં એક ઠેકાણે તો ઘડી એકમાં બીજે ઠેકાણે જઇને વાસો કરતા હતા અને તેઓ માંહેલા થોડાએક લોકોજ ત્યાં સદાકાળ કાયમ મુકામ થઇને પડી રહેલા દીસતા હતા. એ લોકોને ઇરાની ખીલારોકા હરફોની તખતીઓમાં ઉવારઝમીઆ તથા અવસ્તામાં હવઇરીઝમ કરીને કહેલા છે. તેઓથી બી વધારે દુર ઉગમણુ દીશા ભણી, જયાં તે તરફના દેશાવરોની કીનારી ઠેઠ હીંદુકુશના પહાડની ઉંચાણ વેર પોહોચી જાય છે, ત્યાંના ઉતર તરફના ઢોળાવ આગળ ઠેઠ જેહુન નદીના ઉપલા ભાગ આગળ એક ઘણોજ વખણાયલો દેશ આવયો હતો. પામીરનો પરવત જેની ઉંચાઈ દરીયાની સપાટીથી ૧૫૦૦૦ ફીટ કરતાં બી વધારે છે, ત્યાંની પહાડી સપાટ ભુમીમાથી પેલી વચોવચમાંની કાહેસ્તાની ભુમીની કીનારી આગળ બીલુરદાઘનો જે પાહાડ આવયો છે અને જેની સાથે પેલો હીંદુકુશનો પરવત આવીને જે જગયા ઉપર પોતે મળી જાય છે, તેજ ચોકસ જગયા આગળથી એ મોટી જેહુન નદી વહેવા શરૂ થાય છે. તે નદી જે વાવંય દીશા ભણી વેહેતી જાએ છે, ત્યાંના તેના કીનારાઓ ઉપર પહાડોને મથાળે મોટાં ચરાગાહનાં ખેતરો આવયાં છે, જેથી કરીને બેસુમાર ઘોડા અને મેંઢાંઓના ટોળાંઓનું ત્યાં પાલન પોશણ સહેલથી થઇ શકે છે. તે સાથે તે તરફની આબોહવા પણ સ્વચ્છ હોય છે, અને તે ટેકરીઓનાં પુર દરખતવાળાં જંગલોની હેઠાણમાં આબાદ અને રમણીય ખીણો આપણી દ્રષ્ટીએ પડે છે. વલી હીંદુ કુશના પરવતોના એ ઢોળાવો ઉપર તયાંની પહાડી ભુમી અને કાસ્પીઅન સરોવરનાં મેદાનોની ઠેઠ વચોવચમાં, બાખત્રીયન લોકોનો ઘણો પુરાતન મુલક આવયો છે, જેને હખામની પાદશાહોના લેખોમાં બાખત્રી અને વંદીદાદની પવીત્ર પોથીમાં "બાખધીમ શ્રીરામ અઈરેધવો દ્રફશામ" યાને બુલંદ વાવટાવાળું બાખધી (બલ્ખ) એવાં નામથી આરાધેલું છે અને જેનાં પાયતખત શેહેરને કે તેના બેહદ પુરાતનપણાને લીધે આગલા અરબો "ઉમી ઉલ બલાદ" યાને શેહેરોની માતા એવું નામ આપી ગયા છે. કરસીઉસ (૭–૪) સીકંદરના હેમશરીકોના હેવાલો ઉપર પોતે જે મરી ફીટે છે, તેઓને આધારે એ બાખત્રીઆની સરજમીન વીશે તે એમ બોલે છે જે ત્યાંની ભુમી તરેહ તરેહવાર રંગબેરંગી

હાલતોમાં બદલાતી ચાલે છે, જો એક ઠેકાણે ચરાધાહનીજ જગયાઓ આપણી ન જરે પડે છે, તો વળી કોઈક બીજે ઠેકાણે તો ખુશનુમા ફુલફલાદીવાલાં દરખતો તથા દ્રાક્ષના રોપાઓ પુર બહારથી ઉગી નીકળે છે અને તયાંની રસાળ જમીનમાં વારમવાર પાણીની શીપણી થયાથી તયાં અનાજ પણ જથાબંધ પાકી શકે છે.

એ મુલકોમાંબી સંખયાબંધ ગાય ઢોરે તથા ઘોડાઓનું પાલણપોષણ સેહેલાઇથી થઇ શકે છે. પારેપાનીસોસના પાહાડની લંગાર હેહજ યાને હીંદુકુશના પરવતના ઢોલાવ ઉપર બલખ (બાકત્ર) નું તેઓનું નામીચું શેહેર આવયું છે. તે શેહેર તે નામની નદી આગળ બીરાજે છે અને તેની દેવાલો સુધી તે નદીનું પાણી છેક ચત્રાતું આવે છે. પરંતુ તે દેશનો વળી બીજો ઘણો એક ભાગ તો રેતીનાં ઘણાં ઉજજડ બીયાબાનોથી પણ ભરપુર જોવામાં આવે છે. અગર જો ત્યાં કાસ્પીઅન સરોવર આગળથી પવન ફુકવા માડે છે તો, તે પવન પેલી રેતીને પેલી ઉંચી ટેકરીઓ ઉપર ધસડી લઇ જાય છે, કે જેથી રસ્તો મુતલકજ કોઇને નજરે પડી શકતો નથી, એટલુંજ નહી પરંતુ મુસાફરો ઘણીએક વખત બહુજ બરએલાઈથી અને આપદાઓમાં પોતે વળી આવી પડે છે અને જેમ દરીયાવમાં સફર કરતી વેળા તારાઓને આધારે કીસ્તીઓ પોત પોતાનો રસ્તો લેતી જાય છે, તેમજ પેલા મુસાફરો અને રાહદારીઓનેબી તેઓનેજ આધારે પોતાનો રસ્તો કાપવો પડે છે. સીકંદરની કારકીરદીને વધારે અતીશયોકતીથી જણાવવા તેના જમાનાના ઘણાખરા યવન તવારીખ નવીશો જે તેનાં બાંકાં અમસ્થાં ફુકી ગયા છે અને સતયતાથી જે વેગળા ગયા છે, તેથી તેઓપર સ્ત્રેબો આપણને ઝાઝું લક્ષ આપવાને ભલામણ કરતો નથી (જુઓ તેની ભુગોળ "બાનની આવરૂતી વા૦ ૨ પા૦ ૨૪૧ મું) અને આરતીમીતાનાં શેહેરવાળા એપાંલોદોરસની સત્તાને આધારે તે ભુગોળ વીદયારથી આપણને એમ જણાવે છે જે, ઉગમણુ ઇરાન યાને એરીયાનાના દેશાવરો ખાતે બાખત્રીયાનો મુલક સઉથી શ્રેસ્ટ દરજજો ધરાવે છે. ઘણા પુરાતન જમાનામાં એ લોકોબી જો કે ભરવાડો જેવાજ પેશા પોતે કરી જાણતા હતા, તોબી તેઓની ભુમી બહુ વીશાળ હોવાથી, એક ફકત દ્રાક્ષો સેવાય બીજા ભાત ભાતના મેવાઓ ત્યાં ઉગી શકતા હતા અને ત્યાંની ભુમી ફલવંત હોવાથી પાછલા યવન રાજાઓ તે તરફ મોટી મોટી ફતેહો પણ કરી ગયા હતા. તેઓનાં મુખય શેહેરોમાં એક તો બાકત્રા યાને બલખનુ શેહેર હતું, જેમાંથી તેજ નામની એક નદી ઉપર જણાવયા પ્રમાણે વેહેતી હતી. બીજાં શેહેરોમાં તે ભુગોળ વીદયારથી દારપસા, એયોરનુંસ (અવરન યાને પનાહબાહ) તથા કરીઆતા વીગેરે શેહેરોના નામો પોતે આપી જાય છે ને જેઓની સીવાએ ત્યાંના ઉંચા ખડકો ઉપર મોટા કીલાઓ વટીક આવયા હતા એમ તે જણાવી ગયો છે. ( જુઓ તેનુ પાનુ ૧૧૮, ૫૧૬ ને ૬૮૨ તથા એરીયનની "એનાબાસીસ". ૩, ૨૯) એ એયોરનુસનાં શેહેરમાં બઝીરાના શેહેરવાલાઓને જયારે માલુમ પડયું કે સીકંદરે પોતાની અસવકસ યાને અસ્પાસીઆનો સાથની લડાઇમાં તેઓનાં ઓરા નામનાં શેહેરને પોતે જયારે આખરે જીતી લીધું, ત્યારે તેઓએ તયાં જઇને તેના કીલામાં પોતે પુસ્ત પનાહ મેળવી હતી. તે શેહેર જે જગયા ઉપર સીંધુ અને કાબુલ નદીઓનો સંયોગ થાય છે, તયાંથી થોડેક છેટે સીંધુ નદીની છેક અડોઅડ આવયું હતું અને એક નોખી જેવી ટેકરી ઉપર તે ઉભેલું હતું, કે જે ટેકરી આસરે પાંચ હજાર ફીટ ઉચાણમાં હતી તથા તેની ટલેટી આગલ તેનો ઘેરાવો ૨૦ માઇલ કરતાંબી વધારે હતો. મેજર કનીંગહામના "સરવે રીપોરત" પ્રમાણે (૨-૧૦૩) તે જગયા ઉપર હાલમાં રાણીગંજનો કીલો આવેલો છે. આગલ ચાલતા સ્ત્રેબો વળી એમ પણ વરણવે છે જે એ બાકત્રી (બલખ) શેહેરને જરીઅસ્પ કરીને પણ કહેતા હતા અને પલીની એમ બોલે છે કે અસલી જમાનામાં અકસર કરીને એ શેહેર એજ નામથી લોકોમાં મશહુર હતું. એરીયન કહે છે જે બાખત્રીયાના પ્રાંત ખાતેનાં સઉથી મોટાં શેહેરનું નામ જરીઅસ્પ કરીને હતું અને પટલીમુસ (પતોલેમી) જહુન નદીના કીનારા ઉપર બલખ શેહેરની ઉતરમાં તે શેહેરને મેળી જાય છે. એ નામનો અરથ જર અસ્પ યાને સોનેરી રંગના ઘોડા એવો થ.ય છે અને એ વીશેષ નામ શેહેર કરતાં કોઇક નદીને વધારે છાજતું આવે તેવું લાગે છે; પરંતુ તે કોઇક ટોલકીનું જો નામ હોય તો તેમાંબી આપણે વીસ્મીત પામું નહી; કેમકે એ જરીઅસ્પના પ્રાંતમાં બટ

૨૬૮૯



ટીમુસ કહે છે જે, જરીઆસ્પીઅન નામનો એક ટોલો પણ વસ્તો હતો. ફીરદોશી પણ પોતાના શહાનામામાં જરઅસ્પ નામના કોઇએક પહેલવાન વીસે પોતે એશારો કરી ગયો છે. (જુઓ સ્તીવનસ બાએન્જેનસીઅલ, એબો પા૦ ૫૧૪ ને ૫૧૬; એરીઅન "એનાબાસીસ" ૩, ૨૯ તથા ૪, ૧, ૧૬, ૨૨; પલીનીની "ખુદરતી તવારીખ" ૬, ૧૭, ૧૮ તથા બટલીમુસ યાને પતોલેમીની "ભુગોળ" ૬, ૧૧ ને ૮, ૭). વલી હીંદુકુશના પહાડના વાયવય કોણ ભણીના ઢાળાંઓ ઉપર હવા ગરમ રહે છે અને નેહેરોથી જો પાણીની સીપણી બરોબર રીતે કરી હોય તો ત્યાંની ભુમીમાં અનાજ તથા દક્ષીણ તરફના દેશાવરોનો જાત જાતનો મેવો સારી કાની ઉગી નીકળે છે. તે પહાડો તરફનાં મેદાનો જે તયાંના ઘણા ગરમીના મહીનાઓનેબી કશી: મચક આપતાં નથી, તે મેદાનોથી આઠ કોસેને તફાવતે અને જે જગથા પરથી દાહીયન ટોળાં તે મેદાનોમાં અવારનવાર ઘુસી જતાં હતાં તયાંથી ઉતર ભણી છેક બે કોસને તફાવતે બલખ નામની નદી આગળ એ બલખનું શેહેર આવેલું હતું. હાલ જમાનામાં તે શેહેરમાં લોક કંઇ ઘણું વસ્તું નથી; પરંતુ તયાંના અસલી શેહેરની તારાજ નીશાનો અદયપી, પે.તે સાફ ધવાહી આપે છે કે, એક વેળાએ તયાં તે શેહેર મોટો ચકરાવો ઘેરતું હતું. તેની આસપાસની ભુમીની હાલ જમાનામાં સારી કાની ખેડણી થાય છે; તયાંના ખેતરોમાં દરખતો સારીકાની રોપવામાં આવે છે અને તયાંના અસલી પાણીના રસતાઓ જે હાલ જમાનામાં સુકાઇ ગયા છે તથા તયાંના પાણીનાં અસલી મોટાં બાંધકામો તારાજ હાલતમાં હાલમાંબી જે જોવામાં આવે છે તેઓ સીવાય બીજાં અઢાર નાલાંઓ પોતાનું પાણી પેલાં ખેતરોમાં જઇને ખાલી કરે છે જેથી તયાં ઠોકબંધ વાવણીનાં કામો ચાલયાં જાય છે. (જુઓ મોનસ્તુઅરટ એલફીનસ્તનનો કાબુલ નામનો ગ્રંથ ૨, ૨૧૩ થી ૨૧૪) એ બાખત્રીયન લોકોની જહુન નદીની ઠેઠ પેલી પાર બીલુરદાઘ (બીલુર-તાગ)ના પહાડના આથમણ ભણીના ઢોલાવ આગલ પોલીતીમીતસ યાને જરફશાન નદીની ખીણમાં ગ્રીક લોકોનો જણાવેલો પેલો સોગદીઆન લોકોનો દેશ આવયો છે. એ જરફશાન નદી જેનો અસુનું છાંટનારી એવો થાય છે, તે ઉગમણ તફથી જહુન નદી તરફનો પોતે રસ્તો લે છે; પરંતુ તેમાં આવીને મળી જવાને બદલે તે દીનગીઝ નામનાં કોઇએક સરોવરમાં પોતે જઇને ખાલી થઇ જાય છે. એ હાલ જમાનાના સોગદના મુલકને ખીલા રોકી તખતીઓમાં સુગદા તથા અવસ્તામાં સુધધો કરીને કહેલો છે. જેમ આ જહુન નદી બાખત્રીયન લોકોના મુલકને એ સોગદીઆન લોકોના મુલકથી છુટો પાડે છે, તેમજ તેથી વધારે ઉતર ભણીની શહુન (સીરદરીઆ) નદી એ સોગદીઆન લોકોના મુલકને પેલી સીથીઅન (તુરાની) લોકોની ભુમીથી નોખો પાડી દે છે. શાહનામા ઉપરથી બી સાફ જણાય છે જે, તુરાની અફરાશીઆબનો દેશ અને આરયન ઇરાનીઓના દેશો વચે, એ શહુન નદી એક સરહદ તરીકે ગોયા ગણાતી હતી. એબોના જણવયા પ્રમાણે એ બાખત્રીયનો તથા સોગદીઅનોમાં એકજ તરેહની રીતભાતો જોવામાં આવતી હતી; પરંતુ એ બાખત્રીઅનો પેલા સોગદીઅનો થાને થોડાજ તોછડા અને બેઅદબ રહેતા હતા અને વધારે સાલેસ માણસોમાં તેઓ પોતે ખપતા હતા. એ સોગદીઆનાં લોકોનાં મુખય શેહેરનું નામ મરકનદા યાને સમરકંદ કરીને હતું, જે શેહેર પેલી જરફશાન નદીને કીનારે આવેલું હતું અને તેનો ઘેરાવો ઇસુ પુરવે છેક ચોથી સદીમાં પણ ૭૦ સ્તેદીજ જેવડો બોહોળો રેહેતો હતો. તયાંની ભુમી જો કે થોડી ઘણી ફળવંત છે, પરંતુ ત્યાંની રૂતુઓમાં જેમ બેહદ ગરમી તેમજ બેહદ સરદી પણ આપણા દીઠામાં આવે છે.

## હીંદુઓના ધરમનો પારસીઓના મજહબ સાથે કરેલો મુકાબલો.

એ બાખત્રીઆ દેશની દક્ષીણ અને અગની કોણ ભણીની સરહદ, હીંદુ તથા પારસીઓના ઘણાજ પુરાતન નીઆગાનો જયારે એકમેકની સાથે વસ્તા હતા, ત્યારે ઠેઠ સીંધુ નદી વેર ચંત્રાએલી હતી; તેથી અવસ્તામાં તે નદી આગલના દેશાવરોને હપત હીંદુ અને વે

દમાં સપત સીંધવ યાને સાત નદીઓનો મુખક કરીને કહેલો છે. તયાર બાદ હીંદુઓના પુરવજો ધરમ સંબંધી બાબદોમાં હઝરત જરથોસ્તના દોર પછી, આપણા વડીલોથી નોખા પડી ગયા તયારે, તેઓએ સીંધુ નદી ઓળંગાવીને હાલ જમાનાના હીંદુસ્તાનના મુલકોમાં પોતે ઉતરી પડયા હતા. આથી કરીને તે આરય લોકોની ભાષા, અવસ્તાની ભાષા સાથે ઘણો અતલગનો સંબંધ રાખે છે એટલુંજ નહીં; પરંતુ તે ભાષા દારયવુશ અને ક્ષારથા (જરકસીસ) પાદશાહોની ઈરાની ખીલા કોકી તખતીઓની ભાષા સાથેબી ઘણો નજદીકનો સંબંધ ધરાવે છે. તેમજ ઈરાની તથા અસલી હીંદુઓના ધરમ સંબંધી આચાર વીચારોમાંથી કેટલુંએક એકસરખાપણું તરતજ આપણી નજરે પડી શકે છે. એ બંને ટોળાંઓના ઘણા ખરા દેવતાઓનાં નામો, રીતભાતો, ક્રીયા કરમો તથા દંત કથાઓ પણ એકમેક સાથે આબેહુબ ગોયા એકમળતાં ઉતરે છે. દાખલા તરીકે વેદનો મીત્ર તે અવસ્તાનો મીથ્ર (મેહેર યજદ) છે; વેદનો ઈંદ્ર તે અવસ્તાનો વીન્દ્ર છે; વેદનો હોતા તે અવસ્તાનો જોતી; વેદનો અધવરયું યાને હોતાને મદદનો કરનાર તે અવસ્તાનો રાથવી યાને જોતીને મદદનો કરનાર એટલે જે અંધયારૂ છે; વેદની અગની હોત્રી તે આપણી ઈજશની સાથે મળતી ઉતરે છે; વેદનો યમ તે આપણો યમો યાને જમશેદ છે. વેદનો અહી તે આપણો અજેમદેહાકીમ યાને જોહાક છે. વેદનો ત્રીતા તે આપણા લોકોનો થરેતોના યાને ફરેદુન છે; વેદનો કાર્વાઓશ તે આપણા લોકોનો કેકાઉશ છે; વેદનો શુશરવાસ તે આપણો કઈખુશરૂ છે. તેમજ વલી હીંદુઓનો દરસ્તે તે પારસીઓનો દરૂન છે; હીંદુઓની ચતુરમાસ્ય ઈસ્તી તે પારસીઓના ગહમબારોના જશનોની નકલ છે, હીંદુઓની આપરી તે પારસીઓના આફરીનગાનની ક્રીયા સાથે એક મળતી આવે છે; પંછગવયમ તે ગઉમુત અને હીંદુઓની યજ્ઞોપવીત (જનોઇ) નો તો પારસી લોકોની અહનહનેમ યાને કુસ્તી સાથે મુકાબલો થઇ શકે છે. પરંતુ તેઓના અરથો અને કરમો વારમવાર એકશાન ઉતરતા નથી અને કોઇ કોઇ વેળા એ તો તેઓના માયના પણ એક મેકથી સદંતરજ ઉલટાઇ ગયેલા આપણી દ્રસ્ટીએ પડે છે. તેનું કારણ સહેલ છે; કેમકે હજરત જરથોસ્ત પછી ધરમ સંબંધી બાબતોમાં આ બંને ટોળાં વચે જયારે મતફેર થઇ પડયો, ત્યારે જે ફરેસ્તાઓને કે નેક યજદો કરીને પારસીઓના નીયાગાનો પીછાનવા લાગયા; તેઓને હીંદુઓ ધીકારની નજરથી જોવા લાગયા, તેમજ તેથી ઉલટું જે દેવતાઓને હીંદુઓ પવીત્ર દેવતા ગણીને તેઓની પરસ્તેશો કરતા હતા, તેઓને આપણા ઈરાની નીયાગાનો દેવ યાને શેહેતાન તરીકે સમજીને તેઓને પછી ઘણા વગોવવા મંડયા. જેમ. કે અવસ્તાનો, અહુરા યાને પરમેશ્વર તેને હીંદુઓ અસુરના નામથી ધીકારવા લાગયા, તેમજ હીંદુઓના દેવતા શીવને પારસીઓ સાઉરૂદેવ તરીકે હેકારતની નજરથી જોવા લાગયા. ઈ૦ આવી અગત્યની બાબદોસર હવે પછી કોઇક બીજાજ પ્રસંગે વીસ્તારીને બોલીશું. હાલમાં તો આટલુંજ જણાવીને માત્ર આપણે અટકવા માગયે છીયે જે, સપર પહેલાં તો હીંદુઓ સીંધુ નદી અને પંજાબ જેવી ઈરાની સરહદપરજ લાંબો વખત વેર પડી રહયા હતા અને ત્યાં હીંદુસ્તાનની આથમણે તેઓ મોટાં મોટાં સંસ્થાનો કરી પડેલાં હતાં, કેમકે તેઓના અસલી લેખો તથા પોથીઓમાં સીંધુ નદી વીશેજ વારંવાર માન અકરામથી બોલાવવામાં આવેલું છે અને ગંગા તથા જમના જેવી તેઓની પાછલી તીરથની માનવંત નદીઓ વીશે તો, તેઓમાં ઝાઝો એશારો વટીક પણ કરેલો દીસ્તો નથી. રૂગવેદમાં ગંગા જળ યાને નદીનું નામ ફકત બેજ વખત આવેલું છે અને તેબી વળી ભાર બોજથી કાંઇક ઉંચા વીશેશણો સીખે પણ દરશાવવામાં આવેલું નથી. (જુવો તે પવીત્ર પોથી ૧૦,૭૫,૫ તથા ૬૪,૯) આ પરથી જરમન શાવાં પ્રોફેસરસાથ તે પોથીને પાછલથી બનેલી વાળ્યાની સાહેદી આરે છે. (જુવો "જુર લીતરાતુર ઉનદ ગશીસત દેજ વેદા" ને પા૦ ૧૨૭, ૧૩૬, થી ૧૩૭ ને ૧૩૯) યાને હીંદુઓના વેદના પવીત દફતરો પારસીઓના અવસ્તા વાણી પછીના જમાનામાં રચાયલાં છે. તેની બીજી સાબેતી એ છે જે ત્યાં કોઇક જરૂથ રૂશી જેવા ઘણાક બોલકના પુરૂષ વીશે તથા ઈશતસ્વ યાને કીયાની ગુસતારપ અને રૂજરાસ્વ યાને અરજેતસ્પ (અરજાસ્પ) વીશેબી જાવતમાં કંઇક એશારો કર

વામાં આવેલો છે ને જે બાલકપણા અને જ
બાનકરાજ શખસને વીજળીના ચમકાટથી
બાળીને પરમેશ્વરે પછી ભષમ કરી નાખ્યો
હતો, કેમકે તે હીંદુઓના દેવતા ઈંદ્રનો મો
ટો શતરૂ જેવો ગણાતો હતો. (જુવો મારી
"તવારીખે મલુકેતવાયફે જરથોસ્તીઆન"
પા૦ ૩૦૭ તથા ૩૦૮ ની નોટ) વળી એ
હીંદુ લોકો અસલમાં પોતાની બાપીકી ભુમી
છોડી આથમણુ દીશા તરફથીજ ઠેઠ હીંદુસ્તા
નમાં પેસવા જોઈયે, તેની બીજી વધુ સાબે
તી એ છે જે, વીંધયાના પરવતોની દક્ષીણ
તરફના દેશાવરોને તે આરય લોકો "દક્ષીણા
પાથ" યાને પુરવ તરફનો રસ્તો એ
વાં નામથી જણાવી ગયેલા છે. કેટલાએકો
એમ ધારે છે જે તે હીંદુ લોકો પોતે ભગતી
કરતી વેળા ઉગમણુ દીશા તરફ જે મોહોડું ક
રતા હતા, તે પરથી તે ભુમીને તેઓ એવું
નામ આપી ગયા હતા; પરંતુ તે મત સાથે
આ નામેનીગાર એકમત થઇ શકતો નથી.
આ પરથી સાફ જણાઇ આવે છે જે, તે આ
રયા લોકો ઇરાનની પાહાડી ભુમી છોડી, ની
ચે ઉતરીને સપર પહેલાં તો સીંધુ નદી અ
ને તેની પાંચ મોટી શાખાઓની ખીણીમાં
પોતે કાયમ મુકામ થઇ પડયા હતા. પછી
આસ્તે આસ્તે તેઓ છેક ગંગા અને
જમના નદીના દેશાવરો વેર પોતે
ચત્રાતા ચાલયા હતા. સીંધુ ના
મ જેને પલીની સીનદુસ કરીને લખી
ગયો છે, તે શબ્દનો મુળ બાનુબી સં
સ્કૃતમાંથી સાઇઅનદ કરીને મળી આવે છે,
જેનો માયનો "વહેવુ" યાને નદી એવો
થાય છે. તે નદીપરના રહેનારાઓને દારય
વુશ પાદશાહ પોતાના લેખોમાં હીંધુસ કરીને
જણાવી ગયો છે, જેપરથી યવન લોકો પાં
છળથી તે દેશને માટે ઇનદોસ અને ઇનદો
આઇ એવાં નામો લઇ નાઠા હતા અને
તેથીજ આજબી સઘળા યુરોપીયન ગ્રંથકારો
આપણા આ હીંદુસ્તાનના વીશાળ મુલકને
"ઇનડીઆ" એવું નામ આપી જાય છે.
કયા જમાનામાં એ હીંદુ આરીઆઓ હીંદુ
સ્તાનમાં પેઠા અને સીંધુ નદીની ખીણીમાં
પોતે કાયમ મુકામ થઇ પડયા, તે બીના તેઓ
નાં દફતરો ઉપરથી તો ચોકસ રીતે
હાલ માલુમ પડી શકતી નથી; કેમકે તેવી ચી
જોની નોંધ રાખવા તેઓના પુરવજો કશી પ
ણ દરકાર કરી ગયા નથી, તે બીના અત્રે
બહુજ વીલાપ કરવા જોગ છે. પાછળથી તે
ઓએ વસાવી નાખેલાં નવા નવા સં
સ્થાનોના રાજાઓના નામોની ટીપ તેઓ આ
પી જવા લાગયા હતા, પરંતુ તેબી અધુરી
અને ઢંગ ધડા વગરની છે, જેથી તેમાંથી ખરી
તવારીખ અને સનેઓ શોધી કહાડવામાં હા
લ આપણને બહુજ અઘડઇઓ નડે છે.
અસલી યવન લોકોનાં દફતરો તપાસતાં, તે
માંથીબી ઇ૦ પુ૦ ૮૦૦નાં સાલની આગમજ
ની કશી પણ ચોકસ તવારીખ એ લો
કો વીશેની મળી શકતી નથી; પરંતુ તે જ
માનાઓમાં તેઓ ગંગા નદી ઉપર એક મોટું
અગતયનું રાજપાટ મગધના પ્રાંત ખાતે સ્થા
પી બેઠેલા હતા અને જયાં થઈ ગયેલા જુદા
જુદા તબકકાના રાજાઓના નામો સહેજસાજ
આપણને મળી આવે છે: પરંતુ તે વેળાએ
તેઓ ગંગા નદીની ઉતર તરફના મુલકોમાંજ
નહીં; પરંતુ છેક દક્ષીણ બોરડુનાબી ઘણાખરા
મુલકોપર પોતે રાજપાટો જે ચલાવતા હતા, તે
પરથી એમ સીધ થઇ શકે છે જે, તેની પુરવે
સેંકડો સદી આગમજથીજ તેઓ સીંધુ નદી
આગળ કાયમ મુકામ તો થઇ પડેલા હો
વાજ જોઇએ. આસીરીયનોનાં રાજપાટ
ની શરૂઆતમાં તેઓની રાણી સેમીરા
મીસે કતીસીઉસ તથા બેરોસસના કહેવા
પ્રમાણે છેક સીધુ નદીવેર જંગો મચાવયાં
હતાં તે બીના જો ખરીજ હોય તો, તે ઉપર
થી સાફ જણાઇ આવે છે જે તે આરીયા લો
કો તે દેશાવરો ખાતે આશરે ઇ૦ સ૦ પુર
વે ૧૫૦૦ નાં સાલ આગમજથી તો કાયમ
મુકામ થઇ પડવાજ જોઇયે; તથા તે લોકો કો
ઇક જબરદસ્ત હીંદુ રાજાના રાજના તાબા હે
ઠળ વસવા જોઇયે; કેમકે તે જંગની દરમયાન લ
ડાઇનાં મેદાનોમાં તેઓ મોટું લશકર પોતે જ
માવ કરી શકયા હતા એટલુંજ નહી; પરંતુ હા
થીઓને બી તેઓ લડાઇઓમાં કેળવણી અને
કવાયદો આપીને કામે લગાડી શકતા હતા.

## પ્રાચીન કાળમાં હીંદુઓના એક રાજા નામે સતાઓરાપતી (સતાબ્રેબા તીસ) સાથે આસીરીઅન રાણી સેમીરામીસે ઉઠાવેલું ભયંકાર જંગ અને તેમાં તે રાણીએ ખાધેલી આખરે જબરી શીકસ્ત.

હીંદુઓનો જે રાજા પેલી સેમીરામીસ રાણીની સામે થયો હતો અને તેણીને મારી હઠાવી હતી, તેનું નામ કતીસીઉસ, નીકોલસ તથા દાયોદોરસ, સતાબરોબાતીસ કરીને આપી ગયો છે, કે જે વીશેશ નામ સંસ્કીત શબ્દ સતાઓરાપતી નામ સાથે એકમળતું આવે છે અને જેનો અર્થ ગાય ઢોરોનો સાહેબ કરીને તે ભાષામાં થાય છે. કહે છે કે જ્યારે તે સેમીરામીસ રાણીના સાંભળવામાં એમ આવયું કે, હીંદુ લોકોની સંખયા તમામ વરણોમાં ઘણીજ બહોલી ગણાય છે તથા તેઓ કને ઘણાજ મોટા અને ખુશનુમા દેશાવરો આવયા છે, ત્યારે તેણીએ તે લોકોનેબી પોતાના કાબુ હેઠળ આણવાનો ઠરાવ કીધો. તે કારણસર તેણી છેક બે વરસ વેર તો મોટી તઈયારીઓ કરતી ચાલી અને ત્રીજે વરસે તો બાખત્રીયાના મુલકમાં ત્રીસ લાખ પાયદળ સેપાહો, પાંચ લાખ ઘોડેસ્વારો અને એક લાખ લડાઇના રથો તે રાણી પોતે જમાવ કરી ચુકી. તે વતરોગે એક લાખ ઉંટો ઉપર કાળા બળદોનાં ચામડાં સીવી, ઉપસાવી કહાડીને લાધયાં અને તેઓ ઉપર પછી પોતે એક એક જંગી સવારને સવારો નેમયા, એવી મતલબથી કે હીંદુઓ તેઓને હાથીની ફોજ કરીને સમજીને બીહી જાય. વલી સીંધુ નદી ઓળંગવા સારૂ તેણીએ બે હજાર બારકસો બંધાવયાં અને પછી તેઓના સાંધે સાંધા છુટા પાડી પેક કરીને પછી ઉંટો ઉપર લાધી દીધાં. સતાબ્રોબાતીસને જયારે આ હલ્લા વીષેની વાત માલમ પડી ચુકી ત્યારે સીંધુ નદી આગળ પોતે દુશમનોના હલ્લાની રાહ જોતો સીતાબીથી નીકળી આવયો. પોતાનું બળ તેણીની સાથે અજમાવવા સારૂ તેણેબી આખા હીદુસ્તાન ખાતેથી તેણીના કરતાં પણ પોતે વધારે મોટી ફોજનો જમાવ કીધો. જયારે સેમીરામીસ રાણી ઠેઠ તેની ભુમી તરફ આવી પહોંચી, ત્યારે તેણે પોતાના એલચીઓને તેણીની એસ્તેકબાલ મોકલાવયા અને તેઓ મારફતથી એવી ફરયાદ.પોતે તેણીની આગળ ઉઠાવી જે, મેં કશી પાંતીએબી તને સતાવી નથી, તોબી તું ફોકટમાં મારા ઉપર સ્વારી લાવી છે અને પોતાના કાગજમાં તેણીની વયબીચારી ચાલચલગતો વીશે પોતે સખત ટીકા વટીક કીધા હતા અને દેવતાઓને હાજરનાજર જાણીને તેણીને એમ પોતે દબરાવવા માંડી હતી કે, એ જંગની દરમીઆન જો હું ફતેહ પામયો છું તો, તુને સુલીપર ચહડાવી દેયા વીના હું રહીશ નહી. તે કાગજ વાંચીને તે રાણી પોતે ખંડખડ હસી પડી અને તે હીંદુ રાજાના એલચીઓ આગળ તેણી એમ બોલી ઉઠી જે, તમો.લોકો મારી નેકી મારા કામોથી આગળ ચાલતાં પીછાની લેશો. સીંધુ નદી ઉપર હીંદુઓનાં વહાણોનો કાફલો તો પેલી લડાઇની વાટ જોતો તઇયાર બેઠેલો હતો. સેમીરામીસે પણ પોતાનાં વાહાણોને ગોઠવવા માડયાં અને તેઓમાં પોતાના જંગી સવારોને પછી સવાર કીધા. તે બંને હમનબરદો વચે તે નદી ઉપર એક મોટું જંગ મચયું, જેમાં ઘણો વાર સુધી સખત લડાઇઓ, થયા બાદ ફતેહની દેવીએ આખરે પેલી રાણીની તરફેણમાં પોતાનો દેખાવ દીધો; જેથી હીંદુઓના એક હજાર બારકસોને દુબાડી નાખવામાં આવયાં હતાં અને ઘણાએક હીંદુઓ બીચારા કેદ પકડાઈ ગયા હતા. ત્યાર બાદ તેણીએ તે નદી આગળના ઘણાએક ટાપુઓ તથા શેહેરોબી પોતે જીતી લીધાં હતાં, કે જેઓમાંથી તેણીએ એક લાખ કરતાંબી વધારે કેદીઓ પોતે એકઠા કરી નાખયા હતા. પરંતુ પેલો હીંદુ રાજા ગોયા નાહાસ્તો હોય તેવો ઢોંગ કરીને પોતાનું લશકર સીંધુ નદી આગળથી ઉઠાવી ચાલયો; એવા વીચારથી કે તેઓનો દુંબલો પકડવા સારૂ તેના હમનબરદો પેલી નદીને ઓળંગવાને પ્રયતનો હવેથી કરવા માંડે; પરંતુ પેલી શીહારી રાણીએ તેની મતલબ સમજી જઇને ઘણી હોંશયારીથી સીંધુ નદી ઉપર એક મોટો પુલ પોતે નખાવી દીધો, કે જે પરથી તેણીનું આખું લશકર સહીસલામત પેલી નદી, પછી પસાર કરી શકયું હ

તું. તે પુલની માહાફેજત સારૂ તયાં સાઠ હજાર માણુસોની એક ફોજ રાખીને બાકીનાં લશકર સમેત તેણીએ પેલા હીંદુઓનો દુમબાલો પકડયો અને પોતાની તે ફોજની હરોળમાં પેલા હાથીઓના પોશાક પેહેરાવેલાં ઉંટોને આગળ કહાડયાં. સપર પહેલાં તો પેલા હીંદુઓ બીહી ગયા કે, તેણીને એટલા બધા હાથીઓ તે કેમ મળી ગયા હશે, તેના વીચારમાં પોતે પડી ગયા. પરંતુ પેલા સેમીરામીસના કેટલાએક સેપાહો પોતાનો પોહોરો ભરતી વેળા જે આળસાઇ કરી પડયા હતા, તેથી તેઓ બીધા જે તે રાણી તેઓને તે બાબદસર સખત સજા કરયા વીના રહેનાર નથી; માટે પોતે નાસીને પેલા હીંદુ રાજાની પુસ્તપનાહ હેઠળ ભરાઇ જઇને તે ઠગાઇ વીશેની તેને સઘળી હકીકત પોતે કહી આપીને તેને ખબરદાર કીધો. આથી સતાબ્રોબાતીશે પોતાનાં પેલાં નાસાભાગમાં પડેલાં લશકરને ઉભું રહી જવાનો તરત પોતે હવે હોકમ કરયો અને આસીરયનો સામે પોતે જંગના મેદાનમાં ધસ્યો. જયારે તે બંને હમનબરદ ફોજો એકમેકની સામસામે આવી ઉભી, ત્યારે હીંદુઓના રાજાએ પોતાના રથો અને ઘોડેસ્વારોને દુશમેનોપર હુમલો કરવાનો હુકમ આપયો. આથી સેમીરામીસ રાણીએ તેઓના હલ્લા સામે થવા પોતાંના પેલા નામના હાથીઓને આગળ કહાડયા. પરંતુ પેલા હીંદુ સ્વારો જેવા પેલા જાનવરો સનમુખ આવી લાગયા કે, તેઓના ઘોડા પેલાં જાનવરોનો ખરાબ વાસ તેઓનાં નસકોરાંમાં ગયાથી પાછલે પગે પોતે હટવા લાગયા, કેટલાએક ઘોડાઓએ તો પોતાના સ્વારોને નાખી દીધા અને કેટલાએકો તો પોતાના સ્વારોની લગામોને વટીકકથી પણ મચક આપવા લાગયાં નહીં. આવા સંજોગનો લાભ લઇને સેમીરામીશ રાણી પોતાના રખશ ઉપર સવાર થઇને, પોતાના કેટલાએક સુરા અને ચુનંદા સેપાહો લઇને દુશમેનો સાથે લડવાને ઝડપમાં પોતે બાહેર પડી અને હીદુઓને તેણીએ ફરીને એક વાર ભગાડયા. તોબી સતાબ્રોબાતીસ પોતાના મકમ ઠરાવમાં જરાબી પોતે પાછો હટયો નહીં. તે પોતાનાં હાથીઓ સહીત પોતાના હમનબરદોની પાછો સામો થયો અને તે હાથીઓની પછવાડે તેણે પોતાની પાયદલ ફોજને ગોઠવી રાખી હતી. પોતાની ફોજની જમણી બેરડુ તરફ એક સરસમાં સરસ હાથી ઉપર સવાર થઇને તે એકાએક પેલી સેમીરામીસ રાણીની પોતે રૂબરૂ થઇ ગયો. એક જબરદસ્ત હલ્લો તેણે પેલી રાણીપર કરયો અને તેના બાકીના હાથીઓબી તેણીનાં લશકર ઉપર તરતજ ઉતરી પડયા. તે હુમલા સામે સેમીરામીશનું લશકર માત્ર થોડોજવાર વેર ટકી રહયું; પરંતુ પેલા હાથીઓએ તેણીનાં લશકરનો પુષકળ ઘાણ કહાડી નાખયો, જેથી પેલા આશીરીયન સેપાહો અંધાધુંધી હાલતમાં આવી ગયાથી, પોતે નાસભાગમાં હવેથી પડી ગયા અને હીંદુઓના રાજાએ પેલી સેમીરામીશનો સારી કાની પોતે દુમબાલો પકડી રાખયો. તે જંગની દરમયાનમાં તેના એક તીરથી પેલી રાણીની બાજુ ઉપર એક સખત જખમ થયો; પરંતુ તેના ભાલાના ઝટકમાંથી જેવી તે રાણી પોતાનો બચાવ કરવા જતી હતી, એટલામાં તે ભાલો તેણીની પીઠપર જરા લાગી ગયો. આથી તેણી સીતાબીથી ત્યાંથી પાછી ફરીને પોતે નાસવા લાગી અને તેણીનું લશકર તે બયભીત હાલતમાં પોત પોતાની બહોળી સખયાથીજ કચડાઇને છુંદાઇ ચાલયું. પેલી હીંદુ ફોજે તેઓનો દુમબાલો પકડીજ રાખયો હતો, તેથી તેઓને પેલા પુલ મારફતથી પેલી નદીને પાછી ઓલંગાવી જવાને ફરજજ થઇ પડી હતી. પોતાની ઘણીખરી ફોજ પેલી નદીના કીનારા ભણી સહી સલામત આવી ગયેલી જોઇને, સેમીરામીસે જે દોરડાંઓથી પેલા પુલ સીકડી લીધેલો હતો તે દોરડાંઓને તુરતજ કાપી નાખવાનો પોતે હોકમ આપયો; પરંતુ પેલી નદીનો પ્રવાહ ઘણો જોરમાં હોવાથી પેલા પુલના બારવટીઆઓ એકાએક ધસી પડયા, તેથી તે પુલ ઉપર ઘણાએક આસારીઅન સેપાહો જે ઉભેલા હતા તેઓ તે નદીમાં તરતજ પડી જઇને બીચારા ડુબી મુવા હતા. બાકીના બીજા આસીરીઅન સેપાહો સહીસલામત પેલી નદી પસાર કરી ગયા હતા, તેથી હવેથી તેઓ પોતે સહીસલામતી ભરેલી હાલતમાં આવી પડયા હતા; કેમ કે આકાશના ચેનચાળાઓ ઉપરથી હીંદુઓના જોશી અને વીપ્રોએ પોતાના પાદશાહને તે નદી ઓલંગવા સારૂ પોતે હવેથી સખત મનાઇ કરી હતી. સેમીરામીશ

ને પૈસે ઘા કાંઇ ઘાસ્તી ભરેલો ન હોવાથી તેણી પાછી સાજી થવા પામી હતી અને પોતે પોતાના કેદીઓને એકમેકથી છોડવી તથા અદલ બદલ કરીને; તેણી પાછી બાખત્રીયા ખાતે ગઇ હતી; પરંતુ તે જંગની દરમયાનમાં તેણીએ પોતાનાં લશકરનો કહે છે જે લગભગ ૨/૩ ભાગ ખોયો હતો. એ રાણી તથા આસીરીઆનાં રાજયની ઉતપતી અને તેણીએ કરેલી હીંદુસ્તાનપરની સવારી વીશેની દંતકથાઓ અથમણુ ઇરાનની સર જમીનપર ઇ૦ પુ૦ સાતથી તે છઠી સદીમાં સારી કાની મશહુર હોવી જોઇયે, કે જે પરથી કટીસીઉસ જે પારસીઓના હખામનની શેહેનશાહ આરતજરકસીસ નીમનના દોરમાં ઇ૦ પુ૦ ૪૦૫ થી તે ઇ૦ પુ૦ ૩૬૧ સુધી લગભગ બે દાહેકાવેર હકીમાનો ધંધો ઇરાની દરબાર ખાતે પોતે જે ચલાવી ગયો હતો અને તયાં કાયમ મુકામ થઇ પડયો હતો, તેણે તે હેવાલ તેઓ કનેથી સાંભળીને પોતાનાં દફતરમાં પછી આપેલો હતો. હવે ચાલો આસીરીઅન તખતીઓ પરથી એ બાબદોપર શું નવું અજવાળું પડે છે, તેની જરા હેઠળ આપણે વળી જાવતમાં તપાસ લઇયે કે, જેથી આપણી આ તવારીખની લરીને બંધબેસ્તી આણવા આપણને સહેલાઈથી બની શકે. આસીરીયન પાદશાહ સાલમનાસર બીજો જે ત્યાંની ગાદી ઉપર ઇ૦ પુ૦ ૮૫૯ થી ૮૨૩ સુધી લગભગ છત્રીસ વરસવેર સવાર થયો હતો, તેના મનારાઓ ઉપર દરયાઇ ઘોડા તથા હાથીઓ ખંડણી તરીકે લોકો લાવતા હોય તેવા ચીતારો આપણી દ્રષટીએ પડી શકે છે. તેની પછીનો બીજો જોરાવર પાદશાહ બીન-નીરાર ત્રીજો જે ત્યાંના મશનદ ઉપર ઇ૦ પુ૦ ૮૧૦ થી તે ઇ૦ પુ૦ ૭૮૧ વેર બીરાજી ગયો હતો, તેણે બેવાર આરમીનીઅન લોકોની વાનની ભુમી ઉપર પોતે સવારી કરી હતી. તેણે કીબ, ઇલ્લીપ, કરકાસ, આરાઝીઅસ, મીસુ, મદાઇ (મીદીઆ), આખુ ગીરાત બનદા, મનના, પારસુઆ, અલાબરીઆ, અબદાના તથા આખી નેરાઈની ભુમીઓ જીતી, પોતાની સલતનતની સીમાં હેઠ કાસ્પીઅન સરોવર અને બાખત્રીયાની સરહદ વેર વધારી મેલી હતી અને તેની રાણીનું નામ પણ સામુરામત (સેમીરામીસ)કરીને હતું. તયાર બાદ તીગલાથ પીલાસ્સર બીજો (ઇ૦ પુ૦ ૭૪૫-ઇ૦ પુ૦ ૭૨૭) સુધીમાં ઇરાનની આખી પહાડી ભુમીઓ ઉપર ઠેઠ આરાકોશીઆના પ્રાંત વેર સ્વારીઓ લઇ ગયો હતો. પરંતુ તે સબળા પાદશાહો સીંધુ નદીની આસપાસના મુલકો વીશે તો કશો અબતયનો એસારો જરાબી પોતાની તખતીઓમાં કેઠે કરી જતા નથી. યવન લખનારાઓમાં એક ફકત એરીયનજ આપણને એમ જણાવી ગયો છે કે, સીંધુ નદીની જમણી બાજુ તરફ તે નદી અને કોફન યાને કાબુલની નદી વચે આસતાસીનીસ અને આસાસીનીસ જેવી જે બે હીંદુ વરણો વસ્તી હતી તેઓને એક વેળાએ આ મજકુર આસીરીઅનોએ જીતી લીધી હતી. ( જુઓ તેની "એનાબાસીસ" ૪, ૨૫ અને " ઇનડીકા." ૧, ૩) હીંદુ લોકોની વીરચરીત્ર પોથીઓમાં અસવકસ લોકોનેબી હીંદુઓની એક વરણમાં ગણી, તેઓના ઘોડાઓની તેઓમાં બહુ તારીફો ગાયેલી છે, માટે આરયનની જણાવેલી આ આસાસીનીસ લોકોની વરણ તે એ અસવકસ લોકોનીજ વરણ હોવી જોઇએ. સીકંદરની હીંદુસ્તાન ઉપર કરેલી સ્વારીની વેળાએ તે લોકો એજ ભુમીમાં વસતા હતા અને પોતાની પહાડી ભુમી ઉપરથી તેઓ ઘણી જવાંમરદીથી પુશકળ લશકર લઇને તે "ઈમાથીઅન" શુરવીરાની સામે ઘણી બળતવારીથી પોતે થયા હતા. હવે એરીઅનના આ લખાણમાં વખતે સચાઇબી હોય તોપણ તેપરથી એ આરયા લોકો કયા જમાનામાં છેક સીંધુ નદીના દેશાવરોમાં આવીને કાયમ મુકામ થઇ પડયા હતા, તે બીના કંઇ ચોકસ રીતે માલુમ પડી શકતી નથી, કેમકે કોણના દોરમાં એ અસવકસ લોકો આસીરીઅનોના તાબઃ હેઠળ આવયા હતા, તે વાત એરયન કાંઇ ખુલી કરીને આપણને જણાવી ગયો નથી. માટે હવેથી થોડો ઘણો મદાર આપણને યાહુદી લોકોની અસલી પવીત્ર પોથીયોપર બાંધવો પડે છે, કેમકે તેઓમાં એમ જણાવવામાં આવયું છે કે આશરે ઇ૦ પુ૦ ૧૦૦૦નાં સાલમાં યાહુદીઓના પાદશાહ સુલેમાને અને તાએરના રાજા હાઇરાંમે, ઇલાથનાં શેહેર આગળ વહાણો બંધાવી, તેઓમાં સામાન સરનજામ પોતે વેપારને અરથે લાધયો હતો. તે શેહેર અરબસ્તાનની મોટી ખાડીની ઇશાન કોણ ભણી આવેલું હતું. તે કાફલો દક્ષીણ તરફના દેશાવરો તરફ મોકલાવાનો હતો અને

તે ભારબરદારી કીસ્તીઓને તાએર શેહેરનાં વાહાણુ બનાવનાર કારીગરોએ, તે મજકુર ઇલાથનાં શેહેર આગળ ઍજ્યન ગીબર નામનું જે બારૂં આવયું હતું તયાં આગળ બનાવી આપયાં હતાં. તેઓપર ફીનીસીઅન નાખોદા તથા અરકાનીઓને નેમવામાં આવયા હતા. તે કીસ્તીઓપર પેલા ફીનીશીઅન અને યાહુદી વેપારીઓ સવાર થઇને હવેથી દક્ષીણુ તરફના અંજાણુ દેશાવરો ભણી તેઓ પછી ઉપડી ગયા હતા. તેઓ દક્ષીણુ અરબસ્થાન તથા ઉગમણુ આફ્રીકાના કોસ્તાઓ કરતા કરતા, છેક ઓફરીકાની ભુમી સુધી નીકળી ગયા હતા અને તે ભુમીને તેઓ ભુલથી સીંધુ નદી આગળની ભુમી કરીને સમજ્યા હતા. ત્રણ વરશ ગુજરી ગયા બાદ તે પેહેલો કાફલો સુનું રૂપુ, હાથીદાંત, સુખડ, તરેહ તરેહવાર બે કીમતી જવાહેરાતો, વાંદરા તથા મોરો ભરીને પોતાની ભુમી તરફ પાછો ફરયો હતો. તે સફરથી કરીને સુલેમાન પાદશાહને એકલાનેજ ફાળે કહે છે જે ૪૨૦ સુનેરી કીકાર યાને આશરે ત્રીસ લાખ પાઉંડ જેટલું ધન આવયું હતું. (જુઓ કીંગની ૧ લી પોથી ૯—૨૬ થી ૨૮ તથા ૧૦, ૧૧, ૧૨ ને ૨૨) હવે આપણે સારીકાની જાણીએ છીએ જે હાથીદાંત સુખડ, મોર અને વાંદરા તો, હીંદુસ્તાનનીજ ફકત પેદાયશો ગણાય છે અને અકસર કરીને મોર તથા સુખડ તો બીજાં કોઇબી દેશાવરો ખાતેથી કેવળે મળી શકતાંજ નથી. કદાચ કોઇ એમ સવાલ નાખે કે તે જણસો પેલા વેપારીઓને અરબસ્તાનના દક્ષીણુ કોસ્તા ભણીથી યાતો આફરીકા ખંડની ઉગમંણુ દીશા ભણી આવેલા સોમાલી લોકોના કોસ્તાઓપરથી મળેલી હશે, કેમકે હીંદુસ્તાન તથા સીંધના વેપારીઓબી પોતપોતાનો રોજગાર થોડો ઘણોબી તે જમાના આગમજથીજ તે લતાઓ તરફ ચલાવયા જતા હતા, તો તેનો જવાબ સેહેલ છે કે, તેમ જો થયું હોતે તો, પેલો કાફલો છેક ત્રણ વરસ જેટલી લાંબી મુદત પાછો ફરતી વેળા લઇ શકતેજ નહીં અને ઘણી થોડીજ મુદતમાં તે પોતાને દેશ પાછો ફરી ગયો હતે. હવે હીબરૂ બોલીમાં વાંદરા, મોર અને સુખડ સારૂ કોફીમ, તુકાઇમ તથા આલમુગામ એવા જે શબદો આવયા છે; તે સંસકરૂત શબદ કપી, શીખી તથા વલગુણુ શબદો સાથે ગોયા એક મળતા ઉતરે છે. તે પરથી એટલું તો સીધ થઇ શકે છે જે આ આરયા લોકો સીંધુ નદીની ભુમી તથા તે કોસ્તા આગળ આવેલી ભુમીઓમાં ઇ૦ પુ૦ ૧૦૦૦માં તો વસી જવા જોઇયે. વળી તે આરયા લોકોના નયાયના પુસ્તકમાં અભાર જેવી કોઇ એક દુરવંદી વરણુ વીષે ઇશારો કરવામાં આવેલો છે અને તેઓનાં વીરરસ કાવયોમાં એમ બોલે છે જે તે જાત કને ગાય, બકરાં, મેઢાં તથા ઉંટો વટીક રહેતાં હતાં.

## હખામની દોરના પારસીઓ કનેથી સાંભળીને પ્રાચીન હીંદુઓની વરણો વીશે આગલા યવન નવીશંદાઓએ આપેલા દરોબસ્ત હેવાલો.

બટલીમુસ ( પતોલેમી ) જેવો આગલો એક યવન ભુગોળ વીદયારથી, સીંધુ નદીનાં મુખ આગળ અબીરીઆ લોકોની ભુમી આવી હતી એમ જણાવી ગયો છે અને લાસન કહે છે જે ( જુઓ તેનાં "ઇનદીશચ આલતરથુમ" ૧, ૬૫૧ તથા ૨, ૫૯૫ ) આજબી કાશથા યાને કાઠીયાવાડના કોસ્તા તરફ આહીર નામની એક વરણુ વસે છે, માટે હીબરૂ લોકો જેઓને ઓફીર કરીને કહી ગયા છે તેઓ આ અભીરાઓનીજ, જાત હોવી જોઇએ. આ વાત ખરી છે કે ઇસાઇ લોકોની જેનીસીસની પોથીમાં એ ઓફીરની વરણુને જે જાતો કે જોકતાનનાં દેશાવરોમાંથી ઉતપન થયેલીઓ છે તેઓમાં ગણેલી છે; પરંતુ હીબરૂ લોકો અત્રેની અસલી ભુગોળથી બેખબરા હોવાથી, પોતાની અગની કોણુ તરફની તમામ વરણોને તેઓ જોકતાન એવાં સાધારણુ નામથી પીછાની ગયા છે. સીંધુ નદીની આગળથી સુલેમાનનાં આ વાહાણોનો કાફલો જો પુશ્કળ સોનું લાવયો હોયતો તે ઉપરથી હાલમાં એમ સીધ થઇ શકે છે જે ઇ૦ પુ૦ ૧૦૦૦ નાં સાલમાં તો સીંધુ નદી ઉપરના તથા હેથલના દેશાવરો વચે મોટો વેહેવાર ચાલવો જોઇયે; કેમકે તયાં દક્ષીણુ

ભણી સોનું તો કેવળે મળી શકતુંજ નથી ને તે જણુસ તો ઉતર તરફના હીમાલયના પાહડોની ઉંચી ખીણોમાંજ ફકત પાકી શકે છે, કે જયાંથી તે પાહાડ પરનાં નદી નાળાં તે ધાતુને તે નદીના ઉપલા દેશાવરો ખાતે ઘસડી લાવે છે. હવે આપણને સારી કાની રોશન છે જે સુખડ તો મલબાર કોસ્તા તરફના ગરમ દેશાવરો ખાતેજ જથાબંધ પાકી શકે છે અને તે કોસ્તો તથા સીંધુ નદીનાં મુખ સાથે દરીયાને રસ્તેથી વહેવાર મોસમમાં વગર ધાસ્તીએ ચાલી શકે તેવુ હતુ, તેથી પેલા અભીરા લોકો કનેથી જે સુખડ પેલા યાહુદી તથા ફીનીશીયન લોકો ખરીદતા હતા, તે સુખડ હીંદુ લોકોએ મલબાર કોસતા તરફથી અસલમાં ખરીદેલું હોવું જોઇયે. તે સાથે તે નદી આગળથી પારકા દેશાવરો ખાતે જેબી માલોની નીકાશ થતી હતી તે માલો હીંદુસતાનની પેદાયશો હોય કે નહીબી હોય; પરંતુ તે જણસોનાં નામો પેલાં પરરાજયોમાં આરયનોનીજ ભાષામાંથીજ ઉતપન થએલાં જણાયલાં હતાં, તે પરથી એમ તો સારાંશ હાલમાં પ્રોફેસર માક્ષદંકર (જુવો તેની "એનતીક્વીતી" વા૦ ૪, પા૦ ૧૬ મું) કહાડી શકે છે જે, ઓછામાં ઓછા ઈ૦ પુ૦ ૨૦૦૦ વરસ પર તો તે આરય લોકો, તે નદી આગળ કાયમ મુકામ થઇ પડેલા હોવાજ જોઇયે અને હવે પછીની શોધો પરથી તે સને બીજો હજારથી તે પંદરસો વરસ વેર આગળથી ચત્રાય તો તેમાં આપણે જરાબી વીસ્મીત પામીશું નહી. તેનો સબબ એ છે જે પોતાની અસલી બાપીકી બાખત્રીયાની ભુમી છોડી મીડીયન, પારથીયન તથા પારસીઓના ઇરાની ટોળાં દક્ષીણ અને પશ્ચીમ ભણી ઉતરી પડયા, તેઓ વીશે વેદમાં કોઈ ઝાઝા ઈસારા કરેલા આપણે જોતા નથી. ફકત તેમાં પારસી (પારસુ) તથા પારથીઅનો (પ્રીથુ) વીશે જરાક સેહેજ સાજ ઈસારા આવેલા આપણે જોઇયે છીએ (જુવો રૂગવેદ મં૦ ૭, શરૂતી ૧૮ તથા રાગુજીન "વેદીક ઇનદીઆ" પા૦ ૩૨૮, ૩૮૩ ને ૩૮૫ મું) પરંતુ મીદીઆનું તો નામ વટીકબી વેદ કે હીંદુઓના કોઈબી અસળી પુસતકોમાંથી જરા પણ મળતું નથી. તોબા આપણે સારીકાની જેનીસીસની પોથી ઉપરથી જાણીએ છીયે જે, તે ટોલો ઈ૦ પુ૦ ૧૫૦૦ વરસમાં મધય એશીયાની ભુમીનાં તમામ લોકોમાં સારીકાની મશહુર થઇ ચુકેલો હતો અને બેરોસસના જણાવયા પ્રમાણે તે મીદીયન લોકો છેક ઈ૦ પુ૦ ૨૪૫૮ નાં સાલમાં તો ઠેઠ બાબેલોનના પ્રાંત ખાતે ચત્રાઈને, તયાં આરયનોની મોટી પાદશાહી વટીક સ્થાપી બેઠા હતા. તે પરથી ખુલી રીતે પુરવાર થઇ શકે છે જે હીંદુઓના નીયાગાનો બે તો શું પરંતુ ઈસુ પુરવે ત્રણથી તે સાડા ત્રણ હજાર વરસો પુરવે વખતે સીંધુ નદી પર આવીને કાયમ મુકામ થઈ પડેલાં, જો હવે પછી સાબેત થાય તો તેમાં આપણને કસુંબી નવાઈ જેવું લાગશે નહીં; કેમકે તેઓ તો મીદીઅનો, પારસીઓ તથા પારથીયનોની ઘણુંક પુરવે બાખત્રીયાની સરજમીન છોડીને છેક સીંધુ નદી તરફ ઉતરી પડયા હતા; એમ વંદીદાદ તથા રૂગવેદ ઉપરથી વખતે સારાંશ નીકળી શકે તેમ છે. એમ એક મેકથી છુટા પડી ગયા બાદ સેંકડો વરસો પછી પાછી ઈ૦ પુ૦ ૫૦૦ થી પારસીઓના નીયાગાનોની આ સીંધુ નદી આગળ વસ્તા હીંદુ આરયો સાથે ફરીને એકવાર હમાજેર થઇ હતી; કેમકે તે મુદત બાદ પારસીઓના દીલાવર પાદશાહ કુરૂસે તે નદી સુધીની હીંદની તમામ વરણોને પોતાના તાબા હેઠળ કરી લીધી હતી. આસીરીઅનોના દોર પછી આસ્તાસીનીસ તથા આસાસીનીસ નામની બે વરણો કહે છે જે મીદીઅનોની બાંહે ધરી હેઠળ વસતી હતી અને તયાર બાદ એરીયનના કહયા પ્રમાણે (જુવો તેની "ઇનદીકા" ૧, ૩) પારસીઓના પાદશાહ કુરૂસે તેઓ કનેથી પોતે ખંડણી વટીક લેતી કરી હતી. હવે કુરૂશે બાખત્રીઆની સરજમીન પોતે જીતી લઇ, આરાકોસીઆની ભુમીઓમાં લડાઇઓ કરીને, ઠેઠ ગેદરોસીઆના પ્રાંતમાંથી પોતાની ફોજને તે જે કહાડી ગયો હતો, તે પરથી એમ સારાંશ નીકલી શકે છે જે, તેણે સીંધુ નદીની ઉગમણુ તરફ વસ્તી સઘળી આરયન વરણો કનેથી પોતે જીત મેળવીને ચોથાઇઓ લેતી કરી હતી. કતીસીઉસના કેહવા પ્રમાણે અરબીસીઅન નામનો એક ટોલો જેને હીંદુઓએ હાથીઓની મદદો પહોંચાડી હતી, તેઓ સાથની લડાઇની જુમખેસમાં કહે છે જે તે કુરૂશ પાદશાહ પોતે મારયો ગયો હતો. વલી હીરાડોટસના જણાવયા મુજબ સીંધુ નદી આગળના મુલકો

ની તપાસ લેવા સારૂ પાદશાહ દારયવુશે પોતાનો એક દરયાઇ કાફલો વટીક રવાના કરી આપયો હતો. સ્તીવીનસ બાએજનસીઅસના કહેવા પ્રમાણે તે કાફલો સપર પહેલાં તો આ રકોસીઆની ભુમીમાંથી હંકારી ગયો હતો અને હીકાતીઉસના જણાવયા મુજબ ગનદારીઆન લોકોની ભુમીમાં કાસપાપાઇરૂસ યાને કાસપાપુરા નામે જે એક શેહેર આવેલું હતું, ત્યાંથી તે કાફલો કાબુર યાને કાબુલની નદી પસાર કરી જઇને શીંધુ નદીમાં થઇને ઠેઠ અરબસ્તાનના સમુદ્રમાં પછી આખરે ઉતરી પડયો હતો. હીરાદોટસના આપેલા હેવાલો ઉપરથી (૩, ૯૪ ને ૧૦૫ તથા ૪, ૪૪) આપણે સાફ જાણીયે છીએ જે એ ગનદરીઅનો, આરાચોતી અને સતાગીદા લોકો દર સાલ ૧૬૦ સુનેરી તાલેનતો દારયવુશની પાદશાહી તીજોરી ખાતે ઇરાનની દરબારમાં ખડણી તરીકે પોતે પહોચાડયા જતા હતા અને ત્યાર પછીના બાકીના હીંદુઓ તો છેક ૩૬૦ સુનેરી તાલેનત જેટલી મોટી ખંડણી પારસીઓને આપયા જતા હતા અને તેટલી મોટી રકમ કહે છે જે બીજી કોઈબી છત્રપી કનેથી પાદશાહ દારયવુશને મલતી નહોતી. તે ગ્રંથકારના જણાવયા પ્રમાણે જે હીંદુ વરણ આટલી મોટી ખંડણી આપણા પાદશાહોને આપતી હતી, તે વરણ હીંદુસ્તાનની છેક ઉતર તરફની સામા આગલ વસ્તી હતી અને હીંદની સરવે જાતોમાં તેઓ ઘણા બળવંત ટોલાંઓમાં ખપતા હતા. તેઓ કાસપાપાઇરસની (કાસપાપુરા) યાને કાબુલનાં શેહેરની નજદીકમાં રહેતા હતા, તેઓની રીત ભાતો બાખત્રીઅનો જેવા ઇરાની આરીયનો સાથે એક મલતી આવતી હતી અને એક રેતાલ બીઆબાનમાંથી તેઓ આ સુનું પોતાને હાથ કરી લાવતા હતા. તે સુનું હીરાડોટસ કહે છે જે (૩–૧૦૨) એક જાતના કીડા જે આ કુતરા કરતાં નાના પરંતુ કોલા કરતા કદમાં મોટા રહેતા હતા, તેઓ પેલા રેતાળ મેદાનોમાંથી સુનાને કરચોના આકારમાં પોતે ખોદી કહાડતા હતા.

પોતાના પરસીપોલીસના લેખોમાં શેહેનશાહ દારયવુશ કહે છે જે, હીંદુ તથા ગનદારીયન લોકોબી મારા તાબા હેઠળ ગણાતા હતા અને હીરાડોટસ માફક તે પાદશાહોનો પાદશાહ પણ સીંધુ નદીની પુરવ તરફના કીનારાપર ઠેઠ કાબુલના શેહેરવેર રહેનારાં સઘળાં આરય ટોળાંઓને હીંદુના નામથીજ પોતે જણાવી ગયો છે; માટે અસવકસનાં ટોળાંનેબી આપણને તેઓનીજ જાતમાં ગણવાં જોઇયે. એ ગનદારીયન ટોળાં આરાચોટીઓના મુલકની પડોશમાં રહેતાં હતાં અને તેઓ સાથે પોતે બહુજ અતલગનો સંબંધ ધરાવતાં હતાં, તેથી તેઓ છેક કાબુલની દક્ષીણ ભણી વસવાં જોઇયે. હીંદુઓનાં વીરરસ કાવયોમાં કહયા પ્રમાણે એ ગનદારા લોકોના એક પાદશાહની બેટી જમના તથા ગંગા નદી આગળ વસનારા આ ભારત (હીંદ)ના દેશાવરોના એક પાદશાહ સાથે પરણી હતી અને બુધીસ્ત લખનારાઓ એ ગનદારી લોકોના બ્રાહમણો વીશે એમ લખી ગયા છે, કે તેઓ હીંદુસ્તાનના બ્રાહમણોમાં એક ઘણી ખરાબમાં ખરાબ જાતમાં ખપતા હતા. (જુઓ તરનુરનો પ્રસીધ કરેલો "માહાવનસા"નો ગ્રંથ પા૦ ૪૭ મું) જે જે હીંદુ લોકો પારસીઓની રઇયત તરીકે ગણાતા હતા, તેઓમાંથી શેહેનશાહ ક્ષારશાહ (જરકસીસ)ના લશકરમાં જે ગનદારી લોકો સામેલ હતા, તેઓને હીરાડોટસ પોતે એક નોખી ફોજ તરીકે જણાવી ગયો છે. તે ગનદારી લોકો બાખંત્રીયનો જેવાં હથીયારો લઇને પોતે તેની ફોજમાં ઉતરી પડયા હતા અને તેઓની પછવાડે બીજા હીંદુઓ માફકનાં હથીયારો લટકાવાને ઉગમણુ તરફના પેલા કાળા હીંદુઓ (ઇથીઓપીઅનો) પોતે કુચ કરતા ચાલતા હતા; પરંતુ તેઓએ પોતાનાં માથાં ઉપર ઘોડાઓના માથાઓનાં ચામડાં પેહેરી લીધેલાં હતાં, કે જેઓપર તે જાનવરોના કાનો તથા યાળો સીધી ને સીધી ઉભેલી આપણી દરપટીએ પડતી હતી અને તેઓની ઢાલો મોટાં બગલાં જેવાં પક્ષીઓની ચામડીઓમાંથી બનાવવામાં આવેલી હતી. ઉગમણુ તરફના આ ઇથીઓપીઅનો (હબસીઓ) બીજા હબસીઓ સાથે રંગરૂપ તથા ચાલ ચલગતોમાં ગોયા એક સરખાજ ઉતરતા હતા, પરંતુ તેઓની બોલી તથા બાલની રચનાંઓમાં ઘણોજ ફરક રહેતો હતો. ઇથીઓપીઆના લીબીઅનો યાને આફ્રીકાના સીધી લોકોના બાલો કરચલી રોકા રહેતા હતા, પરંતુ તેઓની આ ઉગમણુ તરફની શાખાના બાલો તો; આપણુ લોકો માફક સીધા ને સીધાજ જોવામાં આવતા હતા. (જુઓ હીરાડોટસ ૭, ૬૬ ને ૭૦) જરકસીસના જમાના માફક આરય લોકોની પુરવેના

મુલકોમાં વસનારાં પેલાં દ્રવીડીયન ટોળાં સીંધુ નદીની ઉગમણુ દીશા ભણીના હીંદુસ્તાનના આપણા આ વીશાલ દેશમાં તથા દખણમાંબી હજુર પણ જથાબંધ આપણા જોવામાં આવે છે. જે હીંદુ લોકો કે પાદશાહ "દારયવુસને કોઇ કાળે પણ તાબે થયા ન હતા" તેઓ વીશે હીરાડોટસ એમ બોલે છે જે "તેઓ ઘણાજ પુરવ દીશા ભણી વસે છે અને તેઓ વીશેની ચોકસ બાબદો આપણે કશી પણ જાણતા નથી. તેથીબી વધારે પુરવે તે દેશાવરો ખાતે રેતાળ જંગલો આવયા છે. દુનયાના તમામ લોકો કરતાં એ હીંદુ લોકોની વસ્તી ઘણીજ વધારે જોવામાં આવે છે અને નીલ નદી સીવાય બીજી કોઇબી નદીમાંથી જો સુસવાટો મળી આવતાં હોય તો તે આ સીંધુ નદી છે." (જુઓ તેની ચો૦ ૩-૯૪ તથા ૪-૪૪) આ પરથી ઉપરના ઘણાજ દુરદરાજ દેશાવરોમાં તોહોફામાં તોહોફો ચીજો પાકીને ઉગી નીકળે છે, માટે હીંદુસ્તાન જે ઉગમણુ દીશા ભણીના દેશાવરોમાં છેક છઠે ખુણે આવયું છે, તેમાંબી તેજ ધારો આખરે લાગુ પડી શકે છે. હર કોઇ દેશાવરો કરતાં તયાંનાં પક્ષી તથા ચોપાગાં જાનવરો એક ફક્ત ઘોડાઓ સેવાય કદમાં ઘણાંજ મોટાં રહે છે; કેમકે મીદીઅન લોકોના નીસીઅન યાને નીશાપુરના ઘોડા જેવાં ઘણાં ઉંચાં કદો, હીંદુસ્થાન ઘોડાઓનાં આપણા જોવામાં આવતાં નથી. તે સાથે તે દેશાવરો ખાતે સુનું જથાબંધ મળી આવે છે કે, જે માહેલો કોઇક ભાગ જો ખાણોમાંથી તો કોઇ નદી નાળાંઓથી કરીને ઘસડાઇ આવે છે અને કોઇ તો બીઆબાન જંગલોમાંથીબી આપણને હાથ લાગી શકે છે. જંગલી ઝાડોમાંથીબી એક જાતનું ઉન પેદા થાય છે, કે જે મેંઢાંઓના ઉન કરતાંબી રંગ રૂપ તથા ગુણોમાં ઘણુંજ શ્રેષ્ટ નીવડે છે અને તેમાંથી હીંદુ લોકો પોતાનાં કપડાં બનાવીને પહેરે છે. અહીંઆં હીરાડોટસની મતલબ રૂના રોપાઓ વીશે અલબતાં બોલવાની આપણને સમજવી જોઇયે. હીંદુઓમાં ઘણી એક વરણો હોય છે, જેઓ જુદી જુદી ભાષાઓ બોલે છે. કેટલાએકો જો કે હરકોઇ ભુમીમાં કાયમ થઇ પડેલા આપણા દીઠામાં આવે છે, તો કેટલાએકો તો નદી આગળની ભીનાસવાળી જગયાઓમાં વસે છે અને તયાં બરૂમાંથી બનાવેલાં કોટીઆંઓમાં બેસીને પેલી નદીઓમાંથી માછલાં પકડી તે ઓ પર તેઓ પોતાનો ગુજારો કરે છે. તે માછલાંઓને તેઓ કાચાં ને કાચાં ખાઇ જાય છે અને પેલા બુરૂના દરેક સળંગ ને સળંગ સાંધામાંથી પેલું દરેક હોડકું બનેલું હોય છે. ઝાડની છાલોમાંથી પોતાનાં વસ્ત્રો બનાવીને તે હીંદુ લોકો પહેરે છે અને તેનાપર પછી તેવીજ જાતનું બખતર તેઓ પોતે ઓઢી લે છે. તેઓની પુરવે પાદીઆન (પારીઆન) નામની એક રખડતી રઝળતી જાત વસે છે, કે જેઓની ચામડીનો રંગ ઘણોજ કાલો રહે છે અને તેઓ કાચુ ગોસ્ત ખાઇ શકે છે એટલુંજ નહીં પરંતુ તેઓનો કોઇબી અતલગનો ખેશી જો આ જારી પડી ગયો હોય છે તો, તેઓ તેને કાપીને તેનું માંસ પોતે પછી ભક્ષ કરી જાય છે અને તેઓની ઓરતોમાંબી તેવોજ રેવાજ જોવામાં આવે છે. તેઓમાં થોડાજ શખસો ઘણી વરૂધ વયે પહોંચી શકે છે, કે જેઓનેબી તેઓ મારી નાખીને પછી પોતે ખાઇ જાય છે.

કેટલીએક હીંદુઓની વરણો તો ફક્ત ભાજીપાલા ઉપરજ પોતાનું ગુજરાન ચલાવે છે અને તેઓને પછી રાંધીને તેઓ ખાય છે; અને પોતાનાં આજારી કે મુવેલાં માણસોની તેઓ કશી પણ દરકાર કરતા નથી અને તેઓને છેક જંગલોમાં લઇ જઈને પોતે નાખી આવે છે. ઉપર જણાવેલી સઘળી વરણોના રંગ કાલો હોય છે (જુવો હીરાડોટસ ૩, ૯૯ ને ૯૮) જે પરથી હીરાડોટસ તેઓને પાદુઆન તથા કાલાતીઆન એવું નામ આપી ગયો છે. લાશન તે શબદોને છુટા પાડી, પોતે એમ બોલે છે જે પાદીઆ એટલે જે ખરાબ અને કાળા એટલે જે સીહા રંગના (જુઓ તેની "એનદીક આલતરથુમ ૧-૩૭૭) કરીને તે શબદોના માયના ઉઠે છે. એ પાદીઆનના વરગને હજુરબી આપણે પારીઆ કરીને કહી જઇયે છીયે અને તેઓને બ્રાહમણો જેવા આરયો તો કુતરા જેવા હલ્કા ગણે છે. રીટર કહે છે જે (જુઓ તેની "ભુગોલ" ૪,૨, ૫૧૯-૫૪૨) વીનધીઆના પાહાડોની ખાણોમાં આજબી આ કાળી જાતના ગોનદા નામનાં દરેવીડીયન ટોળાંઓ વસે છે, કે જેઓ હજુર વેર પોતાની અસલીજ જંગલી હાલતમાં છે અને પોતાની આગલી જંગલીજ ભાષા બોલે છે તથા પોતાના

ધરતીના અસલી દેવતાઓનીજં પુજા પાત્રી કરે છે અને ઓરીસાના પ્રાંત માંહેલા પોતાના સ્નેહીઓ માફક તેઓ હજુર વેર તે દેવતાઓને માનવી જાતનો ભોગ પણ આપે છે. વળી નરબદા નદી આગલ વસ્તી કેટલીએક વરણો તો હીરાડોટસના ઉપર કહેવા મુજબ અદયપી પોતાનાં નબલાં અને વરૂધ વયે પહોંચી ગયલાં સ્નેહીઓને કાપીને ખાઇ જાય છે અને બ્રાહમણ લોકોના ધરમ તથા સુધારો હજુરવેર તેઓએ પોતે અખતયાર કરેલો નથી. હવે એ આરયલોકો હીંદુસ્તાનમાં પેઠા તેની પુરવેધરથી એ દેશાવરે ખાતે વરતાં આવેલાં દરેવીડીયન ટોલાંઓ વીશે કોઇબી આ થમણ પ્રાંતનો ઘણો અસલી ગ્રંથકાર આવો ખરેખરો ચીતાર જો આપી ગયો હોય તો તે શખસ ફકત હીરાડોટસજ છે; જેનાં લખાણો રૂગવેદમાં જણાવેલા પેલા કાલી ચામડીવાળા લોકોના હેવાલો સાથે ગોયા આબેહુબ એકમલતાં આવે છે. તેઓના શરીરના બાંધા વીશે એ ગ્રંથકાર જે જે લખાણો કરી ગયો છે, તે બરોબર રીતે જોતાં તો ઘણુંજ વાજબીજ લાગે છે; પરંતુ તેઓની જંગલી જીંદગી વીશેનો ચીતાર જે તેને ચીતારયો છે તેમાં વખતે તેણે જરા સહરાગાત વાપરી હોય તો તેથી આપણે જરાંબી વીસ્મીત પામીશું નહી; તોબી આ વાત તો આપણે ધયાનમાં રાખવી જોઇયે જે, તેઓ અત્રેના પહાડોની ખીણો તથા ભીનાશવાલી જગ્યાઓપર વસે છે. તેઓ હજુરવેર પોતાની આગલી જંગલી રસમો છોડી બેઠેલાજ નથી અને જાનવરોજ માફક અદયપી પોત પોતાની જીંદગાનીઓ ગુજારે છે. અસલી ગોરા આરય લોકો અને હીંદુસ્થાનના કાળા દ્રવેડીયન પુરાતન ટોળાંઓના ચામડીઓના રંગ વીશે, ત્યાર પછીનો બીજો આપણો યવન ભોમીઓ કતીસીઉસ વટીક દરોબસ્ત હેવાલ આપી ગયો છે. તે કહે છે જે એસીરીઆના બાકીના ભાગમાં આખો હીંદુસ્તાનનો મુલક સમાઇ ગયેલો છે અને તે મુલક બહુજ વીસ્તરણ છે તથા તયાંના રહીશોની સંખયા એટલી તો મોટી છે, કે દુનયાની બીજી સઘળી વરણોની સંખયા સાથે ગોયા તે એક મળતી ઉતરે છે. તયાંના લોકો ગોરા તથા કાળા પણ આપણા જોવામાં આવે છે. મેં ખુદ પોને પણ પાંચ ગોરા પુરૂષો અને બે ગોરી હીંદવાણીઓને જોયલી છે.

## કદીમ હીન્દની સર જમીનનાં નદી નાળાં તથા પરવતો અને ત્યાંના હેવાનાત, નબાતાત તથા જમાદાતો વીશે આપેલા અસલી યવન ગ્રંથકારોના વાજબી ચીતારો.

બીજા દેશાવરો કરતાં ખુરશેદ યજદ ત્યાં જરા ઘણો મોટો દીસે છે અને તયાંની ગરમી આપણને ગુંઘલાવી નાખે તેવી સખત રહે છે અને ત્યાંની નદીઓ, પહાડો તથા મેદાનોમાંથી વહેતી ચાલી જાય છે. તે નદી કોઇ ઠેકાણે ઓછામાં ઓછી ૪૦ સ્તેદીજ યાને પાંચ માઇલ જેટલી તો, કોઇક ઠેકાણે તો તેની પહોળાઇ છેક એકસો સ્તેડીજ જેવડી આપણી દ્રષ્ટીએ પડે છે. (જુઓ તેની "ઇકલી" ૧) અને ત્યાંની ભુમીને તે પાણી સીપતી સીપતી દોડી જાય છે. હીંદુસ્તાનમાં વરસાદ પડતો નથી અને ત્યાં તોફાનોબી કશાં જોવામાં આવતાં નથી; પરંતુ ત્યાં વંટોળીઓ ઘણાજ જોસમાં ફુંકે છે, જેથી સરવે ચીજો ઘસડાઇ જાય છે. (જુઓ તેની "ઇકલ" ૧, ૭) સીંધુ નદી ઉપર નાના તેમજ મોટી જાતના બરૂઓ ઉગી નીકળે છે. તે માહેલાં મજબુતમાં મજબુત બરૂઓ, બે માણસથીબી માપી શકાતાં નથી અને વહાણના સડો જેવડી તેઓ માંહેલા કેટલાકોની ઉંચાઇઓ રહે છે. (જુઓ તેની "ઇકલ" ૬) ત્યાંનાં ખજુરાં તથા માહરોપરના મેવા બાબેલાનના પ્રાંત ખાતેના તે જાતનાં દરખતોના મેવાઓ સાથે સરખાવતાં ગોયા ત્રણ ગણા મોટા રહે છે; અને બીજા મુલકોનાં ગધેડાં તે અત્રેનાં બકરાં તથા મેંઢાંઓ જેટલાં અંગે ભરેલાં હોય છે અને તે દુમબાઓની પુછડી એટલી તો મોટી રહે છે કે, તેઓ સેહલથી ચાલી શકે તે સારૂ તેઓને વારંવાર કાપી વટીક નાખવામાં આવે છે. તયાર બાદ કટીસીઉસ

તયાંના મોટા મરઘા અને તેઓની ખુશનુમા માંજર તથા સુનેરી, બલુ તથા કાલી અને લીલમ જેવી ચકચકીત રંગની પુછડીઓ વીશે પોતે દાસ્તન વરણવે છે. તે પછી તે રાતા મુખડાવાલા, રંગબેરંગી, બલુ ગરદન અને કાળી દહાડીવાલા મોરો વીશે પોતે બયાન આપવા ઉતરી પડે છે અને બીજી જાતનાં તરેહ તરેહવાર કંઠવાળાં પક્ષીઓ જેઓ હીનદી ભાષા બોલે છે અને તેઓને યવન ભાષાબી જો શીખવી હોય તો તે પણ તેઓ શીખી શકે છે; તેઓ વીશે એસારા કરી, તયાંનાં નાના વાંદરાંઓ વીશે તે પોતે બીઆન આપે છે અને કહે છે જે તેઓની પુછડી ચાર હાથ જેવડી લાંબી રહે છે. (જુઓ તેની " ઇંકલી " ૩, એઇલીઅનની "જાનવરોની તવારીખ" ૧૬,૨) જો કે હીરાડોટસ લીબીઆ દેશવાલા હાથીઓ વીશે જરાક સેહેજસાજ એસારો પોતાના ગ્રંથમાં (૪, ૧૯૧) કરી ગયો છે; પરંતુ ગ્રીક નવીશંદાઓમાં તે જાનવરો વીશે સપર પહેલો તફસીલવાર અહવાલ ફક્ત કતીસીઉસજ પોતે વરણવી ગયો છે, કેમકે તેણે તે જાનવરોને ખુદ પોતાની નજરે નજર જોયાં હતાં અને પારસીઓના રાજદરબારી હાથીઓએ બાબેલાન ખાતે બુનબેખથી એક વેલા માહાર તથા ખજુરાંનાં ઝારો, જયારે ઉખેડી નાખયાં હતાં ત્યારે તે ખુદ પોતેબી તે શેહેરમાં હાજર હતો એમ તે જણાવી જાય છે. આ જાનવરો તે બોલે છે જે એવાંતો જોરાવર રહે છે કે શેહેરની દેવાલો વટીક તેઓ ભાંજી અને તોડી નાખી શકે છે. લડાઇની વેલાએ હીંદુસ્તાનના રાજાઓની હરોલમાં એક લાખ હાથી અને તેની પછવાડે ઘણાજ મજબુત અને બહાદુરમાં બહાદુર ત્રણ હજાર શેહેજોર હાથીઓ ચાલતા રહે છે. (જુઓ એઇલીઅનની "જાનવરોની તવારીખ" ૧૭,૨૯) કતીસીઉસ માફક એરીયણ પણ પોતે સાફ જણાવી ગયો છે (જુઓ તેની " એનાબાસીસ " ૪, ૧૪) જે સીંધુ નદીની પહોલાઇ ૧૦૦ સ્તેદીજ જેટલી અને કોઇક ઠેકાણે તો તેથીબી વધારે તેની પહોંલાઇ રહે છે. વળી મીગાશથીનીસ પણ એકરાર કરે છે જે હાથીઓ દેવાલોનેબી ભાંજી તોડી નાખી શકે છે એટલુંજ નહીં; પરંતુ એક વામ જેવડા બટ બાંબુઓનાબી તેઓ ફુરચે ફુરચા ઉરાડી નાખે છે. (જુઓ સ્રેબો પા૦ ૭૧૧) હીંદુસ્તાનની વાવય કોણ .ભણીના હેવાલો પણ કતીસીઉસ વરણવે છે, જે પરથી સાફ જણાઇ આવે છે જે તેણે તે અહવાલો સઘળા પારસી—બાખત્રીયનો કનેથી પોતે સાંભળીને લખેલા છે. તે પોતે સારી કાની જાણતો હતો કે હીંદુસ્થાનબી એક સુધરેલો મુલક છે અને પોતે વળી એમ પણ માનતો હતો જે તયાં એકજ રાજા પોતે આખું રાજ પાટ ચલાવે છે. વેહેતીઆં લોકો, કુત્રા જેવાં માથાંવાળા, સુપડા જેવા કાનવાલાં, તથા પગના પડછાયા જેવા લાંબા પગવાળાં માનવીઓ વીષે જે જે કથાઓ તે પોતાના ગ્રંથમાં જણાવી ગયો છે, તે પરથી તેનાપર કેટલાએક ગ્રંથકારો જે ઉતરી પડે છે, તેમાં બીચારા કતીસીઉસનો કશો વાંક નથી; કેમકે તેવાં દાસ્તાનો તેને બીજાઓ કનેથી સાંભળી તેઓના ઉતારા તે પોતાના ગ્રંથમાં કરી ગયો છે અને હીરાડોટસ માફક પોતાના મનના ટોલ્લા અમસ્થા તેમાં તેણે પોતા તરફથી કાંઇ મારેલા નથી. હોમર વટીક વેહેતીઆ માણસો વીશે પોતાની ઇલીઅડમાં (૩,૬) વરણનો દરશાવી ગયો છે; હીકાતીઉસ (જુઓ તેના કલાઉસનનાં છપાવેલાં જુજો ૨૬૫) અને આરીસ્ટોફેનીસ (જુઓ તેનો "આલીસ" નામનો પદય, બેત ૧૫૫૩ બી) પણ સુપડાં જેવા કાનવાળા અને પગના પડછાયા જેટલા લાંબા પગવાળા માનવીઓ વીશે પોતે લખાણો કરી ગયા છે. એક જાતનું અરધા સીહુ અને અરધા ગીધ જેવું કલપાંત રાક્ષસી પ્રાણી, તથા એક આંખવાલા આરીમાસ્પીઅનો, લાંબી જીંદગી ભોગવનાર અને ગોયા આબેહેઆતનું પાણી પીધેલા પેલા હાઇપર બોરીઅનો જેવા સુખી લોકો વીશે પરોકોનીસસવાલો, આરીસતીઅસ તથા શાએર ઇસકીલસ (ઇસકેલોસ) પણ મારા હવે પછીના તેઓ વીશે આપેલા હેવાલો માફક રંગબેરંગી દસ્તાનો પોતપોતાના ગ્રંથોમાં દરસાવી ગયા છે અને તે સઘળા નવીશંદાઓ આ કટીસીઉસની ઘણાક પુરવે થઇ ગયેલા હતા એમ આપણે ખાત્રીપુરવક રીતે જાણીએ છીએ.

મીગાસથીની જે સેલ્યુકસ જેવા સીકંદરની ગાદીનો થોડોક ભાગ પાછળથી ચાંપી બેઠેલા એક યવન પાદશાહ તરફથી હીંદના રાજા ચંદ્રગુપ્ત યાને સૈનદરાકોતાશની દરબાર ખાતે એલેચી તરીકે ઘણાંએક વરસો સુધી વાસો કરી ગયો હતો, તે પણ વેહેતીઆં આદમીઓ, સુપડાં જેવા કાનવાળા,

પગના છાંયડા જેવડા લાંબા પગવાળા, કુતરાં જેવા માથાવાળા, તથા મોહોડાં વગરના મા નવીઓ અને તેવી બીજી ઘણીએક અજાયબ જેવી કથા કાણીઓ વીષે પોતે બોલી જાય છે; માટે એ કહાણીઓ દરશાવતી વેળા કતીસીઉસની પુરવેના તથા પાછળના ગ્રંથા કારોબી તેવુંજ બીદુ ઝડકી ગયા છે. તેઓ ને પટતા મેલી બીચારા કતીસીઉસને એક લાનેજ શર તેવો દોષ મેલવો તેમાં તે નવી શનદાને ઓર ઉલટો ગેરઇનસાફ કરવા જેવું છે. હીંદુ આરયો પોતાના દુરના અસલી પાડોશીઓ અને દરેવીડીયન લોકોને એ વાં એવાં વીશેશણો તથા મજાક મશકેરીમાં પાડેલાં નામો તેઓના આચાર વીચારો ઉપ રથી જે આપી ગયા હતા, તેઓ કનેથી સાં ભળીને તે નામો સપર પહેલાં તો ઇરાની પારસીઓમાં દાખલ થયાં હતાં કે, જેઓ ક નેથી ગ્રીક લોકો તેના પાછલથી પોતપોતાના ગ્રંથોમાં ઉતારઃ કરી ગયા હતા. હીંદુઓનાં વીરરસ કાવયો તથા બીજી જાતનાં લખાણો માં હીમાલય પરવતની અગરબ દીશા ભણી વસ્તી "કીરાત" નામની વેહેંતીઆં માણસોની એક જાત વીશે વરણુન દરસાવે લું છે, જેની સામે વીશનુનું પેદા કરેલું એક જાતનું પક્ષી સદાકાળ પોતે લડાઇમાં જ ગુંથાયલું રહે છે. તેમજ તેઓમાં સુનમુ ખ યાને કુત્રા જેવા માથાવલાં; ભવાં જેવી આંખવ‌ળાં મરદુમ ખુરો અને એક પગવા ળા માનવીઓ વીશેના ચીતારોબી અલંકાર રૂપી ભાષાઓમાં અપવામાં આવેલા છે, કે જે એક પગીઓ તેઓ કને ઘણાજ તેજ ચાલના ઘોડાઓ ખંડણીમાં આપી જતા હ તા. તેમજ વળી અલંકારીક ભાષામાં અવસ્તામાં બી કરશીપત પક્ષી વીશે ઇશારો કરવામાં આ વેલો છે એટલુંજ નહીં, પરતું શાહાનામામાં માજીનદરાનના પ્રાંતનાં દેવ ખસલતનાં માણસો ને એકદસ્ત, સફેદ દેવ અને અકવાન દેવ એવાં એવાં વીશેશણો લાગુ પાડેલાં છે. મેરૂના ઇ શ્વરી પરવત ઉપર હીંદુઓ કહે છે જે, ઉત તારા કવરૂ નામના એક દેશમાં, તેજ નામ ધરાવનાર એક ટોલો વસે છે કે, જે દસ હ જાર વરસો સુધી જીવી શકે છે. ત્યાં નથી બે હદ ગરમી કે બેહદ સરદી, નથી માનવીઓ માં કશી ખોડખાપણો કે તરેહવાર જાતનાં દરદો, અને ત્યાંનાં નદી નાળાંઓ સુનેરી થ રોમાંથી વહેતાં પસાર થાય છે અને રેતીને

બદલે પોતાની સાથે મોટી અને બેકીમતી ઝહવેરાતો તેઓ ઘસડી લાવે છે. (જુઓ લા સનનો "ઇનદીસ્ચ આતલરથુમ" ૧,૫૧૧; ૨,૬૫૩ તથ૬૯૩ તથા મયુરનો "સંસ્કીત તેક્ષતસ" ૨, ૩૨૪) બુધીસ્ત લોકોના ભુસરૂ પટી વરણુ વીદયાનાં સુત્રોમાંબી એ ઉતરરા ક વરો દેશ વીશેનું વરણુન આવેલું છે અને ત્યાં એમ પણ જણાવે છે જે મેરૂનો પેલો જગત પ્રસીધ પાહાડ આ દુનયાની છેક વચો વચમાં આવેલો છે. એ મેરૂના પહાડની ઉત રમાં પેલો ઉતરરા કવરવનો દેશ આવયો છે, જ્યાંના રહીશો એક હજાર વરસ સુધી જીવ છે અને તેથી દક્ષીણે યમુ દવીપ (જમુ દવીપ) નામે એક ટાપુ આવ્યો છે, કે જયાંના રહે વાસીઓ એકસો વરસનીજ ફકત જીંદગાની ઓ ગુજારો છે (જુંઓ બુરનુફનો "ઇનત્રો દ કશન અલ હીસ્તુવાર દ બુધીજમ" પા૦ ૧૭૭ મું તથા કોપનનો "બુધીજમ" પા૦ ૨૨૩મું.) બટલીમુસ (પતાલોમી) હીંદુ લોકો ની સતા મુજબ એ "ઓતતોરા—કોરરા" દે શને ઇમોદાસ યાને ઇમેઓસ એટલે જે હીમા લય પાહાડની ઉતરમાં તેની સઉથી ઉંચી ટો ચની પેલીપાર મેલી જાય છે કે, જે પહાડ સાથે પેલો ઇશ્વરી મેરૂનો પરવત જોડાઈ ર હેલો છે. આ બાબદ અવસ્તામાં જણાવેલી પેલા યમના વર વીશેની બીના સાથે ગોયા આ બેહુબ એકમલતી આવે છે કે, જે વર હુકઇ રોના પવીત્ર પાહાડની ઉપર કેહે આવેલો હતો અને જે વીશે હવે પછી આપણે વીગ તવાર રીતે બોલીશું. ગ્રીક લોકોમાંબી તે દંતકથા પુરવે ધરથી તેઓના વડીલોમાં ચા લતી આવેલી હતી અને તેઓનાં કહેવા પ્ર માણે તે હાઇપરબોરીઅનો જેવા સુખી અને લાંબી જીંદગી ભોગવનાર લોકો રહીપેઇઅનના પાહાડોની છેક ઉતર તરફ ની પેલીપાર વસ્તા હતા. તમામ ઇનદો—જરમા નીક આરયન ટોળાં પ્રથમમાં એકમેકથી છુટાં પડતાં ચાલ્યાં, તે આગમજની એ દંતકથા તેઓની ગોયા બાપીકી મીરાશ હતી એમ સ્પષટ રીતે હાલમાં હવે પુરવાર થઇ શકે છે. (જુઓ મારી "તવારીખે મલુકે તવાયફે જર થોસ્તીઆન" ને પા૦ ૨૦૭ થી ૨૦૮ મે) હખામની દોરના પારથીઅનો તથા પારસીઓ અને સીસાનીઓબી એ મુલક વીશે થોડો ઘણો બી હેવાલ પોતપોતાનાં દફતરોમાં આપી જ વા તો જોઇયે; પરંતુ તેઓનાં પુસ્તકો આમ

રના ખલીફાઈ દોરમાં પરાગનદે થઇ ગયાથી અને તેઓનું મહાભારત પરસી પોલીસનું કીતાબખાનું બીજીવાર વળી બળીને ધુળ મળી ગયાથી તે વાશે હાલમાં આપણે કશું જાણી શકતા નથી; પરંતુ ગ્રીક ભોકોનાં દફતરો તો સારી હાલતમાં અદયપી બચી શકેલાં હોવાથી સીકંદરે જયારે પંજાબનો દેશ જીતી લીધો, તયાર પછીના તેના યવન નવીશંદાઓના પુસ્તકોમાંથી એ દેશ વીશેનો ખરો અને તફલીસવાર અહવાલ હજુવેર આપણી દ્રષ્ટીએ પડી શકે છે ને તે બાબદ આપણુને બહુજ સંતોષકારક ભાસે છે. મીગાસથીનીસ આપણી ખાતરી કરી આપે છે જે અગરબથી તે મગરબ સુધી હીંદુસ્તાનના દેશની પોહોલાઇ પંદરથી તે સોલ હજાર સ્તેદીજ યાને ૧૯૪૦ થી તે ૨૦૦૦ માઇલ જેટલી આપણા જોવામાં આવે છે અને તેની ઉતરથી તે દક્ષીણ સુધીની લંબાઇ બાવીસ હજાર સ્તેદીજ યાને ૨૭૫૦ માઈલ જેટલી છે. (જુઓ સ્ત્રેબોએ તેના તથા ઈરેતોસ્થીનીસનાં પુસ્તકોમાંથી ઉતારેલા ફકરા, તેની "ભુગોલ"ને સફે ૬૮૯ થી ૬૯૦ મે તથા એરીઅનનો "ઇનદીકા" ૩, ૮) આ તેના જણાવેલા તફાવતોમાં આજબી કાંઇ ઝાઝો ફેર આપણા દીઠામાં આવતો નથી, કેમકે હાલમાંબી એક સીધી લીટીમાં એ દેશની લંબાઇ સોલ હજાર ચારસો યાને ૨૦૫૦ માઇલ અને એની પોહોલાઇ તેર હજાર છસો સ્તેદીજ યાને ૧૭૨૦ માઇલ જેટલી અંકાયલી છે. એ દેશની ઉતરમાં મોટા પાહડો આવયા છે, જેઓને ગ્રીક નવીશંદાઓ કાકેસસ યાને કુહેકાફનો પાહાડ એવું નામ આપી ગયા છે તથા હીંદુ લોકો તેને પારો પામીસોસ યાતે પારોપાનીશાધ અને ઇમોદોસ અથવા તો ઇમેઓસ યાને હીમાવતના નામથી અદયપી પીછાને છે. (જુઓ મયુરનો "સંસ્કીત તેક્ષતસ"૨,-૩૨૪ને ૩૨૮) જેમ હીંદુસ્તાનમાં ઘણા એક પાહડો આવયા છે, તેમજ તયાં તે કરતાંબી વધારે મેદાનો વટીક ઉભાઇ જાય છે અને તયાંના પરવતો ઉપર મેવાનાં ઝાડો વટીક ઉગી શકે છે એટલુંજ નહી; પરંતુ તેઓના પેટાંખાનામાંથી તરેહ તરેવાર જાતનાં કીમતી ઝવેરાતો જેવાં કે બીલોર, માણેક તથા લાલ વીગેરે આપણે હાથ પણ લાગી શકે છે. ત્યાંની ખાણોમાંથી સોનું રૂપું તથા જુદી જુદી જાતની ધાતુઓ અને નીમખ વટીક મળી આવે છે એમ સ્ત્રેબો જણાવી ગયો છે (પા૦ ૬૯૦ થી ૬૯૧ મું) અને ત્યાંના પરવતોમાંથી પેલી નદીઓ સુનું હેઠાણ ભણી ઘસડી લાવે છે એમ દાયોદોરસ લખી જાય છે (જુઓ તેની ચોપડી ૬, ૩૫ તથા સ્ત્રેબો પા૦ ૭૦૦ તથા ૭૧૭મું) વળી હીંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે નદીઓ આવેલી છે અને તે સઘળી નદીઓ ઘણી લાંબી રહે છે. મીસીર દેશની નીલ નદી તથા એશીઆ ખંડની બીજી સઘલી નદીઓ કરતાં સીંધુ નદી વધારે મોટી છે. ગંગા નદી પહડોમાંથી વેહતી આવતી જ્યારે ત્યાંનાં મેદાનો ભણી ફાટી નીકલે છે, ત્યારે તે પોતાનો રસ્તો ઉગમણુ દીશા ભણી બદલી નાંખે છે અને તેના મુળ આગળથીજ તે મોટો ચકરોવો રોકતી આવે છે તથા તેની પહોલાઇ છેક એકસો સ્તેદીજ યાને ૨૨॥ માઇલ જેટલી રહે છે. ઘણેક ઠેકાણે તો તે સેરોવરોના આકારોમાં બદલાઇ જાય છે, જેથી તેના એક કીનારાપરથી તેનો બીજો કીનારો વટીક આપણે જોઇ શકતા નથી અને તેની ઉંડાઇ છેક વીસ વામ જેટલી રહે છે એમ મીગાસથીનીસ ( જુઓ સ્ત્રેબો પા૦ ૬૯૦ તથા પા૦ ૭૦૨) તથા આરીયન ( "ઇનદીકા " ૪ ) આપણને જણાવી ગયા છે. આ હેવાલો માંહેલી પહેલી બીનાં ઘણી શાહરાઘટથી જણાવેલી છે; પરંતુ બીજી બાબત તે નદીના હેઠલા રસ્તા સાથે બરોબર બંધબેસ્તી ઉત્રે છે. દાયોદોરસ (૨, ૩૭ તથા ૧૭, ૯૩) એ ગંગા નદીના ઉપલા ભાગોની પોહોલાઇ ત્રીશ સ્તેદીજ જેટલી અને પાલીબોથરાનાં શેહેર આગળ તેની પોહોળાઇ બત્રીશ સ્તેદીજ જેટલી છે એમ પોતે જણાવી ગયો છે. મીગાસથીનીસનાં લખાણો પ્રમાણે સીંધુ નદીની પંદર શાખાઓ અને ગંગા નદીની ઓગણીશ શાખાઓ એવડી તો મોટી રહે છે, કે તેઓમાંથી વહાણો પણ આવ જાવ કરી શકે છે અને એરીયન બોલે છે જે (જુઓ તેની "ઇનદીકા " ૪) તે યવન નવીશદો પેલી શાખાઓનાં નામો વટીકબી આપણને જણાવી છે. સઘળી મળીને હીંદના મુલકમાં ગયો અઠાવન મોટી નદીઓ આવી છે, કે જેઓમાંથી વહાણો પસાર થઇ શકે છે.

આપણી આ હીંદની સર જેમીનમાં એમ ઘણાંએક નદી નાળાં આવવાનો સબબ પુરાતન ગ્રીક ગ્રંથકારો એમ આપી ગયા છે, કે તેની આસપાસની ભુમીઓ જેવી કે ઉગમ

ણુ ઇરાન, જેને અસલી યવન લખનારાઓ "આરયાંના" એવું નામ આપી ગયા છે, તે તથા બાખત્રીયા અને સીથીઅનોની ભુમીઓ હીંદ કરતાં વધારે ઉંચાણુમાં આવયાથી ત્યાંનું એકઠું થયેલું પાણી આખરે આપણી આ ભુમી તરફ ઘસડાઇ આવે છે. (જુઓ "દાયોદોરસ" ૨, ૩૭) હીંદની જમીન ઘણી જ ફલવંત છે એમબી તે સઘળા તવારીખ નવીશો લખીને તેની સ્તુતી ગાઇ જાય છે અને કહે છે જે તે તમામ જગયાઓ જે આટલી બધી આબાદ રહે છે તેનું મુખય કારણ તયાંની નદીનાં પાણીઓ છે. નીઆરકસના કહેવા મુજબ પાહાડો ઉપરથી પોચી અને સારી જેવી માટી પેલી નદીઓ તે ભુમીઓમાં ઘસડી લાવે છે (જુઓ સ્ત્રેબો પા૦ ૬૯૧) એટલુંજ નહીં પરંતુ દાયોદોરસના (૨–૩૭) કહેવા પ્રમાણે તેઓ એવી તો સરસ રીતે પોતાનો રસ્તો કાપે છે, કે તેથી તયાંની સરવે જમીનોમાં પાણી પોહોંચતું થવાથી, તયાંનાં મેદાનો ગોયા ફળવંત મેવાદાર બાગોમાં બદલાઇ જાય છે. ઓનીસીક્રીતસ આપણને એમ જણાવે છે જે મીસર દેશને તયાંની નેહેરો જે પાણી પોહોચાડે છે, તે કરતાંબી વધારે સરસ રીતે હીંદની નદીઓ પોતે પોતાના મુલકોમાં પાણી પોહોચાડતી જાય છે. હવે નીલ નદી મીસરમાંથી સાંકડી અને લાંબી ભુમીઓમાંથી સીધીને સીધી જે વેહેતી જાય છે, તેથી તે વારંવાર તરેહ તરેહવાર હવા તથા વાતાવરણોમાંથી પોતે પસાર થતી ચાલે છે; તેથી ઉલટી હીંદની નદીઓ વધારે પોહોલાં અને કુશાદે મેદાનોમાંથી ઘણો વાર સુધી વેહેતી ચાલે છે, માટે તેઓ તયાંની ભુમીઓને નીલ નદી કરતાં વધારે તરોતાજગી બક્ષે છે અને તયાં નીલ નદી કરતાંબી માછલાંઓનાં કદો ઘણાં મોટાં રહે છે એમ સ્ત્રેબો (પા૦ ૬૯૫) જણાવી ગયો છે. તે સાથે તયાંની હવામાં ભીનાસ હોવાથી તે ભીનાસને ચુસયાથી પેલી ભુમીઓ વધારે ને વધારે તાજી રહે છે. (જુઓ દાયોદોરસ ૨, ૩૭) વળી તે વતરોગે તયાંની નદીઓમાં વારંવાર રેલો આવે છે અને વાવીઝોડું થઇને દર વરસ ચોકસ મોસમોમાં જે પુષકળ વરસાદ પડે છે, તેથી પેલી નદીઓ પોતાની સદાની સપાટીથી વીસ વામ જેટલી ઉંચે ચહડે છે અને આસપાસનાં મેદાનોમાં સઘળે ઠેકાણે તે પાણી પછી પથરાઇ જાય છે, જેથી તેઓના દેખાવો તળાવ જેવા થઇ પડે છે, કે જે બીના આજબી આબેહુબ આપણા દેશાવરોને લાગુ પડી શકે છે એમ આપણે સરવે કોઇ જાણીએ છીયે. એ મજકુર સબબોને લીધે કોઇ કોઇ વાર સીંધુ નદી પોતે નવો જ રસ્તો લઇ લે છે, એમ એરીસ્તાબીઉલસ (જુઓ સ્ત્રેબો પા૦ ૬૯૨ થી ૬૯૩) તથા કરસીઉસ (જુઓ તેનો મુતર્જેલનો પ્રસીધ કરેલો જુજ (૮, ૩૦) પોતે એક અવાજે જણાવી ગયા છે. વળી તે મુલક ઠેઠ દક્ષીણ દીશાવેર ચત્રાએલો હોવાથી તયાં સુરજની ગરમી પણ અરબસ્તાન તથા હબશાન (ઇથીઓપીઆ) ના મુલકો જેવીજ સખત પડે છે. અને તયાંના વધારે દક્ષીણ તરફના ભાગો પર તો હફ્ત ઓવરંગના તારાઓનાં જુમખા (અરસામેજર) આપણી નજરે કેવળે જે આવતા નથી, તેથી હરેક પ્રાણીઓનો પરછાયોબી છેક દક્ષીણ દીશા ભણી પડે છે. આ સતયતા વીશે મીગાસ્થનીસ (જુઓ સ્ત્રેબો પા૦ ૭૬) તથા દાયોદોરસ (૨–૩૫) વટીક એકરાર કરી ગયા છે. તે સાથે બીજા દેશાવરો સાથે સરખાવતાં હીંદની ભુમીમાં વધુ પાણી હોવાથી અને તયાંની હવામાં ભીનાશ રહેવાથી તયાંના ખુશકી, હવા તથા દરીઆમાં વસનારાં પ્રાણીઓ બીજા દેશાવરોનાં પ્રાણીઓ કરતાં વધારે મોટાં અને મજબુત બાંધાનાં આપણી દ્રષ્ટીએ પડે છે. (જુઓ દાયોદોરસ ૨, ૩૫ તથા સ્ત્રેબો પા૦ ૬૯૫ મું) તેમજ નદી નાળાંઓનાં તથા વરસાદનાં પાણીબી સુરજની ગરમીથી જરા હુમ રેતાં જેવાં થવાથી, જમીનમ રોપાઓ તથા ઝાડપાનો બી ઘણા જોરથી ત્યાંની ભુમીઓમાંથી ફાટી નીકળે છે. મીગાસથીનીસના કહેવા પ્રમાણે ત્યાંના વાઘો, સીંહો કરતાંબી કદમાં બેવડા રહે છે તથા ઘણુંજ જોર તેઓ ધરાવે છે. તયાંના હાથીઓ ઘણાં રાંક હોય છે અને તયાંનાં રંગબેરંગી પક્ષીઓ જોઇને તો આગલા ગ્રીકો ગોયા બાગ બાગ થઇ જતા હતા એમ તેઓનાં લખાણો ઉપરથી હાલબી સારાંશ નીકળી શકે છે. તયાંની નદીઓમાં સપર પહેલીજ વાર તે ગ્રીક લોકોએ મગરમછો જોયાં હતા, કે જેઓને જોતાંને વારજ તેઓ કહે છે જે ઘણા ડરી ગયા હતા અને તે દરીયાઈ રાક્ષસના હુમલામાંથી બચવા નીઆરકસને પોતાનાં વહાણને બેવડી ઝડપથી હલેસાં મારીને ચલાવવાની એક વેળાએ ફરજ પણ થઇ પડી હતી.

મીગાસથીનીસના કહેવા પ્રમાણે હીંદમાં
વરસમાં બે પાક થાય છે; પરંતુ તે તેવું ક
હેવું ફક્ત ગંગા નદી આગળનાજ દેશાવરો
ને બેસતુ આવે છે. શીયાળામાં તેઓ ચોખા
અને જવની વાવણીઓ કરે છે અને એવી
જાતના મેવાઓનાં બીજો વાવે છે કે, જેવા
મેવા યુનાનીઓમાં કેવલે જણાયેલા પણ નથી,
તેમજ હુનાળામાં તેઓ ભાત, તથા તલની વાવ
ણીઓ કરે છે અને વરસાદની મોસમમાં
સણ તથા બાજરીના બીજો જમીનમાં નાખે છે.
આથી હીનદની સરજમીનમાં દુકાળ તથા તંગી
જેવી ચીજો કોઇનાબી જોવામાં આવતી નથી.
(જુઓ સત્રેબો પા૦ ૬૯૦ ને ૬૯૩) તેમજ ત્યાં
ભાજી પાલો તથા બરૂરોકાં ઝાડપાનોની પેદાય
શી પણ પુશકળ જોવામાં આવે છે. વલી એ
ક જાતનું બરૂરોકું ઝાડ ઉગે છે કે જેમાંથી
મધમાખો વીના મધ જેવી કોઈક શીરીન વ
સ્તુ પેદા થાય છે. અહીંઆં ગ્રીક ન
વીશંદાઓની મતલબ શેરડીઓના રોપા
ઓ વીશે બોલવાની આપણને સમજવી જોઇ
યે. વળી દક્ષીણ હીંદુસ્તાનમાં સ્ત્રેબોની
કેહેવા મુજબ (પા૦ ૬૯૫ મું) અરબસ્તાના
તથા હબશાન (ઇથીઓપીઆ) ના મુલકો માફક
તજ, તથા જટામાસી જેવું એક જાતનું ઘાસ,
જેમાંથી લોકો મલમ બનાવે છે તે તથા ત
રેહ તરેવાર મરી મસાલાના રોપાઓ ઉગી
નીકળે છે. ગ્રીક લોકોને તજની છાલો જે અ
રબસ્તા ખાતેથી મળતી હતી, તેથી તે લો
કોને પ્રથમમાં એમ માલમ નહોતું કે, તજની
પેદાયશ તો ફક્ત હીંદુસ્તાનનાજ મુલકની છે.
તયાંની ભીનાશવાલી જગયાઓમાંથી જડી
બુટીઓ પણ પુષકળ મળી શકે છે, કે
જેઓ માહેલી કોઇક તો તનદરોસ્તી
આને વધારો કરે તેવી હોય છે ને કોઇ
કોઇ તો ઘણીજ ઝેરી જેવી રહે છે. બીજા
દેશાવરો કરતા ત્યાંના દરખતો ઘણાં દલદાર
તથા ઉંચાં રહે છે. કેટલાંએકોતો એવા
ઉંચા હોય છે કે તેઓપર તીરો વટીક
પહોંચી શકતા નથી; અને તેઓનાં પાત્રાંબી
ઢાલો જેવાં મોટાં રહે છે. બીજી જાતનાં કેટલાં
એક દરખતોના થડો એવડાં તો મોટાં રહે છે
કે પાંચ માણસો મળીને પોતાની બીલસોથી તેઓ
ને માપી વટીક શકતા નથી; અને તેઓમાં
થી જે ડાલીઓ ફુટી નીકળે છે તે નીચે વળી
જઇને પાછી જમીન સાથે અથડીને બીજાં
નવાં નવાં થડોનો પાયો રચે છે, જેથી મહેરા
બદાર તંબુઓ રોકા બગીચાઓ ગોળ પુશક
ળ સ્થંભોને આશરે પડેલા હોય તેવા દેખા
વો ત્યાં આપણી દ્રસ્ટીએ પડે છે. અહીઆં
એ ગ્રીકનવીશંદાઓની મતલબ વડ તથા પી
પળાનાં ઝાડો વીશે બોલવાની હોય છે એ
મ આપણે સેહેલથી સમજી શકીએ છીયે. એ
વાં દરખતો અંદર ૪૦૦ ઘોડેસ્વારો વટીક એ
કીટગરે બપોરના વીસામો લઇ શકે છે. ની
આરકસ તો અહીઆં વેર બોલી જાય છે
કે એવી જાતનાં કેટલાંએક દરખતો તો એ
ટલાં તો વીશાળ રહે છે કે તેઓમાં દસ હ
જાર આદમીઓ પણ સહેલથી સમાઇ શકે
છે. (જુઓ સ્ત્રેબો પા૦ ૬૯૪ તથા એ
રીઅનનો "ઇનદીકા" ૧૧) આ તેનું
બોલવું સાચું છે, એમ કબીરનો વર
તથા બીજા વરોનાં દ્રષટાંતો ઉપરથી
આપણે હાલમાં પણ હીમતથી કહી શકીએ છી
એ. વળી તયાં કેટલાંએક એવાંબી ઝાડો આ
વયાં છે કે તેઓના મેવામાંથી કેફી વસ્તુઓ
પણ બની શકે છે. એમ મોવરાં તથા માહાડ અ
ને તાડનાં ઝાડોમાંથી જે દારૂ અને તાડી જે
વી કેફી વસ્તુઓ લોકો બનાવીને પીએ છે,
તે બાબતો વીશે એ યવન નવીશંદાઓ
વીવેચન કરી ગયા છે અને તેઓમાં સહરા
ઘાત જેવું આજબી કશું આપણને લાગતું
નથી. (જુઓ સ્ત્રેબો પા૦ ૬૯૨ તથા ૬૯૩
મું) એરીયન છાયાદાર માહાડ તથા તાડનો
સંસ્કીત શબદ તલા એમ આ
પણને જણાવી જાય છે (જુઓ તેનો "ઇ
નદીકા" ૭) અને કહે છે જે લોકો તેના કુ
મળા પીલાઓને પોતાના ખાનપાનમાં વટીક
લાવે છે કે, જે બીના પણ રાસ્ત અને દુરૂ
સ્ત છે એમ આપણે હીમતથી બોલી શકી
એ છીએ. વળી ઉતર તરફના ગોરા હીંદુ
ઓ યાને આરય લોકો વીશે બોલતી વેળા
એ તે જમાનાના ગ્રીક ગ્રંથકારો એમ કહે
છે જે, તેઓનો ઘટમ તથા તેઓની ચામડીનો
રંગ પણ મીસરના લોકો સાથે ગોયા એક મળતો
આવે છે. તેઓના શરીરનો બાંધો નાજુક, કુમ
ળો તથા પતલો અને બીજા લોકો જેવો ભા
રી રહેતો નથી. તેઓમાં તરેહ તરેહવાર રો
ગો જોવામાં આવતા નથી; કેમકે તેઓની
આબો હવા ઘણી સ્વચછ રહે છે અને ત્યાં
પુષ્ટીદાર મેવા પુષકળ ઉગી નીકળે છે. દક્ષી
ણ તરફના હીંદના દ્રવીડયન રહેવાશીઓની
સંખયા તે જમાનામાં બોહોળી હોવાથી અને

હીંદુ આરયો હજુર વેર તયાં જહાબંધ પ હોચી વળેલા ન હોવાથી, તેઓ વીશે એ ગ્રીક રાવીઓ એમ બોલે છે જે, તેઓ હબસીઓ જેટલા કાલા રંગ રૂપમાં હોતા નથી અને તેઓનાં બાલો પણ કરચલીવાળા અને તેઓનાં નાકો પણ બેઠાં અને ચપટા જેવાં આપણી દ્રષટીએ પડી શકતાં નથી. તેઓ સીધીઓ જેવા કાળા રહેતા નથી તેનું કારણ સ્ત્રેબો એમ જણાવી જાય છે જે, ત્યાંની હવામાં ભીનાશ રહેવાથી તેઓ ઘણા કાળાશ મારી જતા નથી અને તે આબોહવાની તાશીરને લીધેજ તેઓના બાલો પણ સીધાને સીધા ઉગી નીકળે છે. (જુઓ તેની "ભુગોળ" પા૦ ૬૯૬, ૬૯૦, ૬૯૭, ૭૦૧, ૭૦૬, અને ૭૦૯ તથા એરીયનનો "ઇનદીકા" ૬, ૧૭) હાલ જમાનામાં હીંદના રહીશોની સખયા જે ઓછામાં ઓછી વીશ કરોડ આદમીઓની ગણાય છે, તેઓમાંથી પંદર કરોડ લોકો તો એ આરય લોકો અને જેઓ પાછળથી ત્યાં તેઓનો સુધારો લઇ પડેલા હતા તેઓનીજ ગણવામાં આવે છે; અને એ કાલા દ્રવેડીયન ટોલા જેઓ પાહાડો અને મોટાં મોટાં ભીનાશવાળાં જંગલોમાં વસે છે અને સુધારાના ફળો હજુર વેર જે તેઓએ ચાખયાં નથી તથા આરય, મોગલો અને બીજી જાતના મુસલમાનો તથા અંગ્રેજો જેવા તેઓપર જીત મેલવનારાઓને કશોબી મચક આપતા નથી, તેઓની સંખયા તો આ અરવાચીન કાળમાં પણ એક કરોડ અને વીસલાખ માણસો જેટલી ગણાઇ શકે છે.

## અવસ્તામાં જણાવેલો ઇરાનવેજનો અસલી મુલક જયાંથી તમામ આરયન તાયફાઓ પાછળથી આ પરૂથવી ઉપર ચોમેર પથરાઇ ગયા હતા; તે અસલી ભુમી પ્રથમમાં કયાં આવી હતી, તે પર વંદીદાદ વેદ તથા પુરાતન જમાનામાંથી ચાલતી આવેલી દંતકથાઓ અને હાલની જબાનશનાસીના એલમની મારફતે નીપજાવી કહાડેલો તવારીખ રૂપી સાર.

આ મુજબ એ બાખત્રીયા તથા તેની આસપાસની "આરયન" ની ભુમીઓ વીશેના જે જે હેવાલો અસલ ધરથી તે છેક સીકંદરના દોર પછીના યવન લખનારાઓનાં દફતરોમાંથી મળી આવે છે; તેઓનો ઇનતેખાબ આપયા બાદ; ચાલો પારસીઓની વંદીદાદની પોથી તે દેશાવરો સારૂ શું શું વરણવે છે તેની હવેથી જાવતમાં આ પણે હેઠળ જરા તપાસી લઇએ. ઘણી રંગીન ઇબારતમાં અલંકારીક ઢપછપથી એ પોથી અસલી બાખત્રીયન જુબાનમાં આ મુજબ શરૂ થાય છેઃ—

"મરૌત અહુરો મજદાહ સપીતમાઇ જરથુસ્ત્રાઈ અજેમદધામ સપીતમ જરથુસ્ત્ર; અસો રામો દાઇતીમ, નોઇત કુદત શાયતીમ; યધેજી અજેમ નોઇત દઇદયામ સપીતમ જરથુસ્ત્ર અશો રામો દાયતીમ, નોઇત કુદત સાઇતીમ; વીસ્પો અંધુશ અસ્તવાઇ અઇરયનેમ વએજો ફ્રાંસ્નસવાત".

યાને" હોરમજદે સપેતમ જરથોસ્ત્રને કહયું જે (અયે સપેતમાન જરથોસ્ત્ર) દરેક જગયાને તેમાં વસનારાઓને માટે મેં પયારી પેદા કીધી; જો કે તે (જમીન)માં કાંઇ ખુબી જેવું તો નહીં હતું; કારણકે અય સઉથી પવીત્ર જરથોસ્ત્ર અગરજો (વેરાન જગયાને). એમ હું નહીં કરતે તો, તમામ હાડમંદ દુનયા (યાને દુનયાના લોકો) એરયનામવએજોમાં ધસારો લઇ જતે (યાને "ઇરાન વેજમાંજ રહેવા માગતે") (જુવો દારમસ્તેતરનો "વંદીદાદ" પા૦ ૩ જું) આ પરથી સાફ જણાય છે જે તમામ આરયન ટોલાં એકમેકથી છુટાં પડી ગયાં; તે આગમજ તે સરવે ટોલાં આરયનામ વએજો નામની કોઇ એક જગયા ઉપર રહેતાં હતાં. આરયનોની તે મુળ ભુમીને અવસ્તામાં આરયનામ વએજો તથા વેદમાં આરયવરત એવાં નામથી જણાવેલી છે. લાંબી મુદતવેર ત્યાં વાસો કરયા બાદ બરફનાં તોફાનો તથા અજદાહ જેવાં ઘણાં મોટાં જાન

વરો અને તરેહ તરેહવાર જાતનાં દરદો તથા સખત મરકીનો ઉપદ્રવ તે તરફ બહુજ વધી પડયો, જેથી આરયન ટોલાંઓ વધારે દક્ષીણ ભણી હવેથી ચત્રાવા લાગયાં હતા; કેમકે તેઓથી તે સખત થંડી અને જાતજાતનાં દરદો હવેથી ખમાઇ શકાય અને બરદાસ્ત થઇ શકે તેવું નહોતું. આવી નામવર ભુમી અસલમાં કયાં આવી હશે, તે વીશે વીદયારથીઓમાં હજુર વેર ઘણોજ મતફેર છે, જે વીશેનું ખંડન આ ભાગની આખરીમાં આગળ ચાલતાં આપણે કરીશું. ઇરાનવેજનું મથક છોડયા બાદ, આરયન ટોલાં જે બીજાં મથક ભણી ચત્રાયાં તેનું નામ વંદીદાદમાં ગવ કરીને આપેલું છે કે, જેની રાજધાની સુઘધ કરીને હતી. પ્રોફેસર બુરનુફ એ ગવથી મુરાદ જમીનની થાય છે અને તે કોઈક ચોકસ ભુમીનું નામ નથી એમ પોતે વીચારે છે, પરંતુ તે મત સાથે હાઉગ વીગેરે બીજા કેટલાએક જંદ વીદયારથીઓ એક મત થતા નથી અને તેનું કારણ તેઓ એમ જણાવે છે જે, કેટલીએક યસ્તોમાં જયાં મુલકોનાં નામો આવયાં છે, તયાં એ ભુમીનું નામ પણ જાબજા આપણા વાંચવામાં આવે છે; એટલુંજ નહીં, પરંતુ એજ ફરગરદનો ૧૦ તથા ૧૧ મો ફકરો ધયાનથી તથા બારીકીથી તપાસતાં તયાં "સાઇયનામ" શબદ આગળ ચોકસ વીશેશ નામો જે વાંકે "દુજકો–સાઇયનામ" તથા "વેરકાનો–સાઇયનામ" કરીને જોવામાં આવે છે, તેથી એ પણ વીશેશ નામજ હોવું જોઇયે એમ સ્પષ્ટ રીતે માલુમ પડી શકે છે. આ વાત ખરી છે કે એ શબદનો લોગવી અરથ જમીન કરીને થાય છે; જેમકે જરમનમાંબી ગાઉનો અરથ ભુમી તથા અરમાની ભીષામાં ગાવરનો અરથ પણ ભુમી એમ થાય છે. એની સાથે "સુઘધો–સાઇયનામ" કરીને જે લખવામાં આવેલું છે, તે ઉપરથી એની જગયા ચોકસ રીતે માલુમ પડી શકે છે, કે એ દેશ તે હાલ જમાનાનો સોંગદીઆનાનો મુલક હોવો જોઇયે, કે જે તુરકસ્તાનની અગનીકોણમાં આવયો છે અને તેનો માયનો આતશની ભુમી કરીને થાય છે ને જયાં પવીત્ર આતશને જાબજા એક વેળાએ રોશન રાખવામાં આવતો હતો. એનું પાયતખત શેહેર સીકંદરના દોરમાં મરકનદા કરીને હતું એમ એરીયન (જુઓ તેની "એનાબાસીસ" પા૦ ૧૮૬ મું) જણાવી ગયો છે કે જે શેહેરને હાલમાં સમરકંદ કરીને લોકો કેહે છે અને ઈ૦ સ૦ ૧૮૬૭ થી તયાં હાલમાં, રૂશીયન લોકોનું રાજપાટ ચાલે છે. પાછળથી ગોયા તે ભુમીમાંબી કુદરતનો એવો શ્રાપ ઉતરયો કે તયાં ગાય ઢોરોમાં "બગાઇ" જેવી નુકશાનકારક માંખો પેધી પડયાથી (જુઓ કાગાનો વંદીદાદ પા૦ ૫૪ નોટ ૨ જી) તે પ્રાંણીઓ બીચારાં ઝુડાબંધ મરી જવા લાગયાં, માટે આરયનોને તેબી ભુમી હવેથી પડતી નાખીને નઇરૂત્ય દીશા ભણી કોઇક નવી ભુમી શોધવાને ફરજ થઇ પડી હતી. પ્રોફેસર માસપેરો "બગાઇ" ને બદલે અહીંબાં તીરોનો ઉપદ્રવ થઇ પડયો હતો એવો અરથ ઉઠાડે છે. (જુઓ તેનો "પાસીંગ આફ એમપએરસ" નું પા૦ ૪૫૦ મું) અહીંઆંના બહાદુર રહીશોએ પાછળથી સીકંદરનેબી પોતાના દેશમાં પેસતી વેળાએ બહુ મહુમહુ પોકરાવયો હતો અને પોતાનું કીઆની લોહી પેલા મકદુનયનોને તેઓએ સારી કાની બતલાવી આપયું હતું તથા તેઓના સરદાર સપીતમને (સપીતામીનીસે) મેસીદોનીઅનો (મકદુનીઅનો) ની એક જબરદસ્ત ટુકડીનો સદંતરજ ઘાણ વટીક કહાડી નાખયો હતો, જેથી સીકંદરને પોતાની ફોજની શાહેતાએ તે તરફ તરત દોડી આવવું પડયું હતું; પરંતુ પેલો સપીતમન એવો તો સીહારો હતો કે તે કોઇક જંગલ ભણી નાસી જઇને સીકંદરને હાથજ આવયો ન હતો. (જુઓ એરીયન "એનાબાસીસ" પા૦ ૧૮૬ થી ૧૮૭ તથા પા૦ ૧૯૫ થી ૧૯૮.) ફરીને એ સપીતમને સીકંદર સામે વળી બીજું જબરૂ હુલડ મચાવયું હતું; તેમાં તે સરદાર ફાવી શકયો ન હતો અને નાસભાગની વેળાએ તેના લશકરના કોઇએક મેસાગીતા જેવા સીથીયનોએ તેને કતલ કરી નાખી તેનું માથું સીકંદર પર મોકલાવી આપયું હતું, કે જેથી પેલા સીથીઅનોને સીકંદરના કેરમાંથી બચી જવાને બની આવે. (જુઓ એરીયન "એનાબાસીસ" પા૦ ૨૧૬ થી ૨૧૯) કરસીઉસ એમ જણાવી જાય છે, જે (૮, ૧૧ ને ૧૨) આવું મુજીકામ એ સપીતમનની ખુદ બાઇડીએજ કરયું હતું અને તેને મારી નાખીને તેણીની તેનું માથુ ખુદ પોતેજ સીકંદર પાસે લઇ ગઈ હતી. સોગદીઆનાનો આ મુલક છોડયા બાદ આર

મનો જે ત્રીજી ભુમીમાં ઉતરી પડયા, તે ભુમીનું નામ વંદીદાદવાલો મુરૂ કરીને આપી ગયો છે અને તયાં તેનો ગુણ દેખાડવા સારૂ તેની સાથે મજબુત તથા પવીત્ર એવાં બે વીશેષણો લાગુ પાડેલાં આપણા વાંચવામાં આવે છે. એ દેશ તે હાલ જમાનાનું મરવનું નામીચું શહેર થઉ છે, જેને રૂમી તથા યુનાની ગરંથકારો મારગીઆના અને ખીલા રોકા હરફોમાં મરગુશ યાને મુરગોની ભુમી એવું નામ આપેલું આપણે જોઇએ છીએ.

વંદીદાદમાં ઓરવરો, મુંરગો, આબ, બાદ તથા આતશને હોરમજદની બુલંદ પેદાયશોમાં ગણવામાં આવેલાં છે, તે ઉપરથી એ નામ વીશે આપણુને કશી તાજુબી ઉતપન થતી નથી. સાસાની પાદશાહો તથા એસ્લામી રાજપાટોની વખતેબી એક વેળાએ એ શેહેર એલમનું મોટું ભંડાર ગણાતું હતું. અહીંઆ શ્રાપ એ ઉતરયો કે લોકોમાં અસંતોષપણું તથા ખુનરેજીઓ તથા રખડતા રઝળતા લોકોના હલ્લા (જુઓ માસ પેરો "પાસીગ આફ એમપાયરસ" પા૦ ૪૫૦) થવા લાગયા, જેથી તે ભુમી છોડી આરયન ટોલાં બાખધી જેવી એક ઘણી બખતાવર ઉંચા વાવટાવાળી ભુમીમાં ઉતરી પડયા. એ શેહેર તે હાલ જમાનાનું બલખ શેહર થઉ છે કે, જેને ખીલા રોકા હરફોમાં બાખત્રીશ (જુઓ દરાયશના "પરસીપોલાસ" ના લેખો ૧-૧૬ તથા "નક્ષેરૂસ્તમના" લેખો ૧-૨૩) તથા અસલી યવન તથા રૂમી લોકોનાં દફતરોમાં બાકત્રા અને ગાથાવાણીમાં બરખધ કરીને લખેલું આપણે વાંચીયે છીયે. શહાનામામાં એ શેહેર વીશે જાબજા ઇશારો કરવામાં આવેલો છે અને કીઆની પાદશાહો તયાંજ જઇને વારંવાર પોતે આશરો લેતા હતા. પાદશાહ કઇલોહોરાસ્પ પોતાનું તાજ કીઆની પાદશાહ કઇગુશ્તાસ્પને સોંપી ફીરદોશીના જણાવયા મુજબ એજ શેહેરમાં જઇને વસ્યો હતો અને તયાંજ આ દેહનો દંડ પણ પછી પોતે આખરે આપી દીધો હતો. એ વીશે એ "મલેકુલ સાહેરા" એમ લલકારે છે જે:-

"ચું ગુસ્તાસ્પરા દાદ લોહોરાસ્પ તખત;
ફરૂદ આમદ અજ તખત વ બરબસ્ત રખ્ત.
બ બલખે ગુજીન શુદ બરાં નુંબહાર;
કે આતશપરસ્તાં બુદ આં રૂજગાર.
મપીનદાર કે આતશ પરસ્તાં બુદંદ;
પરસ્તંદએ પાક યજદાન બુદંદ.
મરાં ખાનેરા દાસ્તંદી ચુનાન;
કે મર મકકેરા તાજીઆન ઇન જમાન.
બદા ખાને શુદ શાહે યજદાન પરસ્ત;
ફરૂદ આમદ ઈનજા વ હએકલ બબસ્ત."

યાને "પાદશાહ લોહોરાસ્પે પોતાનું તખ્ત કએ-ગુસ્તાસ્પને જયારે પોતે સ્વાધીન કીધું તયારે દીલ ખુશ કરે એવું જે બલખ શેહેર, જ્યાં કે તે જમાનામાં આતશપરસ્ત (પારસી) લોકોનું "નુ બાહાર" નામનું એક મોટું આતશકદેહ આવેલું હતું, ત્યાં જઇને પોતે વાસો કીધો. વાંચનાર તું એમ ના સમજ તો-કે એ પારસી લોકો કાંઇ આતશના પુજનારા હતા, એ લોકો તો ખરેખરાજ યજદા પરસ્ત લોકો હતા; પરંતુ આતશખાનાંઓને જેમ હાલ જમાનામાં અરબ લોકો મક્કાનને પવીત્ર કરીને ગણે છે, તેમ તેઓ તે ઇબાદતખાનાઓને પવીત્ર જગયાઓ કરીને સમજતા હતા. ત્યાં જઇને એ યજદાંપરસ્ત પાદશાહ પોતે ગોશેનશીન થયો હતો અને તયાર બાદ થોડુ કમાંજ આ ફાની દુનયા છોડીને પછી પોતે ચાલતો થયો હતો." જેમ બુદધે પોતાનો ધરમ લોકોમાં ફાહેજ કરતી વેળાએ પોતાના ધરમનાં મુળતતવો હીંદુઓને શીખવવા માંડયા હતાં; જેમ હજરત ઇસાએ પાહાડ ઉપરથી પોતાના ધરમોપદેશો (સરમનો) કરવા માંડયા હતા; તેમજ હજરત જરથોસ્તે માજદયસ્નોની નવી દીન સપર પહેલીવાર ઇરાનીઓમાં ફેલાવતી વેળાએ આ "નુબહાર" ના આતશકદેહમાંથીજ પોતાનાં ધારમીક ભાષણો આપવાને શરૂ કરયાં હતાં, કે જયાં દેશ દેશના લોકો તે સાંભળવા સારૂ એકઠાં મળતાં હતાં, એમ ગાથાવાણી ઉપરથી સારાંશ નીકલી શકે છે. કેમકે સપર પહેલુંજ ભાષણ આપતી વેળાએ એ વખુશુરે વખશુરાન યાને પેગમબરોનો પેગમબર આ પ્રમાણે પોતે ખાશોઆમ આગળ આમ બોલે છે જે,

"અદ ફરૂઅખશીઆ નુ ગોશો દુમ નુ સરોતા:
ઇયચા અસનાદ. ઇયચા દુરાદ હસથા:!"

યાને "જે હુ હમણા કે (તમારી સનમુખ) જાહેર કરવા માગું છું, તે તમો સઘળા જેઓ નજદીકીમાંથી તથા દુરદુરાજ જગયાઓ પરથી (અત્રે) આવેલા છેઓ, તેઓ કાન ધરો અને સાંભળો." અહીંઆં (અવસ્તામાં) "અેરેધવો દરફશામ" યાને ઉંચા વાવટાવાલું એવા

જે શબ્દો આવયા છે તેની મુરાદ અલબતાં
કાવીઆની દરફશ (ઝુંડા) ની ઉઠે છે, જેથી
તે જમાનામાંએ શેહેર એરીયન લોકોની બા
ખત્રીયાની કીઆની શેહેનશાહતની પાખતખત
ભુમી હોવી જોઇયે. અજાયબ જેવું એ છે જે
મીડીયાનાં ઘણાં પુરાતન રાજ્ય વીશે
હજુર કાંઇ પણ બયાન કે એ
થારો વંદીદાદની આ ફરગરદમાં કેઠે આ
પવામાં આવેલો જણાતો નથી, જો કે
તે લોકોએ તો ઇ૦ પુ૦ ૨૪૫૮ નાં સાલ
માં બેરોસસના કહેવા પ્રમાણે બાબેલાનની સ
લતનત પોતે જીતી લીધી હતી અને ત્યાં જ
ઇને બસોથી ઉપર વરસો વેર પોતે રાજપા
ટો ભોગવ્યાં હતાં. આ ઉપરથી આ ફરગરદ
તે જમાનાથીબી ઘણીજ વધારે પુરાતન
કાળની લખાયલી હોય તેમ લાગે છે અને
એમાં જણાવેલું બયાન તેથીબી વધા
રે કદીમ જમાનાને લગતુ વળગતુ અને બે
સ્તુ આવે છે એમ એ ઉપરથી સીધબી થઇ
શકે છે. અહીંઆ હવે શ્રાપ એ ઉતરયો જે,
ભમરા જેવાં એક જાતનાં ઝીણાં પ્રાણીઓ
તથા ઝેરી રોપાઓથી મનુષય જાતો તથા ગા
ય ઢોરોને જ્યારે બહુજ ઉપદ્રવ થવા લાગયો,
ત્યારે તેઓ તે ભુમી છોડીને નીશયની પાંચમી
ભુમી તરફ ઉતરી પડયા, કે જે ભુમીને ખીલા
રોકા હરફોમાં નીશાઈય તથા યુનાની તથા
રૂમીઓનાં પુસ્તકોમાં નીસા કરીને લખેલું
આપણે વાંચીએ છીયે. એ નીશા શેહેર બે હતાં
એમ અસલી યુનાની ગ્રંથકારો જણાવી
ગયા છે. એકને તેઓ પારથીઆના મુલ
કની ઇશાન કોણ ભણી તથા બીજાને તેઓ
મીદીઆના રાજની અંદર મેલી ગયેલા
છે. તે ઉપરથી આ બયાન કયા શેહેરને
લાગુ પડે છે તે વીશે હજુર સુધી વીદયાર
થીઓમાં મતફેર ચાલુજ છે. હવે અસલી
લેખમાં એ શેહેરને મરવ તથા બખદી (બ
૯ખ) વચે અગનીકોણ ભણી મેલવામાં
આવેલું છે (જુઓ દારમસ્તેટરનો "જંદ
અવસ્તા" વા૦ ૨ પા૦ ૯ તથા કાંગાનો
"વંદીદાદ" પા૦ ૫૪ મું ) કે જેથી એશી
યા ખંડ માંહેલા બીજા એ નામ ધરાવનાર
શેહેરોમાંથી તે તરત ઓળખાઇ આવે છે. પ્રોફે
સર યુજેન બુરનુફ એમ વીચારે છે કે, એબો
(જુઓ તેની ભુગોળ ૧૧; ૭, ૩ પા૦ ૫૦૯)
તથા બટલીમુસ (પતોલેપી; જુઓ તેની
"ભુગોળ" ૬,૧૦,૪) જે શેહેરને કે, નેસ
ઇઆ એવું નામ આપી ગયા છે અને જેને
કે તેઓ મારજીઆનાના પ્રાંતની દક્ષીણે મે
લી ગયા છે, તે એજ શેહેર હોવું જોઇયે; કે
મકે તે શેહેર એવા સાંધાવાલા રસ્તાઉપર આ
વેલું હતું, કે જેની એક બોરડુ તરફથી
બાખત્રીયાના મુલક ખાતે સહેલથી જવાનો
રસ્તો આવેલો હતો: ને જે મત સાથે પ્રોફે
સર માસ્પેરો પણ એકમળતો થાય છે. (જુ
ઓ તેની "પાસીંગ આફ એમપાયરસ પા૦
૪૫૦ ની નોટ ૪ થી.) એ શેહેરને હારલે
મુરબાગની ખીણમાં મેલી જાય છે. હવે જે
નીસા શેહેર કે પોતાના ઉચ્ચી જાતના ઘોડા
સારૂ વખણાયલું હતું તે તો પેલુ હાલ જ
માનું નીશાપુર શેહેર છે, જે પારથીઆના
મુલકની ઇશાન કોણ તરફ તથા અરીય યાને
હેરાતની પશ્ચીમે આવેલું છે. એ શેહેર અસ
લ ઘરથીજ ફળવંત અને શોહામણું હોવાને
લીધે એનો અરથ સંસ્થાન કરીને થાય છે, જે
પરથી પાછલા જમાનામાં બીજાં શેહેરોને પ
ણ તેવુંજ નામ અપાએલું આપણે ભુગોળ
તથા તવારીખનાં દફતરોમાં વાંચીએ છીયે.

કુતબુદીન નામે જે પાદશાહ આજ આ
શરે ૭૦૦ વરસોની વાત ઉપર હીંદુસ્તાનમાં
મોટો ગુલામી વંશ જે સ્થાપી ગયો હતો, તે
પાદશાહબી અસલમાં આ હેઠળ જણાવેલાં શે
હેરમાંથીજ પોતે આવેલો હતો. અહીંઆં શ્રાપ
એ ઉતરયો જે લોકોમાં કુફરપણું અને ગુમાન
લાવી શકાય તેવી જાતનું પાપ જોશથી દાખલ
થતું ચાલ્યું, જેથી એરીઅનો તે દેશ છોડીને હ
રોયુ (હરીવા) જેવા એક છઠા મુલક ભણી ઉતરી
પડયા. કુફરપણાંના પાપની મતલબ અત્રે એમ
ઉઠે છે જે આરયન ટોલાંઓમાં હવેથી ધરમ
સંબંધી ફાટફુટ સપર પહેલીવાર જાગી ઉઠી
હતી. એ નવી ભુમીનો ગુણ દેખડાવા સારૂ
વંદીદાદમાં એને પાણીનું બક્ષનાર યાને
પુષ્કળ પાણીવાલું એવો એલકાબ આપેલો
છે. આ ઉપરથી તે શેહેર તે હાલ જમાનાનું
હેરાતનું શેહેર થડે છે કે જે શેહેર હીંદુસ્તાનમાં
દાખલ થવાની ગોયા એક કુંચી જેવું ગણાય છે,
જેથી તેપર ત્રાપ મારવા રશીયા તથા ઈંગલંડનો
ડોળો સદાકાળ ભરાયલો રહે છે. અહીંઆં ફા
રસી તવારીખ નવીશો જેવા કે મીરખુનદ તથા
હફત એકલીમ નામની એક ફારસી ચોપડીમાં
કહયા મુજબ તેનો નબીરો ખુનદમીર અને
રૂમની શેહેનશાહતના ઇનતેકાલની ઘણી ફ
શાહત ભરેલી તવારી લખનાર એડવર

ડ ગીબનના કહેવા પ્રમાણે આજ આશરે સાડી છસેથી તે સાતસે વરસની વાત ઉપર પણ જરથોશતી ધરમ પુર જોશથી ચાલતો હતો. પરંતુ એક ફીતને અંગેજ ઇમામે પોતાની વાએજોમાં આપણા લોકોનાં ત્યાં આવેલાં આતશકદેહોને ભાંગી નાખવાની મજબુત ભલામણ કરયાથી, ઝનુની મુસલમાનોએ એકદમ એકઠા થઈને તે આતશકદેહોને પોતે તરતજ સળગાવી મેલ્યાં હતાં અને તે જગયા જોર જુલમથી તેઓ લઇ બેઠા અને ત્યાં ઘણી મોટી મસજેદો બંધાવી પડયા. એ વીશેની ફરયાદ પારસીઓ જયારે ખોરાસાનના હાકેમ આગળ લઇ ગયા, ત્યારે તેણે તેઓને ઇનસાફ આપવા પોતે કબુલ મંજુર રાખયું. તે ઇનસાફની દરબારમાં હેરાત શેહેરના ૪૦૦૦ દાઢી મુછવાલા ભુજરગનાર શખસોએ આવીને હાકેમ આગળ ખોટા સપત એકમતથી એમ ખાધા, જે પારસીઓના આતશકદેહો તે જગયાઓ ઉપર કેવસે હતાંજ નહીં; જેથી પેલા ફરીઆદ કરનાર શખસો બીચારા રડી રહયા હતા. સર વીલીયમ ઉઝલી પોતાની ઈબને હાકુલની ભુગોળમાં એ શેહેરને અસલમાં હરી કરીને કહેતા હતા એમ જણાવી જાય છે; જે નામ હજુર સુધી હરીરૂદ નામની પાણીની બક્ષનાર નદી જે ત્યાં વહે છે તેને અપાયલું આપણા જોવામાં આવે છે. એ શેહેરને ગ્રીકમાં એરાયા, વેદમાં સરોયુ તથા બીસતુનના પાહાડના દરાયશ પાદશાહના ખીલારોકા લેખોમાં હરીવા કરીને કહેલું છે. અહીંઆં શ્રાપ એ ઉતરયો જે કરાંનાં મોટાં તોફાનો થવા માંડયાં, જેથી લોકો ઘરોમાંથી બાહેર નીકલી ન શકવાથી ભુખમરાથી બેજાર બેજાર થવા લાગયાં; અને મહુ મહુ પોકારવા મંડયાં. માટે તે ભુમી છોડીને આરયનોએ જે નવા મુકામ ભણી જઇને હવે આશરો લીધો, તે સાતમી ભુમીનું નામ વેકેરેટ કરીને વંદીદાદવાળો જણાવી ગયો છે. એ શબ્દનો અરથ બેડોળ તથા વેરાન એમ થાય છે અને એના પાયતખત શેહેરનું નામ તે પવીત્ર પોથીમાં જે જણાવયું છે, તે નામ ગોયા દોજખ એવા લવજ સાથે એકમળતું ઉતરે છે. આવી પવીત્ર આસાએશની ભુમીને એવું નામ તે કેમ આપવામાં આવયું હશે, તે ઉપર ટપકે જોતાં તો આપણને જરા આશ્ચરયકારક લાગે છે ખરું, પરંતુ એ વઇરાન મેદાનમાં બુરજીગરીના કામોમાં આવે તેવી જમીનો ત્યાં થોડીકજ જોવામાં આવે છે અને તેબી છેક છુટીછવાઈઓ; માટે જયારે તે પરથી આપણે ધીરે સાંસતેથી અવલોકન કરીએ છીયે, ત્યારે એ નામ એને બેસતુંજ આપવામાં આવેલું છે, એમ આપણી ખાતરજમા થાય છે. પેહેલવી (હુજવરસ)માં શરેહ કરનારા એ શેહેરથી મુરાદ કાબુલની ઉઠે છે એમ પોતાનો અભીપ્રાય આપી જાય છે અને એ નામ સાથે અસલ પોથીમાં જે વીશેશણ દરસાવેલાં છે, તેપરથી પોતે એમ શરેહ કરે છે જે "ત્યાંનાં દરખતોના અને કેટલાએકોના કહયા પ્રમાણે ત્યાંના પાહાડોના છાંયડા ( માનવી જાતો તથા પશુઓના) શરીરોને નુકશાનકારક રહે છે" અને તેથી તાવનો રોગ તરત લોકોને લાગુ પડી જાય છે. સપીગલ તથા હારલેબી આ પેહેલવીવાળાઓનાં મત સાથે એકમત થઇને એ શેહેરને કાબુલજ કરીનેજ ઠોકી બેસાડે છે; પરંતુ કાબુલ જેવો ફળવંત ભુમીને એ દાસ્તાન લાગુ પડી શકતું નથી. બુરનુફ તથા લાસેન " દુ ઝકો–સાઇઅનામ" એવા શબ્દો જે અત્રે આવેલા છે તે ઉપરથી દુજક શેહેરના રહીશોની સરજમીનને એ હેવાલ લાગુ પડી શકે છે એવી અટકળ પોતે કરે છે; કેમકે આજબી તે લતા તરફ દુશક નામનું એક શેહેર ઘણી બીસમાર હાલતમાં પડેલું મુસાફરોના જોવામાં આવે છે. આ મત સાથે હાઉગ પણ એકમત થાય છે, કારણ એ જે સીજીસ્તાન ( સીસ્તાન ) યાને સાકી લોકોની ભુમી વેરાન તથા રેતાળ હોવાથી તયાં પાણી મલી શકતું નથી, માટે વેકરત તે સીસ્તાનજ થડે છે કે જેનાં પાયતખત શેહેરનું નમ દુજક કરીને હતું. ગ્રીક લોકો એ દેશનુ નામ દરેંગીઅના કરીને આપી ગયા છે. અહીંઆં પરીકનેથાઇતી નામની પરી જે ખરેશઅસ્પને વળગી હતી તેથી મુરાદ હુંજવરસ (પેહેલવી ) તરજુમો કરનાર જે બુતપરસ્તી રસમ તે પેહેલવાને તોડી નાંખી હતી તેની ઉઠે છે એમ જણાવી ગયો છે; પરંતુ ડાકટર હાઉગ (જુવો તેનાં બુનસનનાં ઈજીપત "ઉપર વંદીદાદપરથી જરમનમાં કરેલી શરેહ વા૦ પા૦ ૧૩૨ મું) તે મત સાથે એકમળતો થતો નથી અને એમ કહે છે જે પરીકાની નામનો એક ટોળો જે હીરાડેટસ (૩,૯૪) તથા પળીની (જુઓ તે

ની ખુદરતી તવારીખ" (૬,૧૬) ના કહેવા પ્રમાણે એ લતા ઉપર એક વેળાએ વસતો હતો તેને લાગુ પડે છે અને તે જબરદસ્ત બુતપરસ્તી ટોળાની ખનેથાઇતી નામની પરીપર તે પેહેલવાન પોતે આશક પડયો હતો. ધારયા મેળે તેણીની પરીકાની જેવાં દેવયશની ટોલાંની રાણી જેવી હોવી જોઇયે તથા તે સાથે તે રાણી બહુજ સ્વરૂપ વાન પણ હોવી જોઈયે; કેમકે તેણી પોતાની ખુબસુરતીને લીધે બહુજ લલચાવનારી હતી, તેથી કરીને તેણીને હેરેમનની પેદાયશ તરીકે ત્યાં જણાવેલી છે. ( જુઓ માસપેરો " પાસીગ આફ એમપાયરસ" પા૰ ૪૫૦ થી ૪૫૧ ની નોટ ૪ થી) એ ખરેશસ્પ પેહેલવાનને શાહનામામાં કેરશાસ્પ કરીને લખેલો છે ત થા વેદમાં કરીશાસ્વ યાને મુડદાલ ઘોડાઓ નો સાહેબ કરીને કહેલો છે. શીરહો શી કહે છે કે એ પહેલવાન પાદ શાહ ફરેદુન, જેને જંદમાં થરાએટોના તથા બુરનુફના સાબીત કરી આપયા પ્રમાણે વેદ માં તરતના અથવા તો તરઇતના કરીને લખેલો છે, તેના જમાનામાં થઇ ગયો હતો અને શામ, નરીમાન, જાલેજર તથા રૂસ્તમ જે ઇરાનના તાબા હેઠળ સાસ્તાનના મુલકના પેહેડી દર પેહેડી હાકેમો ગણાતા હતા તેઓ ના નીયાગાનો તરીકે પોતે ઘણો વખણાયલો હતો. આપણી કેટલીએક યસ્તોમાં તો એ ના મ નરીમાનો (નરીમાન) તથા સામની સાથે પણ વારંવાર જોડાયેલું આપણા દીહામાં આ વે છે. એ શબ્દનો અરથ મુડદાલ ઘોડાઓ નો સાહેબ એમ થાય છે; તેથી મુરાદ એમ ઉઠે છે જે, જે દેશમાં તે વંશ પોતે હાકેમી ભોગવી ગયો હતો, ત્યાં ચરાગાહની જગયા ફળદરૂપ ન હોવાથી ત્યાંના ઘોડા તથા ગાયો ઢોરો સરીરમાં ઘણાં મુરદાલ રહેતાં હતાં.

આ સઘળું બયાન સીસ્તાની ભુમીના કુદરતી ખવાસો સાથે જે આબેહુબ બંદ બેસ્તુ આવે છે, તે ઉપરથી આ વેકેરેત તે સીસ્તા નનીજ ભુમી છે એમ સીધ થઇ શકે છે. જમીઆદ યસ્તમાં એ પહેલવાન વીશે નીચે મુજબ બયાન આવેલું છે કે, "વીંધામના બેટા પાદશાહ જમશેદ આગળથી પાંખ ફફ ડાવતું તેનું ખરેનો (ખોરેહ) પક્ષીના આકા રમાં જયારે ત્રીજી વખતે છુટું પડીને જતું રહયું, ત્યારે બાદુર કેરશાસ્પે તે ખોરેહ (ફરેહ) ને પોતે સંઘરી લીધું હતું. એ કેરશાસ્પ જરથોસ્ત પેગમબરથી ઉતરતો મરદાનગી અને કઉવતમાં જોરાવર માણસોમાં ઘણોજ જોરેમંદમાં ખપતો હતો. ( જુઓ કાંગાની "યસ્તબામાએની" પા૰ ૧૪ તથા પા૰ ૩૫૪ થી ૩૫૫ મું ) યાને એની સાથે પેલી બુતપ રસ્ત ઓરત આવીને વળગી પડી, તે પુરવે એ પહેલવાન એકકો જોરાવર ગણાતો હતો. આ જ બરદસ્ત ટોલાંની જબરદસ્ત ઓરત એની પ છવાડે ગોયા ઘેલી જેવી થઇ ગઇ હતી અને એના પીછો પોતે મુતલગજ છોડતી નહોતી. આગળ ચાલતાં એજ યસતના એકતાલીસમાં ફકરામાં એમ વરણવે છે જે "એણે ( યાને કેરશાસ્પે) સોનેરી એડીવાલા ગનદરેવ (નામ ના નાશકારક દેવ)ને મારી નાંખયો; જે (દેવ) અશોઇવાળાં હાડમંદ મુલકોનો નાશ કરવાને માટે ઉઘાડાં મહોડાં સાથે (યાને મહોડું વકાશીને) બધી તરફ ધસારો કરતો હતો. વળી એણે (યાને કેરશાસ્પે) પથન (નામના એક જોરેમંદ વાટપાડા)ની નવ ઓલાદને; નાવીકનાં વંશવા લાઓને તથા દાસ્તયનની ઓલાદ નેખી પોતે મારી નાખી હતી. એણે (કેરશાસ્પે) સોનેરી તાજ વાલો હીતાસ્પ (જેને તેના ભાઇ ઉરવાક્ષય ને કતલ કરયો હતો) તેને તથા દાનયના ખાનદાનના વરષવને (અને) પુષકળ પરીવાલા પીતઓઓનનેબી મારી નાંખયા હતા". એ પીતઓન જેની ખીદમતમાં પુષકળ પરીઓ રહેતી હતી, તેમાંની પેલી ખનાથઇતી નામની પરીએ આ બીચારા કેરશાસ્પને લલચાવીને ફસાવયો હતો. વરેસવ અને પીતીઓઓન જેમ મી૰ કાંગા વીચારે છે તેમ રાક્ષસો નહી પરંતુ જુદા જુદા દેવયશની હીન્દુ ટોલાંઓના જબરા સરદારો હતા. વળી એજ મજકુર ય સીતનાં ૪૨ થી ૪૪ મા ફકરામાં એમ જણાવે છે જે "એણે (કેરશાસ્પે) હીમતવાન, મરદાંનાં તથા જોરેમંદ (અને બુરાઓને) પ સંદ પડેલા, તનદરોસ્ત, ચાલાક, વાંકીચાલ ચ લગતના (ઠગારા); જાગરૂત (સેહારા); પાછો નહી હઠનારા; (હાથે) બ્રેસલેટ યાને પોચીના લટકાવનાર; ઉંધી સમજણના; અને પોતાની જવામરદી ઉપર વીશવાસ રાખીને લડાઇઓ માં ધસનારા અરેજોશમન (નામના રાક્ષસ યાને પહેલવાનને) પણ મારી નાખયો". એણે (કે રશાસ્પે "નખથી મારી નાખનાર ને પથર જે વા સખત હાથવાળા સનાવીધક (નામના રા ક્ષસ)ને મારી નાખયો. તે (રાક્ષસ યાને પહે લવાન) લોકોને એમ કહેતો હતો, જે

હું હજુર તો બચું . છું . અને પુરતી ઉમરનો થયેલોજ નથી. પરંતુ અગર જો હું ઉમરે પહોંચી જવસ અને દીલેર હીમતવાલો (નરીમાનનો) કેરશાસ્પ જો મને મારી નહીં નાખશે, તો હું પૃથ્વીને પઇડું બનાવીશ અને ( આ [illegible]રતાં ) ગગનને તેની ગાડી કરીશ તથા [illegible]ામીનોને રોશન ગ્રોથમાન બેહેસ્તમાંથી હું નીચે ઉતારીશ અને અંગ્રે મેન્યુસને ગંધાતાં દોજખમાંથી ઉંચે ઘસડી લઇ જઇશ અને તે સપેનામીનો તથા અંગ્રે મેન્યુસ ઠને મારી ગાડીને ખેચાવીશ. પરંતુ નરીમાનના કેરશાસ્પે તેને મારી નાખીને તેની જીંદગાનીનો છેડો આણ્યો અને તેની હૈયાતીનો નાશ કર્યો હતો." (જુઓ કાંગાની "યસ્ત બા માએની" પા૦ ૩૫૬ થી ૩૫૭ મું) એ પેહેલવાને વળી કહે છે જે સરાવર નામનો એક મોટો અજદાહા જે માનવીઓ તથા ઘોડાઓને ગળી જતો હતો, તેનો પણ પોતે નાશ કરી નાખ્યો હતો. આ મજકુર ગન્દરેવ, હીતાસ્પ અને અરેજોશમન જેવા દુરવંદી સરદારો પેલી ઉપલી ઓરત સાથે ધારયા મેલે પ્યારમાં પડીયા હતા, જેથી તે સઘળાઓને આ કેરશાસ્પે પોતે આખરે કતલ કરી નાખ્યા હતા. આ સઘળું બ્યાન ધ્યાનથી જોતાં તેમાંથી સારાંશ એજ નીકળે છે કે, "નરીમાનો ખરેશસ્પ" ને જે પરી આવીને વળગી પડી હતી તે આ મજકુર ઓરતજ હોવી જોઇયે. ઉપર કહયા મુજબ વંદીદાદમાં એ ઓરતને હેરેમનની પેદાયશમાં ગણેલી છે; પરંતુ સદરહુ યસ્તમાં એવું રૂપ તેણીને કશું આપવામાં આવેલું નથી. માત્ર પહેલવાનોની રખેવાલી કરનારી કરીને તેણીને પાછળથી ગણવામાં આવેલી છે અને પેહેલવાનોને બેહદ જોર પણ તેણીનીજ બરકતથી મળતું હતું એમ પણ તયાં વરણવેલું છે. રીટર પોતાની એશીઆની ભુગોળમાં એમ જણાવે છે જે, આ ઘણું અજાયબ જેવું છે, કે હાલ જમનામાંબી પીશીનની ખીણ, જેને કેરશાસ્પ નામાંમાં પીસાનો કરીને લખેલી છે, તેમાં એ ખુશનુમા પરીની વાતો હજુરવેર ચાલે છે અને લોકો તેના પર પુર એતેકાદ વટીક રાખે છે. હવે તે ખીણ બી સીસ્તાનનીજ પડોશમાં હરમનદ નદીની પુરવે આવેલી છે, તે ઉપરથી આ વેકેરેટ તેજ સીસ્તાન થડે છે, તે વાતની ગોથા તે એક બીજી સાબેતી જેવું છે. પણ એ કેરશાસ્પી વંશની અસલી હકુમતની વેલાએ ઘણુંજ પુરાતન કાળમાં હાલમાં સીસ્તાનની જે ભુમી આવી છે, તેથી બી વધારે પુરવે સુધીનો મુલક પણ એજ હદમાં આવવો જોઇએ. કેટલાએક અરવાચીન મુસાફરોના જોવામાં મીડીઆ તથા ગેદરોસીઆના મુલકો વચે કેટલીએક ભટકતી ટોળીઓ આવી છે, જેઓ આતશ તથા પરીઓને પુજે છે. એ ભુમીમાંબી વળી આખરે ધરમ સંબંધી ફાટફુટ થઇ હોય તેવો એશારો એ ફકરા ઉપરથીબી કાંઇક માલમ પડી શકે છે. આ ઉપરથી તવારીખને અરથે એરીઅન ટોળાંઓમાં એ ગોયા બીજી વારની ફાટફુટ થયલી હોય એમ આપણે કદાચને તે ગણી શકયે. આઠમી આશીરવાદની ભુમીનું નામ ઉરવ યાને ખેતરોની જગયા કરીને આપણે વંદીદાદમાં વાંચયે છીયે. વેદમાંબી ઉરવરનો અર્થ ફળવંત ખેતરો એમ થાય છે અને અવસ્તામાં પણ ઉરવનો માંએનો ઓરવર યાને ઝાડપાનો કરીને ઉઠે છે. પ્રોફેસર લાસન તથા સપીગલને હુજવરસના તરજુમામાંથી એની ચોકસ જગયા માલુમ ન પડયાથી, એની શોધ તે ઓલમાઓતો પોતે પડતીજ મેલી ગયા છે. હારલે એ શેહેરને ખોરાસાનની કેઠે દક્ષીણમાં મેલે છે અને હાઉગ એના ફલવતં અરથ ઉપરથી એને કાબુલ કરીને ગણે છે (જુવો મારી તવારીખે કદીમ ઈરાન, "દીબાચો" ૨૧ મું) દારમસ્તેટર કહે છે જે કેટલાએક પેહેલવી શરેહના કરનારાઓ એને મીસીનીનું શેહેર કરીને ગણે છે, કે જે આગલા રૂમી તથા યવન લખનારાઓના કેહેવા પ્રમાણે દજલા તથા યુફ્રાત નદીઓના સંગમ આગળ આવેલું હતું; (જુઓ એનો "જંદ અસ્તા" ગ્રં૦ ૨ પા. ૧૧ ની નોટ ૨૪ મી) યાતો એ શેહેર ઇસ્ફાહાનની આસપાસ જે પેલું મોટું મેદાન આવયું હતું ત્યાં આગળ કેઠે આવેલું હોવું જોઇયે; કેમકે સાસાનીઅનોના દોરમાં તે મેદાનને પેહેલવીમાં મસાણ કરીને કહેતા હતા (જુઓ દારમેસ્તેટરનો "જંદ અવસ્તા" વા૦ ૧ પા૦ ૨ જું). મો૦ ફ્રેડરીક લેનોરમાં (જુઓ તેના "એસીરીઅન ખટખટુ" નો વા૦ ૧ પા૦ ૩૧ મું) એ નામને તીગલાથ પીલાસર ૩ જા જેવા આશીરીયન શેહેનશાહની તખતીઓમાં ઉરીવઝન એવું જે નામ આવે છે તેની સાથે પોતે સર

ખાવે છે કે, જે પેલી આસીરીઅન તખતીઓ માં કહેવા પ્રમાણે મીડીઆના એક પ્રાંતનું નામ હતું. (જુઓ તેની તખતી "K ૩૫૭૧" રોસ્તની આવરૂતી વા૦ ૧ પા૦ ૬૨ થી ૬૩, તથા માસપેરો "પાસીંગ ઓફ એમપાયરસ" પા૦ ૪૫૧ની નોટ બીજી) પરંતુ તે સઘળા અભી પ્રાયે સાથે હું એક મળતો થઇ શકતો નથી કેમ કે, એ ભુમી વીશે વંદીદાદના તમામ આ ગલા સરેહ કરનારાઓ શું બ્રેઅલ, કે શું હાઉગ અને શું ખાનીકાફ કે શું યુશતી અને બુનશન વટીક પણ બરાબર ખુલાસા કરી શકયા નથી. પણ તે વીશે સર હેનરી રોલી નશનનો આપેલો ખોલાસો મને હાલમાં ઘ ણોજ મનપતીજ જેવો ભાસે છે. તે વીદવા ન આપણને હવે એમ સાબેત કરી આપે છે કે, ઉરવાન અથવા તો ઉરવામ તેજ પે હું ઉરગંજનું ઘણું વખણાયલું શેહેર છે, કે જે ખવારીઝમ (ખીવા) ના પ્રાંતની એક વેળાએ અસલી રાજધાની ગણાતી હતી. આ બોલવાની સાબેતીમાં આ નામીચો અંગ્રેજ મુસાફર અબુરેહાન જેવા એક આગલા અર બ ગ્રંથકારની સતા પોતે ટાંકી દેખડાવે છે; કેમકે તે ગ્રંથકારે ખવારીઝમના લોકોના અસલી જરથોસ્તી મહીનાઓની જે ટીપ આપી છે તેમાં છેલા આપેલા અક્ષરજ વી શે તે એવો ખોલાસો કરે છે કે, કેટ લાએક ખવારીઝમના વતનીઓમાં એવીજ લઢણ ચાલુ છે જે, હરેક શબદની પછવાડે જ પ્રત્યક્ષ જો ખુશીમાં આવે તો વધારવો યાતો ખુશીમાં આવે તો તે નહીંબી વધાર યો હોય તો, તેમ પણ ચાલી શકે તેવું છે. તે સાથે અવસ્તાઇ વ તે હમેશ ફારસી ગ માં મુંબદીલ થતો આવે છે; જેમકે વીસ્તાસ્પને ફારસીમાં ગુસ્તાસ્પ કરીને લખે છે, માટે ઉરવ તેજ ઉરવાન યાને ઉરગંજનું શેહેર ઠરે છે. આ કીમતી અરબી કાલમાન પુસ્તકનો અંગ્રે જી તરજુમો વીએના શેહેરવાલા ડાકટર સાચુ એ બાહેર પણ પાડેલો છે કે, જે પુસ્તક ઝં દ વીદયારથીઓને આજબી અભયાસ કરવાને લાયક છે. આગળ ચાલતાં અબુરેહાન વલી આપણને એમ પણ જણાવી જાય છે જે, કો તીબેહી ઇબને મુસલમે જયારે ખવારેઝમનો પ્રાં ત અરબો સારૂ પોતે જીતી લીધો, ત્યારે તેને ત્યાંના જરથોસ્તો રહેવાસીઓના અસલી દ સ્તાવેજો તથા લેખોની પોતે સારીકાની તપા સો કરાવી હતી. જેપરથી એમ માલમ પડયું હતું કે ત્યાંના હખામની પાદશાહોના જમા નાથી તે ઠેઠ અરબોની સલતનત શરૂ થઇ ત્યાં સુધી શાહીશાહ નામનું એક જરથો સ્તી વંશ રાજપાટ ભોગવી ગયું હતું, જે ઓ કનેથી વચમાં ફકત એકજ વેળાએ ૯૨ વરસ સુધી કોઇ એક તુરાની ટોલાએ તે રાજ ખુંચી લીધું હતું. એ શાહીયાહ વંશ મહાત મા કુરૂસનાજ તોખમનું હતું એમ કેટલાએ કં ઉગમણ પ્રાંતના વીદયારથીઓ વીચારે છે. (જુઓ મારી તવારીખે મલુકે તવાયફે જર થોસ્તીઆન"નું પાનું ૧૯૮ થી ૧૯૯). અહીં શ્રાપએ ઉતરયો કે લોકોમાં ગુનાહભરેલો પ્ર સાર ઉતપન થયો, જેથી આરયનોને વળી બી જી કોઇ નવી ભુમી સોધવાને ફરજ થઇ પ ડી હતી. તે નવમી આસીરવાદની ભુમીનું નામ વંદીદાદવાળો ખનેનત કરીને જણાવી ગયો છે, કે જેની રાજધાનીનું નામ વેહેરકાન કરીને હતું. બુરનુફ વલી એ કોઇ ચોકસ જગ યાનું નામ નથી એમ વીચારે છે; પરંતુ તે વીચાર આપણા ધ્યાનમાં ઉતરી શકતો નથી કેમકે અત્યાર સુધી જે જે નામો આવેલાં છે તે ઉપર જણાવયા પ્રમાણે ચોકસ ભુમીઓ નાંજ નામો ઠરે છે; માટે એ નામ પણ કોઇ બી ચોકસ ભુમીનુંજ હોવું જોઇયે અને એ ભુમી અત્યાર સુધી ચાલતા આવે લા અનુક્રમ ઉપરથી ઇરાનની કેઠે અગની કો ણ ભણીજ આવવી જોઇએ. પણ એ વેહેર કાનો સાથે સાઇએનામ એવો જે લુગત જો ડેલો છે. તેથી એ મતને ટેકો મળી શકતો ન થી; કેમકે વેહેરકાન અને હીરકેનયાનાં નામો તેઓના અવાજ ઉપરથી જોકે એકસરખાં દીસે છે તો ખરાં; પરંતુ હીરકેનયાની ભુમી તો છેક કાસ્પીઅન સરોવરની અગની કોણ તરફ આવેલી છે; તે ઉપરથી અતયાર સુધી ચાલતા આવેલા નીયમો તથા અનુક્રમોમાં મોટો ફેરફાર પડી જાય છે, માટે એ જગયા ને કેટલાએક જંદ વીદયારથીઓ હીરકેનયા ની ભુમી કરીને જે ધારે છે, તે વીચાર તો કં ઇ ખરો પડી શકતો નથી તેનું કારણ એ જે આ નવમી ભુમી ઘણું ધયાન કરીને જોતાં, છેક કાસ્પીયન સરોવરની પડોશમાં આવી હો ય અને તેની પછીની દશમી તથા અગીયાર મી ભુમીઓ ઇરાનની છેક નઇરૂતય દીશા ત રફ બેહદ તેથી દુર જુદાજ રસ્તા ભણી આવે તે બનવુંજ બહુ મહાલ દીસે છે. હારલે અને માજીનદરાનની ભુમી ઠોકી બે

સાઉ છે. પ્રોફેસર માસ્પેરો એમીઆનસ
મારસીલેનસ (૨૩, ૨, ૩૦)ની સતાને આધા
રે એ ખનેનત નામને ખરેનદાસ એ
વાં અપભરંશ યવન નામ સાથે એકસરખું
સમજીને એને તે નામની નદી સાથેજ ગોઠ
વી જાય છે, કે જે નદી હીરકેનયા અને
મીદીયાના પ્રાંતો વચે એક સીમાં તરીકે ગણા
તી હતી. (જુઓ એની પાસીંગ ઓફ એમ
પાયરસ પા૦ ૪૫૧ ની નોટ ૩ જી). દારમસ્તેટ
રખી પેહેલવીવાલાઓની સતાને આધારે (જુ
ઓ તેનો "ઝંદ અવસ્તા" વા૦ ૨ પા૦ ૧૨
નોટ ૨૩ મી) એને હીરકેનયાના પ્રાંત વા
લી જોરજાન (ગોરગાન) નામની નદીજ ક
રીને સમજે છે અને બુરનુફ પણ પોતાની
"ઇજશનીપર કરેલી શરેહ"નામના પેલાં ગંજા
વર ફરાંસીસ દફતરમાં (જુઓ પા૦ ૬૧ મું)
પોતાનુ પેહેલું મત ફેરવી એની સાથે એનો
ગુણ દેખડાવવા ખનેનત એવું જે વીશેશણ
જોડવામાં આવેલુ છે, તેપરથી એ ભુમીને હી
રકેનયાનો પ્રાંત કરીનેજ ગણવા પોતે પાછળ
થી દુરૂસ્ત વીચારી ગયો છે. બીજું એજે
વંદીદાદ પ્રમાણે એ ખનેનતની ભુમીમાં વેહે
રકાન તે કોઇ મોટે દેશ નહીં, પરંતુ એક શે
હેર યાતો કોઇ નદીજ હોવી જોઇયે એમ
તો ચોકસજ ઠરે છે; કેમકે આગલા ફકરાઓ
માં વાંચનારાઓએ જોયું હશે કે સાહેનામ
એવો લોગત આ પ્રમાણે બીજા શેહેરો સા
થે જોડવામાં આવેલો છે; જેમકે "ગાઉમ સુધ
ઘો સાહેનામ" તથા "વેકેરેતમ દુસ્કો સાહેના
મ." હવે આ ફકરામાં "ખનેનતમ વેરકાંનો
સાહેનામ" એવા શબદો આગળ પ્રમાણે જે
ગોઠવાયલા છે, તે ઉપરથી એમ સીધ થઇ
શકે છે જે એ વેહેરકાન કોઇક શેહેર યાતો
કોઇક નદીનુંજ નામ હોવું જોઇયે અને આ
ખા મુલકનું તો તે નામ નહીંજ હોય; કેમકે
ગાઉ તથા વેકેરેટ તે મુલકોનાં નામો તથા
સુધઘો તથા દુસ્કો તેઓ માંહેલા શેહેરાંનાં
નામો એમ આગળ આપણે અવસ્તામાં આ
વેલા શબદોની ગોઠવણ ઉપરથી સાબેત કરી
ચુકયા છીયે.

ત્રીજું એ જે હીરકેનયાના પ્રાંત ખાતે
ખનેનત નામનું કોઇબી શેહેર કે જગયા આ
વેલી હોય તેમ તો આપણે મુતલગજ જાણ
તા નથી, માટે એ જગયા હીરકેનયાના પ્રાંત
ખાતે તો નહીંજ પરંતુ કાબુલની છેક દક્ષી
ણ દીશા ભણીજ માત્ર કેઠે શોધવી જોઇયે.
હવે એમ શોધતાં તો કાબુલનાં ખેતરોની છે
ક નઇરૂતય દીશા ભણી તથા સીસ્તાનનાં રે
તાળ મેદાનોની પુરવ દીશા ભણી એક ખુ
શનુમા ફલવંત દેશ હાલ જમાનામાંબી આ
પણા જોવામાં આવે છે, કે જેને ભુગોળ વી
દયારથીઓ ખનદાર કરીને કહે છે અને તયાં
અરઘનદાબ નામની એક નદી પણ વહે છે.
વલી આ ખનેનત તથા ખનદાર જેવા બે શ
બદોને મુકાબલો કરી જોતાં તો તેઓના
અરથો ઉપરથીબી એ નામો ગોયા એકજ
હોય તેમ ચોકસ રીતે પુરવાર થઇ શકે છે
એમ વાંચનારાઓ આ હેઠલી દલીલોપરથી
તરતજ જોઇ શકશે. ખનદાર એ શબદ ખ
નદ તથા હાર એવા બે લોગતોનો બનેલો છે.
હવે ખનેદ લુગત ફારસી શબદ ખનદન
અથવા તો ખનદીદન ઉપરથી નીકળેલો છે,
જેનો ઈસ્તેલાહી અરથ ખીલી યાતો આબા
દાની ભરેલું થઇ નીકળવું એવો થાય છે
અને હારનો માયનો તો મોતીની લરી એમ
થાય છે; જે ઉપરથી આ આખા શબદનો મા
યનો ફુલનો યાતો મોતીનો હાર એવો થવો
જોઇયે ને જે નામ કે ઉગમણ પ્રાંતની બો
લીઓની અલંકારીક લઢણ પ્રમાણે ખુશનુ
મા ભુમીઓનેજ આપવામાં આવે છે. બી
સેતુનના ખીલારોકા લેખોમાં એ બોલ
ગનદાર કરીને લખેલો આપણે વાંચયે છીયે.
એ લુગત અસલમાં ખનનતો-હાર જે ઉપર
થી ખનત-હાર પછી ખનદાર કરીને ભાષા
શાસ્ત્રના નેમો પ્રમાણે બગડીને બનવો જો
ઇયે; કેમકે દ અને ત અક્ષરો એકમેકમાં
મુબદીલ થઇ શકે છે. આ પ્રમાણે એ ભુમી
ની ચોકસ જગયા મુકરર કરયા બાદ હવે સ
વાલ બીજો એ ઉઠે છે જે, વેકેરેટ નામ એ
મુલક સાથે સંબંધ ધરાવનાર કરીને અવ
સ્તામાં જે જણાવેલું છે તે હાલ જમાનાની
કઇ જગયાં સાથે એકમળતું આવે છે? તે
નો જવાબ જરમન ભુગોળ વીદયારથી
પ્રોફેસર રીટરની એશીયા ખંડની ભુગોળ વીશે
નું દફતર ખોલતાં ત્યાં ઉરઘનદાબ નામની
જે નદી વહે છે તે ઉપરથી મલી શકે છે.
ઉરઘનદાબનું હાલની ફારસીમાં ગુરગન-આ
બ કરીને થાય છે જે પરથી ગુરગાન શબદ
ઉતપન થયેલો છે અને તે આ મજ
કુર વેહેરકાન નામ સાથેબી એકમળતો ઉત
રે છે, માટે અવસ્તામાં જણાવેલું એ નાંમ
ઉરગનદાબ નદીને કીનારે એ નામનું જે શે

હેર આવેલું છે તેને લાગુ પડે છે એમ આ ઉપરથી હવે સીધ થઇ શકે છે. એ દેશમાં શ્રાપ એ ઉતરયો જે માણસોએ બહુજ કમકમાટ ભરેલાં કુદરતના કાયદા કાનુનોથી ઉલટાં બહુજ ગુનાહ ભરેલાં ગોલામબારગીના કામો કરવા માંડયાં, કે જેનો કયામતને દહાડે પણ છુટકો થતો નથી એમ અવસ્તામાં સાફ જણાવેલું છે. આથી બીચારા આરયનોને આખરે એ નજીસ ભુમી છોડી દઇને દશમી હુરખાઇતી નામની બહુજ રમણીય ભુમીનો આશરો લેવાને હવેથી ફરજ થઇ પડી હતી; કેમકે તયાં પાણીબી પુષકળ હાથ લાગી શકતું હતું. એ મુલક કાબુલની બરોબર દક્ષીણે આવેલો છે અને ગ્રીક લોકો એને આરાકોસીઆ એવું નામ આપી ગયેલા છે. વેદમાં તેને રીટરના કહેવા પ્રમાણે સરસ્વતી કરીને લખેલું છે, જેનો અરથ પણ પાણીથી ભરપુર એવો ઉઠે છે. દારયલુશ પાદશાહના ખીલાલેકા લેખામાં એ દેશને હરાવતીશ કરીને કહેલો છે. અહીંઆં શ્રાપ એ ઉતરયો જે આદમીઓ મુડદાંઓને દાટવા લાગયા, જે તે જમાનાની રીતભાત પ્રમાણે બહુજ કમકમાટ ભરેલું કામ ગણાતું હતું તથા તે જમાનાના ઇરાની એરયનોનાં ધરમથી તે રસમ કેવલે ઉલટી જણાયલી હતી; કેમકે તેથી જમીન તનદરૂસતીના હકમાં ઘણીજ નુકસાનકારક થઇ પડે છે એટલુંજ નહીં; પરંતુ પેલાં મુરદાર જીશમોમાં શેકસપીયર કહે છે તેમ બહુજ નીચમાં નીચ ઝીણા જંતુ તથા કીડાઓ લાગુ પડી જાય છે, જેથી ઘણીજ લાંબી મુદતે પેલા શરીરોના નાસ થઇ શકે છે અને તેટલા લાંબા વખત સુધી આસપસની હવા બગડેલી રહે છે કે, જે જીવતાં માનવીઓ તથા બીજા પ્રાણીઓના હકમાં માઠાં પરીણામો નીપજાવી શકે છે. માટે અહીંઆંબી વલી ત્રીજી વાર આરયન લોકોના અસલી ધરમમાં ફાટફુટ થઇ પડી હતી એમ આ ઉપરથી સારાંશ નીકળી શકે છે. અગીયારમી ભુમીનું નામ હેતુમત કરીને હતું અને તેનો ગુણ દેખડાવવા તેને સારૂ વંદીદાદમાં દોલતમંદ તથા ભપકાદાર એવાં બે વીશેશણો સાં લાગુ પાડેલાં છે. એ ભુમી મજકુર દશમી ભુમીની બરોબર પશ્ચીમે આવેલી હતી. વેદમાં દ નો સ થઇને એ નામ સેતુમત કરીને થયેલું છે અને તે બંને શબદોના અરથ પુલ ધરાવનારો દેશ એવો થાય છે; કેમકે એ દેશ અસલના વખતમાં ઘણો નીચાણમાં આવવાથી તયાં ઘણાં એક પુલો તયાંના રહીશોને બાંધવાની ફરજો પડતી હતી. અવસ્તામાં પુલો બાંધવાનાં કામોને બહુ સવાબનું કામ કરીને ગણેલું છે. હુજવરસ તરજુમો કરનાર એને ઇતોમનદ કરીને લખે છે, જે બુનદેશમાં જણાવયા પ્રમાણે, સીજીસ્તાનની એક નદીનું નામ છે. પેહેલવીવાળાઓનું આ ઇતોમંદ નામ ગ્રીક લોકોના ઇરીમેનદર નામ સાથે ગોયા એકમલતું આવે છે. એ નદી તથા તેની આસપાસમાં આવેલા મુલકને હાલ જમાનામાં હેરેમંદ નદી આગલની ખીણનો મુલક કરીને ભુગોલમાં જણાવેલો છે. અહીંયાં શ્રાપ એ ઉતરયો જે લોકોમાં જાદુ યાને જાદુ તોણાનાં ઘણાં ગુનાહ ભરેલાં કામો થવા માંડયાં.

હવેથી એરયનોનો રસ્તો બદલાય છે કેમકે બારમી ભુમી સદરહુ અગીયારમી ભુમી કરતાંબી વધારે દક્ષીણ ભણી આવવાને બદલે છેક વાવયકોણ તરફ કાસ્પીયન સરોવર ભણી ચત્રાએલી આપણે જોઇએ છીએ. અવસ્તામાં એને રઘ ( રઘા ) એવું નામ આપેલું છે અને એનો ગુણ દેખડાવવા એની સાથે "શ્રી ઝાનતુ" યાને ત્રણ તોખમવાલું એવું વીશેશણ લાગુ પાડેલું છે, કેમકે એ શેહેરમાંજ અથોરનાન, રથેસ્તાર અને વાસત્રોયસ એવા ત્રણ ધંધાના તબકકા પ્રથમમાં શરૂ થયા હતા અને તે દરેક ધંધા ઉપર પયગમબર સાહેબ હજરત જરથોસ્તના ત્રણ દીકરા સરદારી ભોગવતા હતા. અહીંઆં હોરમજદનો ધરમ યાને એકજ પરમેશવરને માનવાનું તમામ લોકો બહાલ રાખતાં ન હતા અને જરાક જરામાં હરેક બાબતો ઉપર શકમંદ થઇ જઇને કોઇબી ચીજ ઉપર એતબાર તથા યકીન પુરતી રીતે મેલી શકતા ન હતા. એમ કુફરપણું અત્રે જે જાગી ઉઠયું હતું તેથી મુરાદ એવી ઉઠે છે જે એરયન ટોલાંઓમાં હવેથી તવારીખને અરથે એ જગયા ઉપર મોટી ફાટફુટ થઇ ગઇ હતી. કેટલાએકો કાસપીયન સરોવર પસાર કરી જઈ, કાકેસસ ( કુહેકાફ ) નો પાહાડ ઓળંગાવી, ગ્રીસમાંથી થઇને દેનીઉબ યાને દાન-આબ નદી ઓળંગાવી, ઠેઠ જરમનીમાં દાખેલ થયા અને તે દેશનું નામ જરમાનીઆ યાતો ઐરમાનીઆ કરીને તેઓ પ્રથમમાં રાખી પડયા; માટે એ

રહન ટોળાંઓના યુરોપખંડમાં સપર પહેલો પગપેસારો થવાની અત્રે જો. મુરાંદ ઉઠતી હોય તો તેમાં આપણને કશું નવાઇ જેવું લાગશે નહીં. એ જગયા કાસ્પીયન સરોવરની ઘણી નજદીકમાં આવેલી હોવાથી તયાંથી જરમન, ઈંગ્રેજ, રશીયન ગ્રીક, રૂમી તથા ફ્રેનચ અને ઈટાલ્યનોના કેટલાએક વડીલો પારસી તથા હીંદુઓના વડીલોથી છુટા પડી ગયા હોય એમ અનુમાન થઇ શકે છે. દારમસ્તેટર પહેલવી તરજુમાને આધારે એને આજરબાંઇજાનનો પ્રાંત કરીને વીચારે છે (જુઓ તેનો "ઝંદ અવસ્તા" વા૦ ૨જુ પા૦ ૧૩ ને નોટ ૩૩ મી) પરંતુ એબો (૧૧, ૧૩, ૬ પા૦ ૫૨૪) તથા એરયન પોતાની અનાબાસીસ *(૩, ૨૦) માં જે શેહેરને કે, કેરઘાહ એવું નામ આપી ગયા છે, તેને એ બયાન વધારે બેસતું આવે તેવું છે કે, જે મીડીઆ દેશના ઉગમણુ તરફના ભાગનું પાયતખત શેહેર ગણાતું હતું અને હાલના તેહેરાન શેહેરની તે દક્ષીણ ભણી આવેલું છે. શાહાનામામાં જણાવેલું પેલું ઘણું વખણાયલું રએનું મેદાનબી એજ જગયા આગળ આવેલું હતું. એનું નામ બીસેતુન પહાડના ખીલા રૌકા હરફોમાં તથા બટલીમુસની ભુગોળમાં પણ વારંવાર આપણી નજરે પડે છે. આપણા લોગોમાં એવો સાધારણ એતેકાદ છે જે હજરત જરથોસ્તનો જનમ પણ એજ શેહેરમાં થયો હતો, માટે આવી અગતની બીના એ શેહેરના બયાનમાં આ ફરગરતમાં જણાવેલી નથી, તે ઉપરથી મને એવો વેહેમ જાય છે જે એ ફરગરદ યાતો અસલમાં હજરત જરથોસ્તના જનમનીબી આગમજના કોઇ ઘણા પુરાતન લેખ યાતો દંતકથા ઉપરથી લખાવવી જોઇયે યાતો આપણુ લોકોનો આ મજકુર વીચાર ખોટોબી હોય તો તેપણ માંની શકાએ તેવું છે; પરંતુ તે બાબદસર ખુલાસેથી વરણન આપણે હવે પછી કેડે દરસાવીશું. દાખલા તરીકે જુઓ જે અહીંઆં ચઉદમાં શેહેરનું બયાન આપતી વેળાએ તયાં ફરેદુન પાદશાહના જનમ વીશે સાફ જણાવેલું છે, માટે એ ફરગરદ જો પાછલા જમાનાની લખાયલી હોતે તો હજરત જરથોસ્તના જનમારા વીશે એમાં ખચીતજ બયાન આવયા વીના રહેતેજ નહીં. કેટલાએક પહેલવી નવીશંદાઓ વંદીદાદનું દફતર તથા આપણા લોકોમાં સુદરો કુસ્તી પેહેરવાનો રેવાજ, છેક જમશેદના વખતથી ઉતરતો આવેલો હતો એમ જણાવી ગયા છે કે, જે મત સાથે શાહાનામાવાલો તથા ભવીષય પુરાણવાલો (જુઓ મારી તવારીખે મલુકે "તવાયફે જરથોસ્તીઆન" ને પા૦ ૨૯૨ થી ૨૯૩ મે આપેલી નોટમાં) બી એકમત થાય છે. તેરમી આશીરવાદની ભુમીનું નામ અવસ્તામાં ચખ્ર કરીને આપણે વાંચીએ છીયે. જેમ મરવની ભુમી આગળ મજબુત તથા પવીત્ર એવાં બે વીશેશણો તેનો ગુણ દેખાડવા માટે જણાવેલાં છે, તેજ પ્રમાણે એ ભુમીનાં નામ આગળબી "બહાદુર તથા અશો લોકથી વસાયેલું" એવાં બે વીશેશણો આપણા વાંચવામાં આવે છે. પ્રોફેસર લાસન તથા સપીગલ જે મુલકને શીરદોસી ચેહરમ કરીને લખી ગયો છે તે એજ મુલક છે એમ ધારે છે.

ડાકટર હાઉગ ભુલરના કોશની સત્તાને આધારે એવું અનુમાન કરે છે જે ખોરાસાનના પ્રાંતની વાયવય દીશા તરફની સરહદ આગળ કરખનો પ્રાંત જે આવયો છે, તેને એ હેવાલ બંધબેસ્તો ઉતરે છે, કે જે મત સાથે દારમસ્તેટર પણ એક મત થાય છે. (જુઓ * તેનો "જંદ અવસ્તા" વા૦ ૧ પા૦ ૯ ની નોટ ૧ લી તથા વા૦ ૨ જુ પા૦ ૧૩ ની નોટ ૩૬ મી તથા માસપેરો "પાર્સીંગ આફ એમપાયરસ" નું પા૦ ૪૫૧ ની નોટ ૫ મી) અહીંઆંના લોકો એકજ પરમેશ્વરને ભજતા હતા તે ઉપરથી મજકુર રએ શેહેર સાથે સરખાતાં એને પવીત્ર યાને "અશો લોકોથી વસાએલું" એવો એલકાબ અત્રે આપવામાં આવેલો છે. એ અશો યાને પવીત્ર ભુમીમાં આખરે શ્રાપ એ ઉતરયો જે, અહીંઆંનાં લોકો નસાને યાને સુડદાંએ ને બાલવા લાગયા કે, જે રસમ હાલના હીંદુઓમાં હજુર સુધી આપણા જોવામાં આવે છે અને કદાચને તે લોકો સપર પહેલાં એ રસમ એ દેશમાંથીજ શીખયા હોય એવો એસારો કરેલો એ ફકરા ઉપરથી જણાય છે. ચઉદમી સરસ ભુમીનું નામ ચાર ખુણીવાલું" વરૈન કરીને કહેવામાં આપેલું છે. એ જગયા અસલમાં કયે ઠેકાણે આવેલી હતી તે વીશે જરમન વીદયારથીઓમાં મુખતેલાફ વીચારો પડે છે. અહીંઆં ફરેદુનનો જનમ થયેલો હતો એમ અત્રે જણાવે

લું છે. પ્રોફેસર લાસન કહે છે જે કાબુલના થોડાએક ભાગનું એ નામ છે કે, જેને હયુ આનસંગ જેવો એક ચીનો ગ્રંથકાર જે, આશરે તેરસો વરસોની વાત ઉપર ઠેઠ બલ્ખ શેહેર સુધી બુધ ધરમની શોધી માટે ફરી આવયો હતો અને જેના દફતરનો ફ્રેનચ ભાષામાં સ્તાનીસલેઆસ જુલીઅને તરજુમો કરી "મેમોઅર સુરલે કોનત્રે ઓકસીદેનતાલીસ" યાને પશ્ચીમ પ્રાંતના દેશાવરોનો હેવાલ એવાં નામ હેઠળ છપાવેલો છે, તે ચીનો ગ્રંથકાર ફલાણું કરીને લખી ગયો છે. તે ફ્રેનચ તરજામાંનો ઇનતેખાબ ઈંગ્રેજીમાંથી મોનસ્તુઅરત એલફીનસ્તેનના "હીંદુસ્તાનના ઇતીહાસ" (જુઓ પા૦ ૨૮૭ થી ૨૯૯ સુધી) માં આપવામાં આવેલો છે. તોબીનગનની જરમન મદરેસાનો નામીચીન માજી પ્રોફેસર દાકટર રાથ એ દેશ એરીઅન લોકોની ભુમીની આગની કોણમાં કેઠે અવવો જોઇયે એવું મત પોતે આપે છે. વંદીદાદનો ગુજરાતી તરજુમો કરનાર મરહુમ દાનાવ મોબેદ ફરામજી અસપંદીઆરજી રબાડી એને કીરમાન કરીને લખે છે. હુજવરસ તરજુમો કરનાર પતીશખવરગર નામે તબરીસ્તાનમાં જે પાહાડ આવેલો છે તેને એ નામ લાગુ પાડે છે ને આપણા લોકોમાં ચાલતી આવેલી દંતકથામાંથી પણ એમજ જણાવેલું છે કે, તબરીસ્તાનના મુલકમાંજ એ જગયા કેથે આવેલી હતી. પહેલવી વાળાઓના આ મત સાથે દારમસ્તેટર પણ એકમળતો થાય છે. (જુઓ તેનો "જંદ અવસ્તા" વા૦ ૨ પા૦ ૧૪ ને નોટ ૩૮ મી). શેહુદીન નામે તબરીસ્તાનની તવારીખ લખનાર એક મુસલીમ ગ્રંથકાર ફરેદુનનો જનમ "બ દેહે વરકી" યાને વરકી નામના એક ગામડાંમાં થયો હતો એમ જણાવી ગયો છે. પ્રોફેસર માસપેહરો આસીરીઅન પાદશાહ ઇસરહાદનના લેખોમાં જે ખરપચડી ભુમીને પાતુશરા કરીને કહેલી છે તે ભુમીને એ નામ લાગુ પાડે છે કે, જે ભુમી દમાવંદના પાહાડની તળેટી આગળ આવેલી હતી ને જ્યાંથી લાજવરદનો કીમતી પથર બેસુમાર જથામાં મલી આવતો હતો. (જુઓ તેનો "પાસીગ આફ એમપાયરસ" પા૦ ૪૫૧ ની નોટ ૬ તથા પા૦ ૩૫૫ ની નોટો ૩ ને ૪). મો૦ લેનારમાં એ પાતુશરાની ભુમીને ફારસીસ્તાનના પ્રાંતમાં પાતીશચોરીઅનોની જે ભુમી કે સ્ત્રેબોના (૧૫,૩,૧ પા૦ ૭૨૭ મું) કહયા પ્રમાણે આવેલી હતી તેની સાથે સરખાવે છે ને જે પારસી ટોળો આસીરીઅનોના દોરમાં ઉતર ભણી છેક દમાવંદના પાહાડની નદીકીમાં એક વેલાએ કેઠે વસ્તો હતો એમ હામેલ વીચારે છે(જુઓ તેની "ગેશીસ્તી બાબેલોનીઅનસ ઉનદ આસીરીઅનસ"ને પા૦ ૭૨૪ મે) ને જે મત સાથે સી૦ પી૦ ટીલ વટીક એક મલતો થાય છે. (જુઓ તેનો "બાબેલોનીશ્ચ–આસીરીસચ ગશીસ્તી" ને પા૦ ૩૪૮ મે) સાચુ પોતાની આસીરીઅન પાદશાહોની ફરહંગમાં (જુઓ તેની "જાઇંતશ્રીફત ફુર આસીરીઆલોજી" ના વા૦ ૧૧ ને પા૦ ૫૪ થી ૫૭ મે) ચોરીનીના પ્રાંતના મુખડા આગળ પતાશવરગર યાતો પાદીશવરગર નામના પાહાડની એક લંગાર જે આવેલી છે તેપરથી આ પાતીસુરાના મુલકને દમાવંદનો પાહાડ અને ત્યાંથી ઠેઠ દુર આવેલાં પેલાં બીઆબાનની છેક વચોવચ પોતે મેલી જાય છે. તે ઇસરહાદન પાદશાહે ત્યાંના ઇપરના અને શીતીરપરના નામના બે નાના મીદીયાન યાતો પારસી રાજાઓને પોતે કેદ પકડયા હતા, કે જે નામો વીફરન અને ચીથરફરન એવાં બે ઇરાની નામોના અપભરંશ છે એમ લેનોરમાં (જુઓ તેના "લેતર આસીરીઓલોજીક" વા૦ ૧ પા૦ ૬૬ થી ૬૭) જુસ્તી (જુઓ તેનો "ઇરાનીસચીસ નામનબુખ" પા૦ ૧૪૨ તથા ૧૬૪ મું) તથા રોસ્ત (જુઓ તેનો "ઉનતર સુચન ગનજુર આલતોરીઆનતાલીસચન ગશીસ્ત" ને પા૦ ૧૧૧ ની નોટ ૨ જી) વીચારે છે. પરંતુ એ સઘળાં મતો પડતાં મેલી હું હજુર દાકતર હાઉગના વીચાર સાથેજ એકમળતો થવાને દુરૂસ્ત વીચારૂં છુ. તે જરમન સાવાં એ મુલક તે હાલ જમાનાનો ગીલાનનો મુલક છે એમ દાખલા દલીલો સીખે સાબેત કરી ગયો છે અને કહે છે જે અહીંઆં થરાએતોના જેને દસ્તુર નેરીઓશંગ પોતાના અવસ્તાના સંસ્કીત તરજુમામાં પેહેલવી ઢપછપ પ્રમણે "પહરેદુન" કરીને લખે છે, તેની જન્મભુમી હોવાથી એ જગયાની શોધ હાલમાં આપણને બરોબર રીતે હાથ લાગી શકે છે; કેમકે શાહાનામામાં તે પાદશાહના મહત કરમો, જેવાં કે જોહાક ઉપરની તેની ફતેહ અને લડાઇઓ, કાસ્પીઅન સરોવરની દક્ષીણ તરફ જયાં કે હાલમાં અલબુરૂજનો પાહાડ, જેને અવસ્તામાં

હુરેખરત્વાંહતી તથા ચીનાઇ બોલીમાં તીઆનશાંગ યાને સ્વરગનો પાહાડ એવું નામ આપેલું આપણે વાંચીએ છીએ, ત્યાં આગળ યાતો વધારે ચોકસ રીતે જો બોલીએ તો દમાવંદના પાહાડ ઉપર થયા હતા, એમ ખુલે ખુલ્લી જણાવવામાં આવેલું છે અને તે (જોહાક) પાદશાહના પરરાજ્યના જુલમ વીશે આ ફકરામાં પણ દારમસ્તેટરના કહેવા પ્રમાણે ઇસારો વટીક કરવામાં આવેલો છે. (જુઓ કાંગાનો વંદીદાદ પા૦ ૫૬ ની નોટ ૩ જી) પોતાના આમ બોલવામાં ટેકામાં હાઉગ વલી એમ પણ કહે છે જે, તે ગીલાનના લોકો આ નામીંચી ફતેહની યાદગારી તરીકે અદયાપી વરસો વરસ જે મોટુ જશન ત્યાં પાલતા આવયા છે, તે પરથી બી ઘણો મોટો ટેકો મલી શકે તેમ છે. વેદમાં વરૂણનો અરથ આકાશ કરીને થાય છે. હવે અવસ્તામાં આ શેહેરનો ગુણ દેખડાવવા માટે અત્રે ખથરૂગાઓશ એવો શબદ આવયો છે, જેનો અરથ ચાર ખુણાવાળું કરીને થાય છે ને જે આકાશના ચારે ખુણાઓ વીશેનો એસારો કરતું હોય એમ આ ઉપરથી સાફ માલુમ પડી શકે છે યાને એ જગયા કોઇક ઘણાજ ઉંચા પાહાડ ઉપર આવવી જોઇયે ને તે પરથી ચોતરફ આખું ગગન ખુલે ખુલ્લું દેખાવું જોઇયે. જયારે આપણે વીચાર કરયે છીયે જે એ તરફની સઘળી જમીનો ઘણું કરીને પાહાડી હોય છે, ત્યારે એની ઘણી ઉંચાઇને લીધે આ એલકાબ એને ખુબ બેસતો આવતો આપણને માલુમ પડી આવે છે. આવાં યસ્ત, મેહેર યસત વીગેરે બીજી ઘણીખરી યસ્તોમાં માજાનીઅન તથા વરાનીઅનના દેવો યાને બદકાર (બુતપરસ્ત) લોકોને તોડવા વારંવાર ઈશારા જાબજા આવેલા આપણાં વાંચવામાં આવે છે. માજાનીઅન તે માજીનદરાના દેવો, જેઓ સામે પાદશાહ કે કાવુશ, જેને અવસ્તામાં કાવાયુશ અથવા કાવાયુશધન તથા રૂગવેદમાં કાવયયુશનાસ અથવા તો કાવીયુશના કરીને લખેલો છે, તે ફીરદોશીના જણાવયા પ્રમાણે લડાઇ કરતી વેળા એક વેળાએ પોતે કેદ પકડાઇ ગયો હતો એમ શાહનામું વાંચનાર સરવે સાહેબોને સારીકાની રોશન છે.

હવે અવસ્તામાં અકસર કરીને માજાનીઅન શબ્દ સાથે વરાનીઅન લાગતબી વાંચવામાં આવે છે, જેમકે હાલ જમાનામાં આપણે સુરત સાથે ભરૂચ, દીલી સાથે આગ્રા, નવસારી સાથે ગણદેવી, અેમદાબાદ સાથે અમદાબાદ તથા વ્યારા સાથે સોનગઢ એ પ્રમાણે પાસે પાસેનાં નામચીન શેહેરો તથા કસબાઓનાં નામો એકમેક સાથે જોડીને બોલીએ છીયે તેમ, કે જે ઉપરથી મારે માજીનદરાનની પડોશમાં એ વેરેનની ભુમીને બી આપણને કેયે શોધવી જોઇયે. એમ શોધખોલો કરવા માંડતાં તો, આપણે તે પહાડી મુલકની બરોબર પશ્ચીમે બીજા એક પાહાડી મુલકની ભુમી આગળ આવી પહોંચયે છીયે, જયાંના લોકો ઘણા બેરડા, તથા બેલગામ અને ફીતુરી હજુર સુધી જોવામાં આવે છે અને જે મુલકને ત્યાંના રહીશો હાલ જમાનામાંબી ગીલાન કરીને કહે છે. આ ઉપરથી આ વરેનની ભુમી તે ગીલાનનોજ મુલક થડે છે. વલી આ વાત તો ભાષાશાસ્ત્રીઓએ સીધ પણ કરેલી છે જે, અસલી ઇરાની ભાષાઓનો વ તે હાલ જમાનાની ફારસીમાં ગ હરફમાં મુબદીલ થયલો યાને ફેરવાયેલો વારંવાર આપણા જોવામાં આવે છે; જે ઉપરથી વરેન તથા ગીલાન તેઓના આવાજો સરખાશ્યા પરથીબી એકજ હોય તેમ ખુલ્લી રીતે દેખાઇ આવે છે. મારો આધીન અભીપ્રાય એવો છે, કે જેમ આ પરૂથવી ઉપર એક વેળાએ મેગાથીરીઅમ, માસ્તોદાન, ઇકથીઉસોરસ, તેરોદકતાઈલ વીગેરે ઘણા મોટા ગંજાવર કદના અને લાંબાં અદભુત બેડોળ પ્રાણીઓ વાસો કરી ગયાં હતાં, તેમજ એતલાનતાનો પલેટોનો જણાવેલો પેલો ભુખંડ જયારે ગારેદ થઇ ગયો તયારે, તેપરબી હાલ કરતાં વધારે મોટાં કદના બેડોળ તથા દેવ ખસલતના માનવીઓ વસી ગયાં હતાં, જેઓને તારાજ કરવા અને પાયમાલ કરી નાખવા અસલી ઇરાની વરણોને કંઇ થોડી મેહેનત પડી નથી, એમ આપણે સફેદ અને અકવાન દેવોના શાહાનામાના દાસ્તાનો ઉપરથી સારી કાની સમજી શકીએ છીયે અને તેથીજ ફીરદોશી પોતાના ઉપર જણાવેલા એક બેતમાં વાંચનારાઓને ખબરદાર કરે છે જે:—

" નથી ઢંગ દુનયાઇ એકજ કીસમ;
તરેહવાર રંગત અજબ કંઈ જીસમ
સમજતો રખે આ અસત દાસ્તાન;
પઢી આએ નામે અજબ કાંઇ બીઆન"

મારે અત્રે વળી એમબી જણાવવું જો ઇયે કે, એવી ઘણીજ ઉંચી અને કદાવર વરણુ છેક નેપોલીયનના દોર સુધી ફ્રાનસમાં હયાત હતી ને જેઓને કે " સેલટીક રેસ " યાને સેલત લોકોની વરણુ કરીને તયાંના રહીશો કહેતા હતા; પરંતુ તે શેહેનશાહે ઉઠાવેલી પચાસ ઉપરે લડાઇઓમાં તે કદાવર વરણુનો સદંતરજ હવેથી ઘાણુ નીકલી ગયેલો છે, કેમકે તેવા કદાવર લોકો તેના લશકરમાં બેશુમાર ઉભાઇ જતા હતા. અને જે બીનાથી ફ્રેનચ લોકો હજુર સુધી પોતાની દલગીરી જાહેર કરે છે કે, હમો લોકોમાંથી તેવા કદાવર વરણુનો એમ સદંતરજ ઘાણુ નેપોલીયને ઉઠાવેલી લડાઇની જુમબેસોથી ખચીત નીકલી જવો જોઇતોજ ન હતો. અહીંઆં શ્રાપ એ ઉતરયો જે લોકોમાં નાલાયક ખસલત બહુજ વધી પડી તથા ઓર તોમાં કમોસમનાં દસ્તાનનો મરજ ઘણોજ જોરમાં લાગુ પડી ગયો; તે સાથે અહીંઆં ધરતીકંપ તથા જવાલામુખી પરવતો જે પુર જોશથી ફાટવા માંડયા, તેથી એ જગયા નહી વસી શકાય તેવી હવેથી થઇ પડી અને તેથીજ એ ભુમીબી આખરે વીરાનજ થઇ ગઈ હતી. કહે છે જે ધરતીકંપના આચકા તથા જવાલામુખી પરવતોના ફાટવા વીશે તે જમાનાના આરયનો સારી કાની વાકેફગાર થયલાજ હતા; કેમકે અસલ ધરથીજ તેવી આફતો તેઓના અસલી મુલકોમાંબી તેઓપર પડી ચુકેલી હતી; માટે હવેથી એ ભુમીને બી પડતી મેલી પારસી તથા હીંદુઓના વડીલો પંદરમી સઉથી સુંદર ભુમી હપત હીંદુ તરફ ઉતરી પડયા; યાને સીંધુ નદી આગળના પંજાબના મુલકમાં આવીને તેઓએ આખરે વાસો કીધો. વેદમાં એ દેશને સપત સીંધવ યાને સાત નદીઓનો મુલક એવું નામ આપેલું છે. એ નદીઓનાં નામ નીચે મુજબ છે:–સીંધુ યાને અટક નદી, જેની પુરવે વીતસ્તા (જહલમ) જેને ગ્રીકો હાઇદાસપીસ કરીને લખી ગયા છે; અસીકની (ચીનાબ) તે ગ્રીક ગ્રંથકારોની હાઇદરઓરતીસ, વીપાસ (બીઆ) તે હીફાસીસ અને સતદરૂ એટલે જે સતલજ, જેને ગ્રીકો હસીદરૂસ એવું નામ આપી ગયા છે. પશ્ચીમે કુંભા (કોફન) નદી આવેલી છે, જે કાબુલ *તરફથી વેહેતી આવી આખરે સીંધુ નદીમાં આવીને મલી જાય છે. એ નદીઓની સંખયા અસલમાં જયારે વેદ તથા વંદીદાદ રચાયો ત્યારે સાત હતી; પરંતુ પાછળથી બબે નદીઓ જોડાઇ જઇને એકઠી થઇ ગઇઓ છે. એ જોડાઇ ગયેલી નદીઓ તે સીંધુ તથા કુંભા છે, જેને હાલ જમાનામાં સીંધુ યાને અટક નદી કરીનેજ કહે છે અને બીજી સ્તાદરૂં અને વીપાસ છે, જે વીપાસનાજ એકલા નામથી હાલવેર જણાયેલી છે. આ પ્રમાણે કેટલીએક નદીઓનો સંગમ થયા પછી હાલ જે આં સતલજ, બીઆ, રાવી, ચીનાબ અને જંલમ જેવી જે પાંચ નદીઓજ રહી ગઇ છે, તે પરથી એ દેશનું નામ હાલ જમાનામાં પંજાબ યાને પાંચ નદીઓનો મુલક કરીને પડેલું છે. એઓ માંહેલી સતલદજ નદી તે છુટી સતાદરૂ અને જોડાઇ ગયેલી વીપાસ કરીને આપણુને સમજવી જોઇશે. વંદીદાદવાળો જે આ હપત હીંદુ વીશે એમ કહે છે જે "પુરવ તરફથી તે પશ્ચીમ હીંદુસ્તાન સુધીનો મુલક," તે પરથી તેની મતલબ ફકત પંજાબજ નહી; પરંતુ આખા હીંદુસ્તાન દેશ વીશે બોલવાની હોવી જોઇયે. એ ફકરાનો એટલો ભાગ સપીગલ પોતે જણાવી જતો નથી, જે પરથી એવો શારાંશ નીકલી શકે છે જે, એટલો ભાગ પાછલા પેહલવી સરેહ કરનારાઓએ પોતા તરફથી જ અત્રે વખતે વધારી દીધેલો હશે અને તેમાં સચાઇ પણુ હોવી જોઇએ; કેમકે જ્યારે વંદીદાદ તથા વેદ રચાયા ત્યારે પુરવ હીંદુસ્તાન ભણીના આ વીશાળ મુલક માટે તે જમાનાના આ બંને ટોલાંઓના વડીલો કશું પણુ જાણુતા નહોતા, માટે સપીગલનો આ વીચાર મને પણુ દુરૂસ્ત અને ખાત્રી પુરવક દીસે છે. એ સપતસીનધવ યાને પંજાબનાજ મુલક આગળથી પારસીઓના વડીલો હીંદુઓના વડીલોથી ધરમ શંબંધી આચાર વીચારોમાં મોટો ફરક પડી ગયાથી એક મેકથી આખરે હવે છુટા પડી ગયા હતા, જેથી એ પછીનું બયાન વંદીદાદમાં આપણા જોવામાં આવતું નથી. જયારે હીંદુઓ સપર પહેલા ઘણા પુરાતજ કાળમાં ઈસુની નજદીક સાડા ત્રણુથી તે ચાર હજાર વરસો પુરવે, પારસીઓના નીઆગાનોથી છુટા પડી ગયા, ત્યારે અત્રે સાતજ નદીઓ હતી; પરંતુ પાછલથી ઉપર કહયા પ્રમાણે બબે નદીઓ એકઠી થઈ જઇ ને પછી એલતા તરફ પાંચજ નદીઓ રહી ગયેલી અદાપી

આપણા જોવામાં આવે છે. વંદીદાદ તો આ વીને હવેથી અત્રે અટકી રહયાં, માટે વેદ ઉપરથી એમ પણ માલમ પડે છે કે સતલજ નદી ઓળંગાવીને, હીંદુઓના વડીલો પછી હીંદુસ્તાનની પુરવ તરફના દેશાવરો ભણી ઘણી લાંબી મુદત બાદ, આખરે ઉતરી પડી, ગંગા અને જમના નદી આગળના પ્રાંતો પોતાના તાબા હેઠળ કરી પડયા હતા અને બ્રાહમણ આરયનો પછી આસ્તે આસ્તે આખું હીંદુસ્તાન પોતે પચાવી બેઠા હતા. અહીંઆં કર્મોસમનું દસ્તાન વળી આરતોમાં લાગુ પડી ગયું તથા ગરમી પણ પુષકળ પડવા લાગી હતી એમ જે વંદીદાદવાલો બોલે છે, તે ઉપરથી સીંધુ નદીની દક્ષીણ ભણીના મુલકોને એ હેવાલ ઘણું કરીને આબેહુબ બંધ બેસ્તો લાગે છે.

સોળમા મુલકની ભુમીને ચોકસ નામ આપેલું વંદીદાદ ઉપરથી કાંઇ માલુમ પડતું નથી. અહીંઆંના લોકો રંઘહ નામની નદીના પાણીની નજદીકમાં કોટ તથા કીલા વીના રહી શકે છે; અને તે તરફના ટાપુઓના રહીશો સરદાર વીના બુલંદીથી પ્રજાસતાક રાજયોની રૂઢી માફક પોતપોતાના રાજ પાટો બી ચલાવયા જાય છે. અહીંઆં શ્રાપ એ ઉતરયો જે શીયાલો ઘણા જોરથી અત્રે પડવા લાગયો તથા ધરતી કંપના આંચકા વારંવાર થવા માંડયા. માટે એ અહેવાલ ઉપલા અનુક્રમો પ્રમાણે હીંદુ માહાસાગર આગલના દેશાવરોને તો કેવળે લાગુ પડી શકતો નથી, કેમકે તે તરફ ઉપર જણાવેલી શીયાલાની સખત મોસમ કાંઇ પડતી નથી, માટે કાસ્પીયન સરોવરના કીનારાની નઇરૂતય કોણ તરફના દેશાવરોથી કદાચને એ ઉપરથી મુરાદ ઉઠતી હોય એમ ડાકટર હાઉગ વીચારે છે. મજકુર રંઘહ શબ્દને સપીગલ વીશેશ નામ નહી પરતું સામાંનય નામ ધારી, આ દુનયાની આસપાસ જે તમામ દરીઓ ફરી વળેલો છે તેની નજદીકના દેશાવરોને એ હેવાલ તે લાગુ પાડી જાય છે; કેમકે રંઘહ શબદને જો સામાનય રૂપ આપયું હોય તો તેનો માયનો સરોવર યાતો મહાસાગર એમ બી થાય છે. પરંતુ સપીગલનો તે વીચાર મને ભુલ ભરેલો દીસે છે, કેમકે રંઘહ શબદ આગળ જે વીશેશણો તેના ગુણો દેખડાવવા સારૂ વંદીદાદવાળાએ લાગુ પાડેલાં છે, તેપરથી એ સામાનય નામ નહીં પરંતુ વીશેશ નામજ ઠરે છે અને તેવો જ અભીપ્રાય કાંગા, હારલે તથા યુસ્તી પણ આપી જાય છે. પહેલવીવાળાઓની સતાને આધારે મોં૦ ગારેજ (જુઓ "જુરનાલ આસીઆટીક" ૧૮૬૯ ના સાલનું વા૦ ૨ પા૦ ૧૮૬ મું) એ દેશાવરોને ઉપલી દજલા નદીની આગળના મુલકો કરીને વીચારે છે કે જે મત સાથે દારમસ્તેટર (જુઓ તેનો "જંદ અવસ્તા" વા૦ ૨ પા૦ ૧૫ માની નોટ ૪૪ મી) તથા પ્રોફેસર માસપેરો (જુઓ તેની "પાસીગ આફ એમપાયરસ" ને પા૦ ૪૫૧ ની નોટ ૭ મી) પણ પોતે એકમત થાય છે. વળી કોઇ કોઇ પહેલવી સરેહ કરનારાઓ તો એ મુલકને રૂમનો મુલક કરીને બી વીચારે છે. એ રંઘહ નદીને હારલે જહુન તથા યુસ્તી શહુન નદી કરીને વીચારે છે. વેદમાં રંઘહને મળતો શબદ રશાહ કરીને આવેલો છે, જેને સારૂં તયાં એમ જણાવેલું છે જે, તે એક ઘણીજ ઉતર તરફની નદીનું નામ છે ને જેનો અરથ પાણી એમ થાય છે ને તેપરથીજ આપણો ગુજરાતી શબદ રસ પણ ઉતપન થયેલો છે. પહેલવીવાળા બીચારા પોતના પાછલા જમાનાને લીધે વંદીદાદની આ પહેલી ફરગદની શરેહ આપતી વેળા, ઘણું ગોતું ખાઇ ગયા છે; કેમકે જ્યારે વંદીદાદ રચાયો ત્યારે પારસીઓના વડીલો દજલા તથા યુફરાત નદીઓનાં નામોથી તદનજ બેખબરા હતા અને તે તરફ વેર કાંઇ ચત્રાએલાજ નહોતા, માટે સમકાલભવ ઇતીહાસ ("કોનતમપોરેરી હીસ્ત્રી") તથા કાળમાન વીદયાઓથી પોતે ઘણાજ બેખબરા હોવાથી વારંવાર એવી ચુકો અવારનવાર તેઓ કરી ગયા છે, એવો મારો આધીન અભીપ્રાય છે. એ રંઘહ નદીને હું પણ યુસ્તી, જીમર, ગાઇગર તથા શરેદર સાથે એકમત થઇને શહુન નદીજ કરીને ગણું છું; (જુઓ દા૦ શરેદરનો "પ્રીહીસ્તોરીક આરીયન પીપલ" પા૦ ૪૩૬ ની નોટ બીજી) કે જે મત સાથે સ્પીગલબી પોતે પાછળથી એકમત થાય છે, અને તેજ પનોતી અને અસલી નદીના નામ ઉપરથી જ્યારે હીંદુ આરયનો છેક હીંદુસ્તાનમાં પેઠા, તયારે પોતાની મોટી નવી તીરથવાળી નદીને ગંગા એવું નામ આપી ગયા છે. વીનદીશમાન એને સીધું નદી કરીને વીચારે છે તથા. લાગારદ તો ઠેઠ એને

વાલગા નદી સાથે સરખાવી જાય છે. પાર સીઓની બીજી યસ્તો તરફ નજર કરતાં તે ઓંથીબી એ રંઘહ નામ સામાનય નામ નહીં પરતું વીશેષ નામજ કરીને વારંવાર આપણા જોવામાં આવે છે. એ ફરગદની આપેરીમાં આ મજકુર સોળ ભુમીઓ સીવાય બીજાંબી સોહામણાં, વખણાયલાં, બહાદુર અને બુલંદ તથા આબાદ અને ભપકાદાર શેહેરો તથા જગયાઓ દાદાર હોરમજદે પેદા કરી હતી, એમ પણ તેમાં સાફ જણાવવામાં આવેલું છે.

અત્યાર સુધીમાં તો મારા નાકેશ અબી આથ પ્રમાણે એ સોળો દેશાવરો ઉપર થ રેહ કરયા બાદ, ચાલો હેઠળ હવે આપણે આપણી પ્રથમ ભુમી આરયનાવેજો વીશેબી અત્રેજ ખંડન કરવાને શરૂ કરીએ. એ ભુમી પ્રથમમાં કયાં આવી હશે, તે વીશે અલબતાં વીદયારથીઓમાં બહુજ મત ફેર છે અને કોઇક નવી અને મજબુત શોધો હાથ ન લાગે તયાં સુધી તે મતફેર ચાલુજ રહેવો જોઇયે એવો મારો આધીન વીચાર છે. વંદીદાદની આ પહેલી ફરગરદ, આરયન ટોળાંની અને અકસર કરીને ઇરાની વરણની પ્રથમ ધરની તવારીખ ઉપર સારૂં અજવાળું નાખે છે, એવો વીચાર પહેલાં જરમન તવારીખનવીશ હીરીને આ ગઇ સદીની શરૂઆતમાં દરસવયો હતો. "(જુઓ તેનો "આઈદીન જુર આલતન ગશીસ્ત" વા૦ ૧ પા૦ ૪૯૮મું) તયાર બાદ રોહદે એવો અભીપ્રાય પોતા તરફથી બાહેર પાડયો હતો કે, હજરત જરથોસ્તના જમાનામાં ઇરાનની હાલત કેવી હતી તે વીશે એ ફરગરદ ગોયા ઇશારો કરી દેખડાવે છે; એટલુંજ નહીં પરંતુ ઇરાની આરયનો એક પછી એક દેશાવરો કેમ કેમ પોતે જીતતા ગયા, તે વીશેનો અનુક્રમ આ હેવાલમાં દરશાવવમાં આવેલો છે. આ અટકળને ઉપાડી લઈને ત્યાર બાદ લાશને પોતા તરફથી એવો વીચાર બાહેર પાડયો હતો કે, આ ટીપમાં આરયનાવેજો જેવું જે નામ સપર પહેલાં બીરાજે છે, તે આરયન લોકોની અસલી પ્રથમ બાપીકી ભુમી હોવી જોઇયે. (જુઓ તેનો "ઇનદીશ્ર આલતરથુમસકુનદી" ૧ લી આવરૂતી વા૦ ૧ લું પા૦ ૫૨૬ મું) ત્યાર બાદ ડા૦ હાઉગ, આ આખી ફરગરદને જેમ જેમ ઇરાનીઓ આગળ ચત્રાતા ગયા તેમ તેમ, તેઓ તેને એક રોજમેલ તરીકે પોતે દરશાવી ગયા છે, એવો પોતાનો અભીપ્રાય તે જરમન પંડીતે બાહેર પાડયો હતો. (જુઓ તેની જુનશનની મીસર દેશની તવારીખ ઉપર વંદીદાદપરથી પડતું અજવાળું એવે નામની ચોપડીનો વા૦ ૫ મું ભાગ ૨ જો પા૦ ૧૦૪ થી ૧૨૭ સુધી) યુરોપના આલમાઓમાં આ વીચાર હવેથી ઠેઠ ઇ૦ સ૦ ૧૮૫૬ થી તે ઇ૦ સ૦ ૧૮૬૨ સુધી માનય થઇ પડેલો હતો. પરંતુ તે મુદત બાદ કેટલાએક નવા તીસમારખાહો પેદા પડયા, જેવા કે કાઇપરત, (જુઓ તેનો ઇ૦ સ૦ ૧૮૫૬ માં "બરલીન એકાદમી ઓફ સાયનસ" માં છપાવેલો રેસાલો પા૦ ૬૨૧ મું) મો૦ બરેઅલ (જુઓ ઇ૦ સ૦ ૧૮૬૨ નાં "જુરનાલ આસીઆટીક" નામના ચોપાનયામાં "અવસ્તાની ભુગોલ ઉપર છપાવેલો નીબંધ") તથા દારમસ્તેટર; (જુઓ તેનો "જંદ અવસ્તા" વા૦ ૨ પા૦ ૧ થી ૪) જેઓએ લોકોમાં એવો વસવાસો પેદા કરવા માંડયો કે, "અવસ્તાની ભુગોળ પ્રથમ ધરથી તે ઠેઠ છેલે સુધી તદનજ કલ્પીત જેવી ભાસે છે" (જુઓ પ્રોફેસર માસપેરોનાં" પાસીગ આફ એમપાયરસ" નું પા૦ ૪૫ ની નોટ ૧લી) તેનું કારણ એ જે કેટલીએક બાબદો તેમાં જણાવેલી હાલની ભુગોલ સાથે બંધબેસ્તી આવતી નથી; પરંતુ આ વાત તેઓ ભુલી જાય છે જે, તે ભુગોળ એટલા તો કદીમ જમાનાને લાગુ પડે છે, કે તયાર બાદ આ જમીનની સપાટી તથા આબોહવા ઉપર તરેહ તરેહવાર અદભુત ફેરફારો થઇ ગયા છે. (જુઓ ઇગનેશીઅસ દોનાલીનો "રેગને રોક" યાને આતસ અને આ પરૂથવીનો જમાનો) એ ભુગોલ જરથોસ્ત તો શું પરંતુ તે પેગમબરની બી હજારો વરસ પુરવેની છે કે, જ્યારે આરયન ટોળાંઓ પ્રથમમાં આ પરૂથવી ઉપર એકમેકથી છુટાં પડીને દુર દુર ચત્રાતાં ચાલર્યાં હતાં; જેથી તે હાલની ભુગોળ સાથે બેસ્તી ન આવે તો તેમાં નવાઇ જેવુ તે શું છે! હવે ગ્રીક લોકો ઇસુ પુરવે ચોથી સદીની અધવચમાંથી એશીયા ખંડમાં જયારે પેસવા લાગયા, તયારેબી અવસ્તાની ભુગોળના નામો બદલાઇ ગએલાં હતાં; કેમકે જેબી પાહાડ, નદી સરોવર તથા મુલકોનાં નામો તેઓ જણાવી ગયા છે, તે સઘળાં અવસ્તામાં અપાએલાં નામો સાથે વારંવાર બંધબેસ્તાં ઉતરતાં નથી અને તેમ થવુંબીજ જોઇયે; કેમકે

આ જમાનાનો દોર એટલો તો ફરતો રહે છે, કે જ્યાં એક વેળાએ ભુમી હતી ત્યાં હાલમાં દરીઓ ને જ્યાં દરીઓ હતો ત્યાં હાલ ભુમી જોવામાં આવે છે ને તે વાત તો સીધજ છે એમ હાલની વીદયાઓ પણ આપણને શીખવે છે; વળી બોહોળો જમાનો ગુજરી જવાથી આ માંહેલાં કેટલાંએક આ ગલાં શેહેરો તો તારાજ વટીક થઇ ગયાં હ શે અને તેઓને બદલે આસપાસ બીજાં નવાં નવાં શેહેરો તેજ નામોથી વખતે હસ્તી માં આવયાં હશે, તે બીના પણ આપણને ધયાનમાં લેવી જોઇયે. માટે દારમસ્તેતર અને માંસપેરો જેવા વીદવાનો જે ચીજો કે આ પણી સમજણમાં ન ઉતરે એટલે તે નાબીઉ જ હોવું જોઇયે, એવો જે પોતાનો અભીપ્રા ય અવાર નવાર દરસાવી જાય છે, તેઓ સા થે કોઇબી સમજુ પુરૂષ હાલમાં એકમત થઇ સકશે નહીં.

## હાલની જબાનશનાસીના એલમનો સપર પેહેલી વાર યુરોપમાં નખાએલો પાયો અને તેની તવારીખ.

હવે ચાલો પાછા આપણે આપણી મુ ળ મતલબપર આવયે છીયે; કે આરયના વેજોની આ મુળ ભુમી પ્રથમમાં કયાં આવી હશે તે વીશે બીજા યુરોપીયન વીદયારથીઓ શું શું ધારે છે, અને બોલે છે તેનો ઇનતેખાબ જરા હેઠળ ટપકાવી જઇયે. હાલના જબાનશનાસીના એલમને આધારે એ જુમબેસ ઉઘાડવાનું પ્રથમ માન હું મો૦ એ દાલફ પીકતેતને આપવા દુરસ્ત વીચારૂં છું કેમકે તેને ઇ. સ. ૧૮૫૯ માં "ઓરીજન ઇનદો-યુરોપીયાંન" એવે નામનો ગ્રંથ એ બાબદસર પોતે છપાવીને પ્રસીધ કરયો હતો. તેની તકરારનો ભાવાર્થ વીગતે આગળ ચાલતાં આપણે દરશાવીશું. પરંતુ મારે અ ત્રે જણાવવું જોઇયે, જે તે પુરવેબી આ ગઇ સદીની શરૂઆતમાં યાને ઇ૦ સ૦ ૧૮૦૬ થી ઈ. સ. ૧૮૧૬ સુધીમાં એદીલાંગે પો તાના "મીથરદેતીસ" નામના ગ્રંથમાં એ બાબદસર પોતેબી કેટલોએક નવો ખુલાસો કરયો હતો; તો જોકે તેના વખતમાં તો હાલની જબાનશનાસીના એલમનો પાયોજ કેવળે નખાયેલોજ ન હતો; અને સંસ્કીત તથા અ વસ્તા જેવી જુની જબાનોથી યુરોપના ઘણા ખરા વીદવાનો તો હજુરવેર ગોયા નાવાકેફ જેવાજ હતા. સપર પહેલાં તો કહે છે જે તયાંના વીદયારથીઓ એમ દોરવાઇ ગયા હતા કે, ઇનજીલની ભાષા તેજ ગોયા માનવી જાતોની પ્રથમ ભાષા હતી; પરંતુ તે વીચારોને ભુલ ભરે લા છે એમ લાઈબનીતજે પાછળથી દાખ લા દલીલો શીખે સીધ કરી આપયું હતું. તે વીશે બોલતી વેળા એદીલાંગે ઇ૦ સ૦ ૧૭૮૧ માં છપાવી પ્રગટ કરેલા "જરમન ભાષાની તવારીખ" એવે નામના પોતાના પુસ્તકના દીબાચામાં તે પોતે એમ વરણવે છે જે, "ઘણું થયું લોકો પ્રથમ ભાષા કઇ હતી તે વીષે ઘણાં ફાંફાં મારતા આવયા છે, કેમકે તે ઓ એમ વીચારે છે જે, તે વાત જો સાબેત થઇ છે, તો પછી બીજી સઘળી ભાષાઓ તેમાંથી નીકળી છે, તે બીના સહેલાઇથી શોધી કહાડવા આપણને બની શકે તેવું છે. હીબરૂ ભાષા જે ઘણીખરી અદયપી જળવાઇ રહેલી છે, તે જો કે ઘણી પુરાણી ભાષા છે, તોબી તે કંઇ સરવેથી ઘણીજ પુરાતન ભાષા તો છેજ નહીં." (જુઓ તેના મજકુર ગ્રંથના "દીબાચા"નું પા૦ ૧૦ મું) આગળ ચાલતાં પો તાના "મીથ્રદેતીસ" નામના ગ્રંથના દીબાચા ને સફે ૧૧ મે, તેજ ધુંધી વીદયારથી વળી એમ બોલે છે જે "એકજ મુલ ભાષામાંથી હાલની સઘળી ભાષાઓ નીકલી છે એમ હું કાંઈ કહેવા માગતો નથી; નુહની કીસ્તીની વારતા તો મારા મનસે ગોયા એક બંધ દરવાજાવાલા કીલા જેવી છે અને બાબેલાનની તારાજ નીશાનોને મા રેથી બીહવાનું કશું પણ કારણ છે નહીં; કેમકે તેઓ પર હું કસીબી તરાપ મારવા માંગતો નથી." તોબી એદીલાંગ ખાતરી પુર ક રીતે પોતે એમ જણાવે છે જે, યુરોપના વતનીઓ તો ત્યાં અસલમાં એશીયા ખંડમાંથીજ આવીને વસ્યા હતા. તે જમાનામાં તેવી ચીજોને દાખ લા દલીલો શીખે સાબેત કરવાનાં કોઇ પણ સાધનો તો નહોતાં, તોબી તે ગ્રંથકાર પોતાના આ મજકુર "મીથરદેતીસ"

નામનાજ પુસ્તકના ભાગ ૧ લાના દીબાચામાં
પોતાનો અભીપ્રાય આ પ્રમાણે દરશાવે છે કે,
"પુરવે ધરથી લોકો એમ માનતા આવયા છે
કે માનવી જાતોની પ્રથમ વસ્તી એશીયા ખં
ડમાજ પેદા પડી હતી; તયાંજ તેઓએ પો
તાની મુળ કેળવણી લીધી હતી અને તયાંના
જ મધય ભાગમાંથી તેઓ આખી દુનયા
માં પછી પથરાઈ ગયા હતા." આગલ ચાલતાં
તેજ ચોપડીના બીજા ભાગના દીબાચામાં તે
ગ્રંથકાર વળી એમ પણ બોલે છે જે "શીનીશીય
ન" લોકોની રૂઢી પ્રમાણે આ પરૂથવીના જે
ભાગને કે આપણે યુરોપ ખંડ કરીને કહીએ
છીયે, તે બરોબર જોશો તો એશીયાખંડનોજ
ગોયા આથમણુ તરફનો ભાગ છે; માટે એશી
યાનાજ મધય દેશાવરોમાંથી યુરોપ ખંડ જે
વસાયલું છે તેથી તેને તો તેનો ઉપકાર
માનવો જોઇયે." વળી આદીલંગ એમ પ
ણ ધારે છે (વા. ૧ લો પા૦ ૬૧ મું)
કે, કાશમીરનો મુલક જે એશીઆ ખંડમાં આ
વેલો છે, તેજ ગોયા આ દુનયાનું બે
હેસ્ત છે અને "એશીયા, યુરોપ તથા અમેરી
કામાં વસ્તી સરવે વરણોનું તે બુલં
દ અને પુરાતન દેશ ગોયા એક માવતર જે
વું છે; ને જ્યાં કે તે સરવે ટોળાંઓને પ્ર
થમમાં કહે છે જે ઉછેરવામાં આવયાં હતાં."
એ જુદા જુદા તાયફાઓ યુરોપમાં કેમ અ
ને કેવી રીતે ચત્રાયા હતા, તે વીશેબી આ
દીલંગ આપણને કંદંક ખયાલ આપી જાય
છે. (જુઓ તેની ઇ૦ સ૦ ૧૮૦૬ મા પ્રસી
ધ કરેલી "જરમનોની ઘણીજ પુરાતન તવા
રીખ" ને સફે ૧૨૧ મે) યુરોપમાં ઠેઠ ઉગ
મણુથી તે આથમણુ સુધી વસ્તી સઘલી વર
ણોને તેઓની ભાષા અને રંગરૂપ ઉ
પરથી તે છ મોટા તાયફાઓમાં વેહેંચી
નાખે છે; જેવા કે આઇબીરીયનો, સે
લત લોકો, તયુતનો, થરેસીઅનો, ફીનશ અ
ને શલેવોનીઅનો. એ માંહેલા થરેસીઅનોના
વરગમાં તે થરેસ, પીલાસજીક, લાટીન તથા
યવન ભાષા બોલનારાઓને મેલી જાય છે
અને આઈબીરીયન ટોલાં જેઓ ઘણાં આથ
મણ ભણી વસે છે, તેથી તેઓ સપર પહેલાંજ
યુરોપમાં પેઠાં હતાં એવો પોતાનો અભીપ્રાય
દરશાવી જાય છે. વળી તે લોકોની વેહેંચણી ઉ
પરથી તે પોતે એમબી ધારે છે જે, તેઓ બે
રસ્તેથી યુરોપમાં પેસવા જોઈયે યાને સેલત
તથા થરેસીયન વરણો દાનયુબ યાને દાનઆ
બ નદીની દક્ષીણુ તરફથી અને તીઉતન,
સ્લેવેનીઅન તથા ફીનીક તાયફાઓ તે ન
દીની ઉતર તરફથી કુચ કરી આવવા જોઇ
યે. (જુઓ તેની "મીથ્રાદેતીસ" વા૦ ૨ પા૦
૩૪૦ મું) જો કે એદીલંગના જમાનાની
બી પુરવે, આનકવીતલે પોતાનો "જંદ અવ
સ્તા"નો અથાંગ ગ્રંથ ઇ૦ સ૦ ૧૭૭૧માં
બાહેર પાડેલો હતો, તેમજ સંસ્કૃત ઉપરબી
ફ્રેતર પાલીનુસ સેનત બારથેલોમીઓ
એ ઈ૦ સ૦ ૧૭૯૮માં "દીજરતાસી
આ દાનતીકવીતે એત આફીનીતે લાંગ
જેનદીક, સામથકરીદામીક એત જરમાની
ક" એવે નામનો ગ્રંથ પ્રસીધ કરીને જંદ,
સંસ્કીત તથા જરમન ભાષાઓનો મુકાબલો
તેમાં પોતે દેખડાવી આપયો હતો; તો તે
ઉપરથી એમ સારાંશ નીકળી શકે છે
કે, સંસ્કીત તથા અવસ્તા જેવી પુરા
તન ભાષાઓ વીશે એદીલંગ કાં
ઇ તદનજ બેખબરો તો હોવો જોઇયે
નહીં; કેમકે પોતાના મીથરેદેતીસ નાજ
ગ્રંથના એક બાબમાં (જુવો વા૦ ૧ લું પા૦
૧૪૯ મું) સંસ્કીત ભાષાનો બીજી અસલી ભા
ષાઓ સાથે સંબંધ દેખડાવતી વેળાએ, તે
પોતેબી એમ બોલે છે જે "એ ભાષાના બેહુ
દ પુરાતનપણાં વીશેની મજબુત સાબેતી એ
છે જે, એના ઘણાએક શબદો બીજી અસલી
ભાષાઓના શબદો સાથે ગોયા એકમળતા
ઉત્રે છે: જે ઉપરથી એમ સાબેત થઇ શકે
છે જે એ સઘળા તાયફા એકમેકથી છુટા પ
ડી ગયા તે પુરવે તેઓ કોઇક એકજ નયા
ત જાતના હોવા જોઇયે." હજુરવેર એ દી
લંગને હાલ પેરે "ઇનદો-જરમેનીક" તાયફા
એવો ખયાલ તો ગયેલોજ ન હતો, કેમકે તે
સંસ્કીત ભાષા સાથે, હીબરૂ, સુરીઆં
ની તથા તુરકી બોલીના શબદો
નેબી સરખાવી જાય છે; કે જે બરોબર
જોશો તો સીમાટીક તથા તુરાની ભાષાઓના
શબદો છે ને જેઓને કે આરયન ભાષાના શ
બદો સાથે કશોબી હક ઇલાકો કેવળે છેજ નહી
એમ હાલ જમાનામાં સાબેત થઇ ચુકેલું
છે. આ વાત તો ચોકસ છે જે એદીલંગના
જમાનામાં યુરોપના આલમાઓ ગ્રીક તથા
લાટીન ભષાઓ વચે ઘણો અતલગનો સં
બંધ છે, તે વીષે તેઓ સારી કાની સમજતા
હતા એટલુંજ નહીં પરંતુ ફારસી તથા જર
મન ભાષાઓ વચેબી ઘણો નજદીકનો સંબંધ

છે એવોબી તેઓમાં અભીપ્રાય ચાલતો હતો; અને તે અભીપ્રાય ઉપર છેક ઈ૦ સ૦ ૧૫૯૭ થી ઘણાએક રેસાલાઓ પણ જરમન ભાષામાં લખાવા માંડયા હતા. (જુઓ એદીલંગની "જરમન લોકોની બેહદ પુરાતન કાળની તવારીખ" ને સફે ૩૬૦ મે તથા બેનફીનો "ગેથીસ્ત દર સપ્રાશ વીસેનશાફત" ને સફે ૨૨૮ મે) વળી લાઇબનીતજ જેવો ઘણો કાબેલ વીદવાન ખુદ પોતેબી જરમન તથા ફારસી વચે એતટલો તો અતલગનો. સંબંધ છેકે "ફારસીમાં લખાએલા ઈરાનીઓના બેતો હમો જરમનો તરતજ સમજી શકીએ છઇએ," એવો પોતાનો વીચાર દરશાવી ગયો હતો. ( જુઓ મીથરેદેતીસ વા૦ ૧ લું પા૦ ૨૭૭ મું ) આ સંબંધ વીશે તે જમાનાના લોકોમાં એવો વીચાર ચાલતો હતો કે, તવારીખના યાતો તેથીબી પુરવેના જમાનામાં, એ ટોળાં એકમેક સાથે આમેજ થતા ચાલ્યાથીજ ફકત તેઓમાં એવો સંબંધ ઉતપન થઇ રહેલો હતો. આ ઉપરથી એદીલંગ તથા વાતર (જુઓ "મીથરેદેતીસ" વા૦ ૨ પા૦ ૪૫૭) એવા સારાંશ ઉપર પોતે આવી જાય છે કે, અસલી સેલટીક તથા પીલાસજીક ગ્રીકના એકમેક સાથે મીશ્રીત થવાથી તેમાંથી પાછળથી લાટીન ભાષા ઉતપન થઇ હતી; તેમજ ફારસીમાંથી જે જરમન શબદો મળી આવે છે તેનો સબબ એ છે જે, ગોથ લોકો ઇરાનની ઠેઠ પડોશમાં કાસ્પીયન સરોવર આગળ એક વેલાએ જયારે પોતે ધામો નાખી પડેલા હતા, ત્યારે તે જંગલી, ચુલબુલીઓ તથા ફતેહમંદ ટોલો, પોતાના આસપાસના પાડોશીઓના મુલકોમાં લુટફાટો કરતો ચાલતો હતો, તેથી ઈરાનબી કંઇ તેઓના સપાટામાંથી બચેલું ન હોવું જોઈયે." (જુઓ તેની જરમન. લોકોની બેહદ પુરાતન કાળની તવારીખને સફે ૫૫૦ મે) વળી "ગ્રીક લોકોની ફરહંગના ¾ ભાગના શબદોમાં ઘણાએક તયુતોનીક મુળ ધાતુઓ જે આપણી નજરે પડે છે, તે ઉપરથી પહેલી ભાષા બીજીની માવતર જેવી થતી હતી, એવાબી સારાંશ ઉપર આપણે કાંઇ આવી શકતા નથી, કેમકે આ ટયુતાનીક તાયફા જે ઉગમણુ તરફથી પ્રથમમાં પેધા પડયા હતા, તેથી તેઓ સપર પહેલા તો થરેસની ઉતરમાંજ ઘણો લાંબો વખત સુધી કાયમ મુકામ થઇ પડેલા હોવા જોઇયે; ત્યાર બાદ વધારે ઉતર તરફના દેશાવરો ભણી ચત્રાઇ તે જંગલી લોકો પોતાના પાર પડોશીઓને નાહકના સતાવા લાગયા હતા, જેથી તેઓને ત્યાંથી હાંકી કહાડયાથી, તેઓ પછી દક્ષીણ તરફની ભુમીઓમાં ઉતરી પડવા જોઇયે અને ત્યાં વારંવાર દરોરો મારી, તે ભુમીઓને તેઓ કેટલીએક વખતવેર પોતે લઇ પણ બેસવા જોઇયે; માટે જ્યારે પાછળથી તેઓ તે ભુમી છોડી ગયા, તયારે હદીઆ તરીકે પોતાની ભાષાના કેટલાએક શબદો તયાં તેઓ મેલી ગયા હતા; એમ એદીલાંગ પોતાના વીચારો જણાવી જાય છે. (જુઓ તેની મજકુર જરમનોની પુરાતન તવારીખને સફે ૩૫૨ મે) તે સાથે વલી તયુતાનીક ભાષાના શબદો કંઇ એકલદોકલ જેવી રીતે ફારસી ભાષામાં દાખલ થયલા નથી; પરંતુ તે ભાશાના મુલબંધાણુ સાથે ગોયા પેહેલે ધરથીજ આમેજ થઈ ગયેલા હોય તેમ દીસે છે, તેથી વીસમીત પામી તેની સમજણ ને વીદયારથી પોતે એમ આપે છે કે, આથમણુ પ્રાંતના સરવે લોકો માફક આ તયુતન લોકોબી અસલમાં એશીયા ખંડમાંથીજ આવયા હતા એવો દાવો પોતે કરે છે, માટે તેઓ યુરોપ ભણી ચત્રાયા તે આગમજ તેઓની મુળ ભુમી કયાં આગળ આવી હતી, તે વીશે ખાતરખાહીથી બોલવું હાલમાં બેજા તથા બહુજ મુશ્કેલ કામ છે; તો બી તે ભુમીને મધયએશયા ખંડમાં આવેલી ઇરાનની અને તીબેટની સરહદની કેથે નજદીકીમાં જો મેલી હોય તો; તે કાંઇ ઘણું ગેરમુનાસેબ જેવું ગણાશે નહીં; કેમકે તે લતા તરફના ભટકતા ટોલાં વારંવાર યુરોપ ખંડને ધુજાવી તયાં કોઇ કોઇવારતો તેઓ પોતે કાયમ મુકામ વટીક થઈ બેઠાં હતાં. માટે એક વેળાએ આ ઇરાની તથા તયુતન, સ્લેવોનીઅન, થરેસીઅન તથા સેલતીક વીગેરે તાયફાઓ એકજ ભુમી તથા ભાષામાંથી પોતે જનમ લેવા જોઇયે; પરંતુ લાંબો વખત ગુજરવાથી તથા આબોહવા અને જુદી જુદી રાહરસમો પાછળથી તેઓ પોતે અખતયાર કરી બેઠેલા હોવાથી એકમેકથી ગોયા તેઓ બહુજ ઇલાહીદા જેવા હાલમાં પડી ગયેલા છે." (જુઓ તેનો મીથરદેતીસ" વા૦ ૧લું પા૦ ૨૭૯મું) આ પ્રમાણે પોતાના મોતની થોડુંક પુરવે આ જરમન જબાનસનાશ પણ

સ્વતંત્ર રીતે પોતેબી સર વીલીયમ જોન્સ માફકજ પોતાના અભીપ્રાયો દરશાવી ગયો હતો. આંકીતલનો આ ઈંગ્રેજ હુમનબરદ જેને તે ફ્રેન્ચ બચચાને નાહેકનો પોતે પ્રથમમાં સતાવયો હતો, તે જ્યારે હીંદુસ્તાનમાં આવી કલકતાના નયાય સ્થાનપર પોતે બીરાજી ગયો હતો, ત્યારે સંસ્કીત, ફારસી, અવસ્તા વીગેરે ઉગમણુ પ્રાંતની ભાષાઓનો પોતે જાતે મુતાલો કરીને છેક ઈ૦ સ૦ ૧૭૮૬ માં એવા વીચારોપર આવયો હતો કે સંસ્કીત લાટીન, ગ્રીક તથા અસલી જરમત અને સેલતીક ભાષાઓ વચે એટલો તો નજદીકનો સંબંધ આપણા જોવામાં આવે છે કે, "તેઓ તે ભાષાઓ પ્રથમમાં એકજ મુલમાંથી પેદા પડેલી હોવી જોઈયે, કે જે મુળ ભાષા હાલ જમાના વેર કંઇ બચી શકી નથી. હવે "ડાકટર વીલસનના શબદોમાં જો બોલીએ તો" ઉગમણ તરફના વીદયારથીઓનો તે પેશરો અને શહાજાદો, " પોતાની આ મજકુર ટીપમાં ફારસી, ઇરાની કે શલેવોનીઅન ભાષાઓ વીશે જે કંઇ બોલી જતો નથી તે માત્ર હું તેની નજર ચુક તરીકે સમજું છું, માટે આ પ્રથમ માનમાંથી હું તે વીદયારથી સરદારનેબી કેવળે મુકત રાખવા માગતો નથી. પરંતુ આ સઘળી આરયન ભાષાઓનું એકમલતાપણું દેખડાવવા અને હાલની એલમની રૂઢી પ્રમાણે દાખલા દલીલો શીખે સાબેત કરવાનું પ્રથમ માન પ્રોફેસર ફ્રાનસીસ બાપને ઘટે છે, જેને હાલની "જબાન શનાસી" ના એલમનો પ્રથમમાં પોતે પાયો નાંખી દેખડાવીઓ હતો અને જે જઇફ઼ ઓલીમાં સાથે મારે બરલીન શેહેરમાં ઈ૦ સ૦ ૧૮૬૩ માં એક વેળાએ મુલાકાત વટીક થઇ હતી. (જુઓ મારી તવારીખે કદીમ ઇરાન " ના "દીબાચા " ને પા૦ ૧૮૧ મે ) તેણે ઈ૦ સ૦ ૧૮૩૩–૩૫ માં " કમપારેતીવ ગરામર " એવે નામનો માભારત ગ્રંથ પોંતે પ્રસીધ કરીઆ પછી ગોયા નવોજ એલમ યુરોપમાં જાગી ઉઠયો છે.

એ પુસ્તકમાં વયાકરણના કાયદા અને સ્વર વીદયાના જુદી જુદી આરયન ભાષાઓમાં તબદીલ થવાના કાયદા કાનુનો દરશાવી એણે સંસ્કીત, જંદ, ગ્રીક, લાટીન, લુથુનીઅન, જુની સ્લેવોનીઅન, ગોથીક તથા જરમન, ભાષાઓનો એકમેક સાથનો સંબંધ પોતે દેખડાવા આપયો છે. તયાર બાદ ઈ૦ સ૦ ૧૮૩૯ થી તે ઈ૦ સ૦ ૧૮૬૧ સુધીમાં તો તે ભાષાઓ સાથનો સેલતીક, જુની પરૂશીઅન, અલબાનીઅન તથા આરમીનીઅન જેવી બીજા આરયન ભાષાઓનો સંબંધ વટીક પણ એણે સારીકાની આપણને શુધ કરી દેખડાવયો છે. આ આરયન ભાષાઓને "ઇનદો-જરમાનીક " એવું નામ જે યુરોપના ઓલમાઓ હાલ જમાનામાં આપે છે, તે શબદ પ્રથમમાં લાપરોથે છેક ઈ૦ સ૦ ૧૮૨૩ માં અને ત્યારબાદ " એસીઆ પોલીગલોતા " એવે નામનાં તેનાં તે દફતરની બીજીવાર ઈ૦ સ૦ ૧૮૩૧ માં છપાવેણી આવરૂતીમાં પૅાતે બી વાપરેલો છે, માટે તે માન દા૦ સ્પીગલ પોતાના "એરીસ્ચ પીરીઓદ" (વા૦ ૬) માં જે પ્રોફેસર પૅાતને આપવા માગે છે તેમાં તે જરમન શાવાં ખરેખર પોતે ભુલ કરી જાય છે, એવો મારોબી આધીન અભીપ્રાય છે. ખરેખર જોશો તો પ્રોફેસર ફ્રાનસીસ બાપ હાલની જબાનશનાસીના એલમનો ગોયા પીતા જેવો છે; ત્યાર બાદ એ નવા એલમપર બીજા એક જરમન શાવાં નામે કુહુન તથા જેકબ ગ્રીમેબી પોતાનાં ઈ૦ સ૦ ૧૮૪૮ માં છપાવી પ્રસીધ કરેલા " જરમનોની તવારીખ" એવે નામના પુસ્તકમાં વધુ ખુલાસો આગલ ચત્રાવેલો છે, જેમાં તેઓને શબદ સાંધન વીદયાની નવી મદદો લેવા ફરજ પડી હતી. આથી જે કામ કે પ્રથમમાં બાપે આરંભીઉ હતું, તેને ગ્રીમ જેવા મોટા વીદવાને આખરે પોતે હાર પાડી આપયું હતું. આમ જયારે આ ઈનડો–જરમાનીક ટોલાંનાં કેટલાએક એકશાન શબદો ઉપરથી અસલમાં તે આ એકજ માબાપને પેટેનાં ફરજંદો હતાં, એકજ શાહરસમો ધરાવતા હતા, એકજ ભુમીમાં વાસો કરી પડેલાં હતાં એવું સીધ થયાથી; તે મુળ ભુમી તે કઇ હશે, તે સવાલ પર યુરોપના ઓલમાઓ પછી દોરવાઇ જાય તો, તેમાં વીસ્મીત પામવા જેવું કશું નથી. જે મુલ ભાષામાંથી આ સઘળી આરયન ભાષાઓ પેધી પડીઓ છે, તે વીશે પ્રથમમા કેટલાએક વીદયારથીઓનું મત એવું હતું કે, વેદની સંસ્કીત તેજ આ સઘલી આરયન ભાષાઓની માવતર છે. વળી અવસ્તાની ભાષાજી તેટલીજ કદીમ હોવાથી અને પવીત્રાઇ તથા અસલીપણા વીશે વધુ શ્રેષ્ટ દરજજો સંસ્કી

સ અને ધરાવતી હોવાથી કેટલાએક વીદવાનો તે દરજ્જો તે જંદની ભાષાને આપી ગયા છે. પરંતુ સર વીલીયમ જોનસનીજ તરક તે બાબદસર ખરી પડે છે; કેમકે તે એલમાએ થપર પેહલેથીજ એવો પોતાનો વીચાર જાહેર પાડયો હતો કે, જે મુળમાંથી એ સઘળી આરયન ભાષાઓ પાછળથી ઉતપન થઇ છે; તે મુળ ભાષા હવે તો હજારો વરસ થયાં, તેથી સદંતરજ ગુમ થઇ ગયેલી છે ને સંસ્કરૂત અને ઝંદ જો કે બીજી સઘળી આરયન ભાષાઓ સાથે અતલગનો સંબંધ ધરાવે છે, તોબી તે બંને માંહેલી કોઇ પણ ભાષા આ સઘલી આરયન ભાષાઓની કાંઇ માવતર તરીકે ઠરતી નથી. મારે અત્રે જણાવવું જોઇએ જે "થીઓસોફીસ્તો" તે અસલી મુળ ભાષાનું નામ "ઝંદ-ઝાર" યાને બ્રહમ ભાષા એવું નામ આપી જાય છે; પરંતુ તે બાબદ દાખલા દલીલો સાથે હવે પછી પુરવાર થવી જોઇયે; કેમકે અમસ્થો તરકજ દોડાવવો તે હાલ જમાનામાં કોઇ માની શકે તેમ નથી. ફ્રેદરીક સ્લેગલે તોબી "હીંદુ લોકોની ભાષા તથા ડહાપણ" એવે નામનો પોતાને ગ્રંથ જ્યારે ઈ૦ સ૦ ૧૮૦૮માં છપાવી પ્રગટ કરયો; તયારે તે ધુંધી વીદયારથીએ તેમાં સઘલા "ઇનદો-જરમાનીક" લોકોની અસલી દંતકથા; દેવજ્ઞાન વીદયા, તથા ધરમ આચારવીચારોની સરખામણીઓ કરી પોતાનો એવો અભીપ્રાય તેમાં બહેર પાડયો હતો કે, સંસ્કીતમાંથી આ સઘલી ઇનદો-જરમાનીક ભાષાઓ પેદી પડીઓ છે; કેમકે બ્રાંહમણ મીશનરીઓએ એસીઆ તથા યુરોપમાં પોતાના શીષયો મોકલાવી પોતાનો સુધારો તે સઘળા લતાઓપર દાખેલ કરતી વેલાએ, પોતાની ભાષાબી તે પરલોકોને તેઓ શીખવી ગયા હતા. આપરથી લીંકે "ખુદરતી વીદયાપરથી અસલી દુનયાનું પુરાતનપણું" એવે નામનો ગ્રંથ ઈ૦ સ૦ ૧૮૨૧ થી ૧૮૨૨ સુધીમાં બે ભાગોમાં બરલીન શેહેરમાં છપાવીને પ્રસીધ કરયો હતો, કે જે પુસ્તક નીકલતાંને વાર, યુરોપના એલમાઓમાં તે જમાનામાં જરા શોહાર મચી રેહો હતો. તેનો વીચાર એવો હતો કે સસ્કીત યાને જંદ ભાષા વધારે પુરાતન હોવાથી, અસલી જંદ ભાષા સંસ્કીત ભાષાની ગોયા આવતર જેવી થતી હતી અને તે સંસ્કીતમાંથી લીટીન, ગ્રીક તથા સલેવોનીઅન ભાષાઓ પછી પાછળથી ઉતપન થઇ હતી. વલી તેના વીચાર પ્રમાણે જરમન ભાષાબી ફારસી ભાષાની બેટી થતી હતી, કે જે ભાષા જંદ તથા તયુતાનીક જેવી જંગલી ભાષા સાથે અજાયબ જેવી રીતે ભેળમલેળા થવાથી ઉતપન થયેલી હતી અને તે પછી મીદીઆ અને તેની આસપાસના દેશાવરો ખાતે બોલાવા માંડી હતી. આપરથી ઈંદો-યુરોપીયન "લોકોની પ્રથમ ભુમી આપણને આરમીનીઆ, મીદીઆ, તથા જ્યારજીઆ યાને ગુરજીસ્તાનના પહાડી મુલકોમાં કેઠે શોધવી જોઇયે એવા સારાંશ ઉપર તે પોતે આવયો હતો, અને તેવોજ વીચાર આ ગઇ સદીની શરૂઆતમાં આંકીતલ, હરદર, હીરીન વગેરે બીજા વીદયારથીઓ પણ ધરાવતા હતા. અહીંઆંજ વલી એ દીલાંગના શબદોમાં જો આપણે બોલ્યે તો (જુઓ તેનો "મીથરાદેતીસ" વા. ૧ લું પા. ૫ મું) આપણાં સઘળા પાળેલાં જાનવરો તથા ફુલ ફળાદીવાળાં દરખતોનું મુળ રહેઠાણ આવેલું હતું અને ".જે સુધારા અને વધારા આપણને હાલમાં માનવી જાતોની સુખશાંતી સારૂ ગોયા મીરાશમાં મલ્યા છે, તે સઘળા આપણે અસલમાં ત્યાંથીજ સંપાદન કરી આવયા હતા." (જુઓ તેની "મીથરાદેતીસ"નુ વા. ૧ લું પા. ૨૪૩ મું.)

ત્યાર બાદ રોહેડે ઈ૦ સ૦ ૧૮૨૦માં એ બાબદસર વધારે અજવાળું "જંદ લોકોની પવીત્ર વારતા" એવે નામના પોતાના જરમન પુસ્તકમાં નાખયું હતું. એ "જંદ લોકો" માં તે અલબતાં બાખત્રીયનો, મીડીયનો તથા પારસીઓને બી ગણી જાય છે; અને કહે છે જે તેઓએ કુદરતના એકાએક ઉઠી ઉભા થયલા ભયંકર બનવોને લીધે તે અસલી બાપીકી ભુમી છોડી; સૌગદીઆના (સમરકંદ) ખાતે ઉતરી આવવાને જે ફરજ થઇ પડી હતી, તેપરથી તે બીજી ભુમીની પડોસમાં શહુન તથા જહુન નદીઓનાં મુળ આગળ આવેલા કોઇક પાહાડોમાં તે પ્રથમ ભુમી આવવી જોઇયે; કે જેના શીખરો ઉપર હનેશી બારે માસ સુધી પુષકળ બરફ બંધાઇ જલા લાગયો હતો, જેથી બેહદ થંડી ઉતપન થવાથી તે મુલક આરયનોને છોડી જવાને આખરે ફરજ થઇ પડી હતી. હવે અવસ્તા તથા સંસ્કીતની ભાષાઓ વચે એકજ માવતરતે પેટેથી અવતરેલી બે બેહેનીઓ તરીકેનો અતલગનો સંબંધ

હોવાથી, અસલી બ્રાહમણો પણ એશીયાના મધય ભાગો તરફની પાહાડી ભુમીઓમાંથી જ આવીને ઠેઠ સીધું તથા ગંગા નદીઓ વેર પાછળથી જઇને ચત્રાએલા હોવા જોઇયે. ઉતર તરફની ચીનાઇ તારતરીની ભુમીની અસલી ગરમ આબો હવામાં એકાએક એમ ફરક પડી ગયાથી, તયાંની પહાડી ઠંડી ભુમી છોડી સોગદીઆના, બાખત્રીયા તથા હાલના ઇરાનની ગરમ ભુમીઓમાં જઇને વસવાની એ "જંદ લોકોને" પાછળથી ફરજયાત થઇ પડી હતી: તેવા સારાંશ ઉર રોહોદ આખરે પછી ઉતર પડે છે. ત્યાર બાદ વીલીયમ સલેગલે ઇ૦ સ૦ ૧૮૩૪ માં "લ ઓરીજન દેજ હીનદુસ" એવે નામના પોતાના એક રેસલામાં અને ત્યરબાદ ઇ૦ સ૦ ૧૮૪૨ માં બાહેર પડેલા પોતાના "એસેજ લીતરેર એ હીસ્તોરીક" એવે નામના ગ્રંથમાં એ પ્રથમ ભુમી કાસ્પીયન સરોવર અને એસીઆના વચો વચલા ભાગોમાં આવેલા પરવતોની મધયમાં કેથે આવવી જોઇયે એવી સાબેતીઓ પોતા તરફથી રજુ કરેલી છે. પરંતુ જબાન સનાશીના એલમની સરખામણી અને ઝાડપાંનોની જુદા જુદા મુલકોમાં થયલી ગોઠવણો ઉપરથી, એ બાબદ સીધ કરવા જુલીયસ લેપરાથે ઇ૦ સ૦ ૧૮૩૦ માં પોતે સપર પહેલીવાર બીડુ ઝડપયું હતું અને "નુવો જુરનાલ આસીઆટીક" (જુઓ તેનું પા૦ ૧૧૨ મું) માં તે વીદયારથીઓ એમ સાબેત કરવા માગયું હતું, કે "બરચ" યાને ધુસ એટલે જે ભોજ પત્ર નામનું એક ઝાડ જે ફકત ઉતર તરફનાજ દેસાવરોમાં ઉગે છે, તેને સંસ્કીતમાં ભુરજ તથા રશીયનમાં પણ બીરીજ કરીને કહે છે; તેપરથી એમ પુરવાર થઈ શકે છે જે, બ્રાહમણ આરયનો હીંદુસ્તાનમાં ઠેઠ ઉતર તરફની કોઇક પ્રથમ ભુમીમાંથી આવીને પછી હાલમાં વાસો કરી પડેલા હોવા જોઈયે. પોતાના અસલી વતનમાં જે જે ઝાડો તેઓના દીઠામાં આવયાં હતાં, તેઓમાંથી ફકત આ ધુશ યાને "બરચ" નુજ ઝાડ જે, હીમાલય પરવતના દક્ષીણ તરફના ઢોલાવ આગલ ઉગી નીકલે છે, તે સીવાય બીજાં કોઇ પણ ઝાડો તેઓનાં આ નવાં વસાવેલાં સ્વસ્થાન (હીંદુસ્તાન)માં તેઓના દીઠામાં આવયાં નો હતાં. પોતાના ઇ૦ સ૦ ૧૮૩૧ માં છપાવી પ્રસીધ કરેલા "એસીઆ પોલીગલોતા" નામના પુસ્તકમાં તો લેપરાથ અહીંઆ સુધી પોતે બોલવાને હીમત કરે છે, કે નુહની રેલનીબી પુરવે ઇનદો યુરોપીયન તાયફાઓના વડીલો હીમાલય પરવતને ઓલંગાવી, તેમજ વલી કુહેકાફના પાહાડને બી પસાર કરી જઇને, હીંદના સપાટ મુલકોમાં તે રસ્તેથી તેઓ આખરે પોતે ઉતરી પડયા હતા. ત્યારબાદ પ્રોફેસર પૉતેબી આ બાબદ પોતે ઉચકી લીધી છે. તેના વીચાર પ્રમાણે બી અલબતાં ઇનડો-યુરોપીયન તાયફાઓનું અસલ વતન એશીયામાંજ કેઠે હોવું જોઈયે; કેમકે પુરવે ધરથીજ સુધારો સુરજની ચાલ પ્રમાણે ઉગમણ તરફથી તે ઠેઠ આથમણ ભણી ચાલતો અને ચત્રાતો જાય છે; માટે યુરોપીયન તાયફા એશીયા ખંડમાંથીજ યુરોપની ભુમીઓમાં પાછળથી આવીને વીખરાઇ ગયેલા છે. યુરોપ અને એશીયાની ભાષાઓ સાફ હવે સાબેત કરે છે જે, એક વેળ.એ યુરોપના લોકો, એશીઆ જેવી પોતાની માવતરના થાન આગળ બેસીને ગોથા રમતાં હતા અને તે રમત યાને અખાડાની અસલી ભુમીમાંથી, જ્યારે તેઓ મોટા થયા ત્યારે યુરોપ ભણી તેઓ ચત્રાયા હતા. તે અખાડાની ભુમીને આપણને જહુન તથા સહુન નદીઓની વચોવચમાં કેથે શોધવી જોઇયે યાને તે ભુમી હીમાલય પરવતના ઉતર તરફના ઢોળાવ આગળથી તે ઠેઠ કાસ્પીયન સરોવર આગળના મુલકોની વચોવચમાં કેથે આવવી જોઇયે; અને તયાંથીજ "ઇનદો-જરમાનીક" ટોળાંની બે શાખાએ જુદેજુદે રસ્તે પ્રથમમાં હવે ઉતરી પડી હતી. હવે એદીલાંગ માફકજ પૉત બી ઇનડો-યુરોપીયન ટોળાંઓનુ અસલ વતન એશીયા ખંડનીજ વચોવચમાંની કોઇક ભુમીમાં આવયું હતું, એવો સારાંશ આસપાસના સધળા સાધારણ સંજોગોને ધયાનમાં લઇને જેઆપી ગયો હતો, તે બીના વળી પછી લાસનેબી તયારબાદ ઉચકી લીધી હતી. તે ધુંધી વીદયારથીએ ઇ૦ સ૦ ૧૮૪૭ માં છપાવી પ્રસીધ કરેલા "ઇનદીઅન એનતી કવીતી" ( ઇંનદીસ્ચ આલતરતુમસકુનદી ) નામના પોતાના ગ્રંથમાં બીજા નવા નવા દાખલા રોહોદનાજ ઉપર જણાવેલા અસલી વીચારને વળગી રહેવા સારૂ પોતે દરશાવવા માંડયા હતા. (જુઓ તેની મજકુર ચોપડીનું વા૦ ૧ લું, પા૦ ૫૧૧ થી તે ૫૨૧ સુધી) તે કહે છે કે હીંદુસ્તાનના અસલી રહીશોના ધાટધટમ તથા રંગરૂપમાં જ્યારે આરયન બ્રા

હમલોને અંદાજ જોવા આપણે જોઇયે છઇયે, ત્યારે તો તે ઉપરથી સારાંસ એમ નીકલી શકે છે જે, આ ગોરા આરયનો હીંદુસ્થાનમાં વાયવય દીશા ભણીના મુલકોમાંથીજ પ્રથમમાં પેસવા જોઇયે. તે વીશેની બીજી સાહદત વેબરે ઇ૦ સ૦ ૧૮૫૦ માં છપાવી પ્રસીધ કરેલા પોતાના "ઇનદીશ્ચ સ્તદીજ"ના વા૦ ૧ લાને સફે ૧૬૧ મે જે દરસાવી છે તે લાસનબી પાછલથી પોતે કબુલ મંજુર રાખી જાએ છે. (જુઓ તેની "ઇનદીશ્ચ આલતરતુમસ કુનદી" ૧, ૨, પા૦ ૬૩૮ મું) અને એમ બોલે છે જે, હીંદુ આરયનો હીમાલયનાં પરવતની પેલી બોરડુની ભુમીમાંથી આવીને આખરે તે દેશમાં ધુસી ગયા હતા. આમ બોલવાની સાબેતીમાં વેબર માફક લાસન "સતપથ બ્રાહમણાં" (૧, ૮, ૧, ૧) માંથી તુહની રેલ વીશેનો એક દાખલો પોતેબી ટાંકી બતાવે છે; કેમકે હીંદુઓની તે પવીત્ર પોથીમો મનુ વીશે એમ જણાવવામાં આવેલું છે કે, "એક માછલીએ આવીને તેને પોતા સારૂ એક વહાણુ બનાવી રાખવા વીશેની આગાહી પોતે આપી હતી; કેમ કે હવેથી જગતરેલ સરવે ઠેકાણે ફેલાઇ જવાની હતી. "હવે જ્યારે દરયાનાં પાણી ચોતરફ ચહડવા માંડયા, ત્યારે મનુ પોતે પેલી કીસ્તીપર જઇને સવાર થયો. પેલી માછલી તે વહાણુ તરફ પાણીમાં તરતી તરતી આવી લાગી અને તેનાં સીંગડાં સાથે પોતાના મછવાને એક દોરડાંથી મનુએ પછી પોતે સીકડી લીધો અને આવી રીતે તે ઉતર તરફનો પરવત (હીમાલય) પોતે ઓલંગાવી ગયો હતો." ત્યાંથી હીંદુસ્થાનમાં પેસીને મનુએ પોતાનો વંશ વેલો ત્યાં પછી વધારી મેલ્યો હતો. (જુઓ વળી ઇ૦ સ૦ ૧૮૭૯ માં જીમરે "આલતીન દીસચીઝ લીબન" નામનો પ્રસીધ કરેલો ગ્રંથ પા૦ ૧૦૧ મું.)

## અવસ્તામાં જણાવેલો ઈરાન-વેજનો અસલી મુલક, જયાં આગળથી સઘળા આરીયન તાયફા પાછળથી આ પૃથ્વી ઉપર ચોમેર પથરોઇ ગયા હતા, તે ભુમી-પ્રથમમાં કયાં આવી હતી, તે વીશે જુદા જુદા યુરોપીયન ગ્રંથકારોનાં આપેલાં મતો.

એ વાયવય દીશા ભણીના મુલકને તે જહુન નદી આગલ મેલી જાય છે; જયાંથી હીંદુ આરયનો હીંદુકુશના પરવતોની આથમણુ તરફની પાસોને ઓળંગાવી, કાબુલને રસ્તેથી પંજાબમાં પોતે પેસવા જોઇયે. રોહોદનાજ આ મજકુર વીચાર સાથે લાસનબી એકમત થઇને પોતે એમ જણાવે છે જે, વંદીદાદની જણાવેલી આરયનાવેજોની પ્રથમ ભુમી સોગદીઆનાના પ્રાંતની ઉતરમાં, બીલુરતાગ તથા મસ્તાગ નામના પાહાડોની આથમણુ તરફના ઢોલાવોપરની ઠંડી પાહાડી ભુમી તરફ કેહે આવવી જોઇયે. આ બીલુસ્તાબ યાતો બોલોરતાગના પાહાડ વીશે દાનીઅલની ભુગોલની "હેનડ બુક" ને સફે ૨૩૦ મે આ પ્રમાણે હેવાલ આવેલો દીસે છે. "પામીર જેનો અરથ કે દુનયાનું છજીયું એમ થાય છે, તેની ઉંચી પાહાડી ભુમીની આથમણુ તથા વાંવયકોણુ ભણી તુરાનનો મુલક યત્રાતો ચાલે છે. અસલી નકશાઓમાં તે તરફ ઉતર અને દક્ષીણુ તરફ દોરતી પાહાડની એક સળંગની સળંગ હારને બીલુરતાગ અથવા તો બોલોરતાગ એવું નામ આપવામાં આવેલું છે, પરંતુ તેમાં કાંઇ ચુક હોવી જોઇયે; કેમકે ત્યાં એવી કોઇ પણુ પાહાડની હાર આવેલી નથી અને તે તરફ એ નામબી કેહે હાલમાં જણાયેલુંજ દીશતુ નથી. તયાં તો ફકત હાલમાં એક ૪૦૦ કીલોમીટર જેવડી ઉજડ પાહાડી પોહોળી સપાટ ભુમી આવી છે; કે જે મધય એશીયા ખંડમાં જયાં ચીનાઓની સલતનત ચાલે છે, તેઓના મુલકને એરલ તથા કાસ્પીયન સરોવરની હેઠાણુ ભુમી આથી નોખી પાડે છે અને ઉતરમાં અલાઇતાગ અને થીઆનસાનના પાહાડોની લંગારોને દક્ષીણુ ભણી આવેલી હીમાલય, મુસ્તાગ તથા હીંદુકુશનાં પાહાડોની લંગારો સાથે જોડી નાખે છે". પરંતુ માક્ષમુલર પોતાની "ઇનદીઆ" નામની ચોપડીને પા૦ ૨૬૭ ની એક નોટમાં એમ જણાવે છે જે, બોલોરતાગનાં આ પા

હાડની હસ્તી વીશે લોકો હાલમાં જે માનતા નથી તે વાતને રૉબર્ટ શા નામના એક અંગ્રેજે ફરીને હવે સજીવન કરી દેખડાવેલી; કેમકે તે એમ જણાવી જાય છે જે, કીતરલના મુલકને તયાં નાં ખીરગીશ લોકો અસલમાં એવું નામ આપી ગયા હતા."

તયાંજ ફકત ઇરાની લોકોનુંજ નહી પરંતુ તમામ ઇનદો–જરમાનીક ટોળાંઓનું પ્રથમ વતન આપણને શોધવું જોઇયે. (જુઓ તેની "ઇનદીશ્ચ આલતરતુમસ કુનદી" વા૦ ૧ પા. ૫૨૭ મું) આમ બોલવાની સાબેતીમાં લાસન તાદરછક લોકોનો એક દાખલો આપી જાય છે, કે જેઓ ફારસી ભાષા બોલે છે અને તેજ પાહડની બીજી બોરડું ભણી વસનાર ટોળાંઓમાં તે કાશગર, યારકંદ, ખોતન, અકસુ વીગેરે બીજા અસલી તયાંના રહીશોને ગણી જાય છે, કે જેઓબી ફારસીજ જબાન બોલે છે. આથી લાસેન એમ વીચારે છે જે, ત્યાંથી તેઓ પછી મધય એશી આ ખંડમાં સરવે ઠેકાણે પાછળથી પોતે ફાટી નીકલ્યાં હતાં; અને તે લોકોને ઇનદો જરમાનીક ટોલાંઓની ઇરાની શાખા તરીકે લાપરોથ પોતાની "એસીઆ પાલીગલોતા" (જુઓ પા૦ ૨૪૩) માં તથા રીતર પોતાની "એરકુનદી" માં (જુઓ વા૦ ૨ પા ૪૩૫ મું) જણાવી ગયા છે, કે જયાંની ભુગોળ વીશે રીટર પોતે તો સારી કાની વાકેફ ગાર પણ હતો. વળી એ બંને આ લમાઓનો બી પ્રથમ ધરથીજ એવો વીચાર હતો કે, આપણ સરવે આરયન ટોલાંઓની અસલી ભુમી મધય એશીયા ખંડમાંજ કેથે આવવી જોઇયે. હવે ચીનાઇ સતાઓને આ ધારે આપેલ રામુસા ઇસુની બીજી સદીમાં યુતી, યુતસીહી, યતા, સજુ, સી, સાઇ તથા બ લુ આંખ અને ભુરા બાલાવાલા યુસન જેવા તુરા ની ટોલાંઓ વીશે જે પ્રથમમાં ઇસારો કરી ગ યો હતો, તેઓ ઉગમણુ તરફથી ચત્રાતાં આ વીને ઇરાનની ઉતર તરફના મુલકો સાથે જે અથડી પડયાં હતાં, (જુઓ રીટરની"એરકુનદી" વા૦ ૨ ને વા૦ ૭ માં યુસનં તથા યુતી સ બદો વીશે સાંકલયામાં આપેલા ફકરા) માટે તે તરફના ઈરાની આરયનો ઇનદો–યુરોપીયન ટોળાંની ગોયા સઉથી છેલી શાખા જેવી હતી, કે જે મધય એશીઆમાં તે વેળાએ ચત્રાઇને તયાં પછી કાયમ મુકામ થઇ પડેલી હતી. લાપરોથ, રીતર તથા બીજા જરમન વીદવા

નો આ યતા ટોળાંને ગીતા સાથે, સીને સકા લોકો સાથે, તથા યુસનને સીયુઆઇઓ નીસ ટોળાં સાથે સરખાવવા માટે કશોબી આચકો ખાતા નથી અને તે યુસન ટોળાં ના કયુઅનમી નામના સરદારનો પોતાના તયુતન લોકોના સરદાર કુન–ઇગ સાથે મુકાબલો કરી દેખડાવે છે. ( જુઓ મજકુર "એરકુનદી" વા૦ ૨ પા૦ ૪૩૨ મું ) ગ્રીમબી તેવોજ વીચાર પોતે પણ લઇ નાઠો છે; કેમકે તેણે "જરમન ભાષા વીશે" રચેલા પોતાના પુસ્તકમાં એ ગીતા લોકોને તે ગોથ લોકો સાથે સરખા વી જાય છે. વળી તમામ શીમેટીક ટોળાંની મુળ ભુમીબી લાશન ઇરાનની ઠેઠ નઇરૃતય કો ણ તરફ કેથે મેલી જાય છે, કેમકે ઇદનનાં બાગેબેહસ્ત જેવા મુલક વીશેની હીબરૃઓની કથાઓ પ્રમાણે પણ તે દીશા તે ભુમીનેજ ગોયા બંદબેસ્તી આવે છે અને જેમ બીલુરતાગનાં પાહડો આરયન ટોળાંઓની મુળ ભુમી તરીકે જ ણાયેલા હતા, તેમજ આરારાત યાને સીનાઇનો પાહાડ(કુહે તુર) તે ગોયા સીમાટીક ટોળાની મુલ ભુમી હતી. આમ સીમાટીક તથા ઇનદો–યુરોપી યન ટોળાંઓની બે મોટી શાખા ઘણાજ કદીમ હીંગામમાં તે લતાઓ તરફ એક મેકના સંબંધમાં પ્રથમ આવવી જોઇયે, તે બીના તેઓની ભાષા ઉપરથીબી પુરવાર થઇ શકે છે; કેમકે તેઓમાં જો કે વયાકરણની તબદ દલીલોનું બંધાન જુદી જુદી તરેહનું આ પણા દીઠામાં આવે છે: તોબી ધારયા મેલે તે ભાષાઓમાં કેટલુંએક એકશાનપણું લાગે છે. ગ્રીમ જેવા વીદયારથી સરદારના આ પ્રમાણે વચે પડવાથી અને તેની તકરારોથી સા મેની પક્ષવાળાઓનાં તો મોહડાંજ હવેથી ગોયા બંધ થઇ ગયાં હતાં અને યુરોપના લોકો પ્રથમ માં એશીયાખંડમાંથી ઘણાજ કદીમ અઇ આમમાં આવયા હતા એવો વીચાર પા છો જડ ઘાલી બેઠો હતો; પરંતુ શા શા સ બબોને લીધે તેઓ એમ યુરોપ ભણી ફાટ યા હતા તે વીષે આપણે હાલમાં તો કશું જાણી શકતા નથી એમ ગ્રીમ પોતાનો અભી પ્રાય દરશાવી ગયો છે. (જુઓ તેની "જ રમન ભાષાની તવારીખ" ને સફેદ ૧૬૨ મે) પરંતુ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ બીજાં નવાં નવાં ચું થણાં એ બાબદસર વળી પડવા લાગયાં. જાણીતો દેનીસ પ્રોફેસર રાશક ત

આ હીંદુઓની જબા નસનાશીના એલમનો પાયો નાખનાર થોમસ કોલબરૂક, હવેથી સ ઘલી આરયન ભાષાના મુખ્ય શબ્દો એક ઠા કરી, તેઓપરથી અસલી આરયનોની રીત ભાતો તથા સુધારા અને વેહેવાર વણુંજેની બાબદોસર પોતા તરફથી નુકતેચીનીઓ કર વા માંડી હતી, કે જે કામ પાછળથી બોહોલા પાયા ઉપર પ્રોફેસર પૉટેબી ઉપાડી લીધું હતું. પોતાના ૧૮૩૮ ના જરમન ભાષામાં પ્ર ગટ કરેલા એક પુસ્તકના દીબાચામાં તે ધુંધી વીદારથી એમ બોલે છે જે, "તવારીખ અને જબાનસનાસીના એલમો એકમેકના ભાઇઓ જેવા અને ગોયા એકમેકની બાજુ જેવા ગો ઠીઆઓ છે; કેમકે દરેક લોકોની જીંદગીની ખું વાસ્તવીક ચરીત્ર તથા તેઓપર અવારન વાર પડેલા પુસ્કળ હાદેશાઓનું વરણન તે લોકોની ભાષાના શબ્દોપરથીજ મળી આવે છે અને જયાં દંતકથા તથા આગલી તવારી ખોના સફા તે શોધી વીશે નીરાશ થઇ પડે છે, તયાં આવા બકાત રહી ગયેલા શબ્દોજ જમાનાનો દોર તથા રાજપાટીના ઉથલપાથલ થ વા પછીબી સલામ રહી ગયેલા હોય છે. તેઓ પોતાની વરણોની અસલી ધરતી તથા ભુગોળ વીગેરે બાબદોની તવારીખ પર ગોયા નવી નવી રોશનીઓ નાંખવા મંડી જાય છે." આ મુજબ લવજોનાં ઉચાર તથા સબદ સાંધન વીદયાના તબ્દીલ થવા વીશેના કાયદા નકી કરી અને ધયાનમાં લઇને, પૉતે અને સાર બાદ બેન ફીએ હાલના એલમની રૂએ શબદ વયુતપતી વીદયા યાને એલમે નહવનો પાયો નાખી દેખ ડાવયો હતો, કે જે હાલમાં તવારીખન વીશોને બહુજ ઉપયોગી થઇ પડયો છે; કેમકે જુદી જુદી ભાષાઓમાંથી એક સરખા મળી આવ તા શબદો પરથી, અસલી જમાનાના આરયન લોકોની વેહેવાર ઉપયોગી જીંદગી કેવી હતી તેનો અચછો ચીતાર, આબેહુબ આજબી આ પણી સનમુખ ગોય તે ઉપરથી આવીને ઉ ભો રહે છે ને જે વીશે આગખે ચાલતાં લં બાણથી આગણે બોલી વટીક ચુકયા છીયે.

આજ લગભગ અરધી સદીની વાત ઉપર આરયના વેજોની અસલી ભુમી એશીયાં ખંડમાં જહુન નદીના મુસ્તાગ યાતો બીલુ રતાઘન પાહાડોના દોલાવોપર કેઠે આવી હતી, એમ હીંદુ તથા પારસીઓની અસલી તવારીખોના આધારે, યુરોપીયન આલમાઓ વાચારવા લાગયા હતા; પરંતુ આગળ કહયા પ્રમાણે જબાનશનાસીના એલમોની સરખામ ણીઓ ઉપરથી, તે બાબદને તવારીખ સંબંધી સતતાનું રૂપ આપવાનું પ્રથમ માનમો૦ એદાલફ પીકતેતનેજ ઘટે છે; કેમકે તેને છેક ઇ૦ સ૦ ૧૮૫૯માં "ઇનદો-યુરોપીયન ટોળા ઓની ઉતપતી" વીશેના છપાવીને પ્રસીધ ક રેલા સપર પહેલા જીલદમાં દાખલા દલીલો સીખે એમ પુરવાર કરવાને વેતરણ કરેલી છે કે, ઇનદો-યુરોપીયન તાયફાઓનું અસલ મુળ રહેઠાણ, પુરાતન બાખત્રીયાના મુલક આ ગળ કેઠે આપણને શોધવું જોઇએ અને જો બરોબર રીતે બોલયે તો તે અસલી ભુમી હીંદુકુશ અને બીલુરતાગના પાહાડો તથા જ હુન અને કાસ્પીયન સરોવરની વચોવચમાં આવેલા કોઇ એક ભુમી આગલથીજ આપ ણને મળી આવવી જોઇએ. તેનો વીચાર એ વો હતો જે, બીલુરતાગ તથા મુસ્તાગના પ હાડોની ઉચી ખીણોમાં ફકત હીંદુ તથા પ રસીઓનાજ નીઆગાનો જઇને પ્રથમમાં વા સો કરી બેઠા હતા ને સાંથી પછી જેમ જે મ પેલા હેઠલ વસનારા બીજા આરયન તાય ફા ચોમેર પથરાતા ગયા અને તેઓનો ર સ્તો મોકળો કરી આપતા ચાલયા, તેમ તેમ તેઓ પછી તે ખીણોમાંથી નીકળીને આસપા સની બીજી હેઠલી સરસ ભુમીઓમાં પોત પોતાનો પગપેસારો કરતા ચાલયા હતા. એ બાબદસર તે એમ તકરાર ઉઠાવે છે જે, તવારીખના અસલી હીંગામ ઉપર નજર પોહો ચાડતાં ઇનદો-યુરોપીયન તાયફા ભુગોળ ને અરથે કેમ કેમ આસપાસના દેશાવરોમાં પ્રથમમાં ચત્રાયા હતા, તે બાબદો બાખત્રીયા તથા તેની આસપાસના મુલકોની ભુગોળ સી થે ગોયા એકમળતી આવે છે, માટે ઇરાની ઓના વડીલોનું તે પ્રથમ મુકામ છથાન કો ણ ભણી છેક સોગડીઆનાના મુલકની સરહદની નજદીકમાં બીલુરતાગના પાહાડો આગળ અને હીંદુઓના પુરવજોનુ મુકામ અગની કોણ ભ ણી છેક હીંદુકુશના પાહાડોના ઢોળાવો સુધી આવવું જોઇયે. આમ પાહાડો વચે ઘેરાઇ રહયાથી, આ બંને તાયફા બીજા આરયન તા યફાઓ કરતાં લાંબો વખત સુધી એકમેકનાં સંબંધમાં પોતે રહી શકયા હતા અને એક મેક સાથે જોડાઇ રહેલા હતા. એજ બાખ ત્રીયાની સરજમીનની નઇરૂત કોણ ભણી, પી કતેત એમ વીચારે છે જે, અસલી યવન તથા રૂમીઓ (ઇતાલીયન)ના વડીલો પ્રથમમાં

મુકામ મુકામ થઈ પડેલા હતા, જયાંથી તેઓ હેરાત, ખોરાસાન તથા માઝનદાનનાં પ્રાંતો માંથી કુચ કરી જઈને; એશીઆ માઇનરના મુલકમાં પેશી, હેલેશપાનતનો દરીઆવ પસાર કરીને યુરોપમાં પછી ઘુસી ગયા હતા. વળી તેજ મુળ વતનમાં પરંતુ બહુજ આથમણુ ભણી સેલત લોકોના વડીલોથી પડી રહેલા હતા, કે જેઓ કાસ્પીયન સરોવરની દક્ષીણ તરફ પ્રદક્ષણા કરી જઇને, કુહેકાફના મુલકો તરફ પછી ફાટી નીકલયા હતા અને લાંબો વખત સુધી આઇબીરયા તથા અલબાનીઆના પ્રાંતો ખાતે પછી પોતે ધામો નાખી પડયા હતા. ત્યાંથી તેઓ આગળ ચાલતાં કુહેકાફનો પરવત ઓળંગાવી, કાળા દરીઆવની આસપાસ ઉતર ભણી ચત્રાઇને ,દાનયુબ (દાન આબ) નદી પસાર કરી યુરોપમાં પછી ભરાઇ ગયા હતા. આ વીચાર પીકતેતે કોકેસીઅન ભાષાના આઇબરીઆના પ્રાતને સ્પાનીશ ભાષામાંથી તેજ નામ આપે છે તથા આઇરીશ બોલીમાં પણ આઇવરની આ કરીને કહે છે, તેમજ કોકેસીઅન ભાષાના અલબાનીઅન શબ્દ પણ અંગ્રેજી શબ્દ આલબીયન સાથે ઉંચારમાં એકશાન ઉતરે છે, તે ઉપરથી જે બાંધયોછે, તેતો એક માત્ર અકસ્માતી સંજોગ છે, એમ કાઇપરત પોતાની "ભુગોળ"માં (જુઓ પા૦ ૮૬,૪૮૧ તથા ૫૨૮ મું) વીચારે છે. વળી તે પ્રથમ ભુમીની ઉતરમાં અસલમાં તયુતન તથા સ્લેવો-લીઠુનીઅન ટોળાંથી વસતાં હતાં કે, જેઓનો મુલકથી છેક જહુન નદી સુધી ચત્રાએલો હતો. ત્યાંથી તેઓ તુરાન (સીથીઆ)નો બોહોળો મુલક ઓલંગાવીને યુકરાઇન યાને કાળા દરીઆવના તોફાની રસ્તેથી યુરોપ ખંડમાં આખરે પેવસ થઇ ગયા હતા. આપણો આ ફ્રેંચ ગ્રંથકાર આ પ્રમાણે બાખત્રીયાની ભુમીના સાધારણ હેવાલ ઉપરથી આવો સારાંશ ઉઠાવીને પછી, એ તમાંમ ઇનડો-યુરોપીયન ટોળાંઓની ભાષા, કેળવણી, તથા તેઓની જીંદગી ભોગવવાની જુગતીઓ ઉપરથી બીજાં નવાં નવાં દ્રષટાંતો આપી, પોતાના આ મતને નીચે મુજબ વધારે ટેકો આપવાને પ્રયતનો કરવાને મંડી જાય છે. તે કારણસર તે ત્યાંની અસલી રૂતુને લગતી બાબદોને પકડી બેસી પોતે એમ બોલે છે જે, અસલી ઇન્ડો યુરોપીયન ટોળાં વરસને ત્રણ વીભાગમાં વેહેંચી નાખતાં હતાં. પેહલાં તો તેઓ શીયાલાને ગણુતા હતા, કે જે વેળાએ બરફ અને યખ બંધાય છે; ત્યાર બાદ તેઓ વસંતને અને તે પછી તેઓ હામીન યાને હુનાલાને મેલતા હતા, જે શબદનો અવસ્તાઇ મુળ ધાતુ હામ તથા સંસ્કીતમાં સામા કરીને છે. ત્યાર બાદ તે જેકબ ગ્રીમ સાથે (જુઓ તેની "જરમનનો માઇથોલોજી") એકમત થઇ તેની માફક પોતેબી એમ જણાવે છે કે, જેમ જેમ આપણે ઉતર તરફના દેશાવરો ભણી ચત્રાઇએ છીએ તેમ તેમ, તે તરફ ફકત બેજ રૂતુઓ આપણા જોવામાં આવે છે, જેવી કે શીયાળો તથા હુનાળો. તેથી ઉલટું જેમ જેમ આપણે દક્ષીણ તરફના દેશાવરો ભણી જઇએ છીએ તેમ તેમ, તયાં ત્રણ, ચાર અને છેક પાંચ રૂતુઓથી આપણી નજરે પડી શ છે, કે જેથી તયાંની આબોહવા મોતેદીલ તથા તે ભુમી કેઠે મધય વીભાગમાં આવી હોય તેમ જણાઇ આવે છે. હવે બાખત્રીયા દેશની રૂતુઓ સાથે આ બાબદો સઘળી બંદ બેસ્તી ઉતરે, છે કેમકે તે દેશ જો કે યુનાન તથા ઇટાલી જેટલાજ અક્ષાંક્ષપર આવયો છે; તોબી દરીઆની સપાટીથી તેની ઉંચાઇ વધારે હોવાથી, તયાંની આબોહવા યુરોપખંડના વચલા ભાગોની આબો હવા સાથે ગોયા એક મળતી આવે છે અને તયાં શીઆળોબી એવો સખત પડે છે કે, તેથી તયાંની જહુન નદી એક કીનારેથી તે ઠેઠ બીજા કીનારા વેર વારંવાર બંધાઇ વટીક જાય છે. (જુઓ તેના ગ્રંથનું પા૦ ૮૯-૧૦૯ સુધી. )

## અસલી ઇરાન-વેજનો સંસાર અને રાજદ્વારી સુધારો તથા ત્યાં કઇ કઇ જાતનાં દરખ્તો, અનાજો તથા ધાતુઓ મળી આવતી હતી; તે ઉપર કરેલું કટલુંએક વીવેચન.

આગળ ચાલતાં પોતાના આ વીચારના ટેકાવમાં પીકતેત વળી એમ પણ બોલે છે જે,

"ઈનદો–જરમાનીક" ટોળાંઓના અસલ દેશની નીશેષ સ્થળ વરણનમાં ટેકડી, ખીણો, નદી નાળાં વગેરે સ્થળો વીશેના જુડાબંધ શબ્દો એકમેક સાથે જે એકમળતા ઉતરે છે, તે પરથી એમ સાબેત થાય છે જે તેઓની મુળ ભુમીમાં પાહાડો તથા નદી નાળાંઓનો તો કાંઇ તોટોજ ન હતો. તે સાથે પીકતેત બીજા જબાનશનાશ વીદયાથીઓથી વેગળો પડીને પોતે એમબી માને છે જે, આ ઇનદો–યુરોપીન તાયફા એકમેકથી છુટા પડી ગયા, તે આગમજ તેઓને દરીઆવ વીશેની પણ માહેતગારી હોવી જોઇયે; કેમકે દરીઆ સારૂ લાટીનમાં મેર, આયરીશ ભાષામાં મયુર, ગોથીકમાં મેરાઈ, લીથુનીયન ભાષામાં મારેશ, તથા સંસ્કીતમાં મીરા, એવા શબ્દો મળી આવે છે. વળી તે શબ્દોને તેના મુળ ધાતુ મર સાથે તે સરખાવે છે, જેને લગતો લાટીન શબદ મોરસ યાને મરવુ કરીને થાય છે અને સંસ્કીતમાં મરૂનો માયનો બી નકામુ તથા બીયાબાન એમ જે ઉઠે છે, તે ઉપરથી મલકાઇને તે પોતે એવા ખયાલ પર આવી જાય છે જે, તે તેદરીઓ તે કાસ્પીયનનો સરોવર હોવો જોઇયે! કેમકે તે સરોવર બાખત્રીયાની ફળવંત મુળ ભુમીથી દુર આવયાથી અને તે બંને દરીયાઓ વચે લાંબા લાંબા રેતાલ જંગલો આવયાથી, તે અસલી લોકો તે સરોવરને નકામો કરીનેજો સમજે તો તેમાં કશું નવાઇ જેવું આપણુને લાગવુંજ ન જોઇયે. પોતાના અસલ ઘરથી ધારી રાખેલા આ મજકુર સીધાંતના ટેકાવમાં, ત્યારબાદ એ ફરાનસીસ આલેમ કુદરતના ત્રણ મોટા વીભાગો જેવા કે પરાણી, ધાતુ તથા વનસ્પતી જાતીઓને પોતાની સાહયાતાએ બોલાવે છે અને તે આ પરથી પોતે એમ સાર કાહડવા માગે છે જે તે પુરાતન લોકો સોનું, રૂપુ, લોહોડું, ત્રાંબુ અને વળી કલાઇ તથા સીસા જેવી ધાતુઓથીબી પોતે વાકેફગાર હતા, માટે ઇનદો–જરમાનીક ટોળાંની તે મુળભુમીમાં તે ધાતુઓની ખાણો ઉભાઇ તો જવીજ જોઇયે અને તયાં ઘણા સરખા પાહાડો વટીકબી આવવા જોઈયે. આથી* જબાનસનાશી વીદયાઓની સરખામણીઓ ઉપરથી એ બાખત્રીયાનીજ ભુમી આ ઇનદો–જરમાનીક ટોળાઓની ગોયા મુળ ભુમી કરીને થઉ છે; કેમકે જહુન નદીના પ્રવાહોથી ત્યાં સોનાની કરચો ઘસડાઇ આવતી હતી એટલુંજ નહીં; પરંતુ હીંદુકુસ તથા બીલુરતાગના પહાડો ઉપર તો તરેહ તરેહવાર આ મજકુર ધાતીઓની ખાણોની ખાણોજ ગોયા ઉભાઇ જતી હતી. (જુઓ તેના ગ્રંથનું પા૦ ૧૪૯ થી ૧૮૭ સુધી) જોકે વનસ્પતી જાતીઓમાં જે જંગલી દરખતનુ નામ અસલમાં જોવામાં આવે છે, તે તો ફકત બરચ યાને ઘુશ એટલે ભોજપત્ર નામનોજ રોપો છે; કેમકે સંસ્કીતમાં તેને ભુરજ તથા રશયન બોલીમાં બીરીજા કરીને કહે છે, તોબી લાકડુ, ઝાડ તથા ઝાડીઓ સારૂ જે એકશાન શબ્દો તે સઘળી ભાષાઓમાંથી મળી આવે છે, તે પરથી એમ પુરવાર થઇ શકે છે જે, "ઇનદો–જરમાનીક" ટોળાંઓનું અસલ મેથક ઝાડપાનોથી કાંઇ ખાલી ન હોતું, પરંતુ ત્યાં ઝાડપાનોના ગોયા બીયાબાનોનાં બીયાબાનોજ ઉભાઇ જતાં હતાં. (જુઓ તેના ગ્રંથનું પા૦ ૧૮૮ થી ૨૩૭ સું) વળી એ સઘળી "ઇનદો–જરમાનીક" ભાષાઓ માંહેલી તયુતાનીક શાખામાં આપફલ; લીથુનીઅન ભાષામાં ઓબાઉલાસ, લાટીનમાં યુબાલ કરીને મેવા સારૂ જે શબ્દો આવયા છે, તે સઘળા શબ્દો સંસકૃત શબદ ફલ સાથે એકમળતા જે ઉતરે છે, તે પરથી પીકતેત વળી એવો સાર પોતે ખેંચી કહાડવા માગે છે જે, ઇનદો–જરમાનીક ટોળાંઓના મુળ જમાનામાં તેઓ ફુલફળાદીના રોપાઓમાં આપલ, પેર, બોર તથા દ્રાક્ષનાં ઝાડો ખીલવી કહાડવાના હુનરથીબી પોતે સારીકાની વાકેફગાર હતા. નામીચો ઝાડપાન વી વીદયારથી મો૦ દીકાનદોલ પોતાની "વનસ્પતી વીદયાની ભુગોળ"માં બાખત્રીયાની આ સરજમીનને ફુલફળાદીઓના તથા દ્રાક્ષના રોપાઓનું અસલ મથક કરીને જણાવી જાય છે, તેમજ કવીનટસ કરસ્યુસબી બાખત્રીયાની ભુમીની દરાક્ષો તથા ત્યાંહાનાં ફુલફળાદીઓનાં ઝાડોની બહુજ તારીફ પોતે ગાઇ ગયો છે અને તયાં તેવા રોપાઓની ઉતપતીબી પુષકળ થતી હતી એમ તે જે જણાવે છે, તે હેવાલ સાથે બલખ તથા બોખારાની ભુમીઓ વીશેના આપેલા હેવાલોમાં હાલના મુસાફરો વટીક જે એકમળતા ઉતરે છે, તેથી પોતાના અસલલી સીધાંતને ઓર ઉલટી વધારે મજબુતી મલે છે એમ મો૦ પીકતેત હરખાઈ જઇને પોતે જણાવે છે. (જુઓ તેનાં ગ્રંથનું પા૦ ૨૩૭ થી ૨૫૭મું) તે પછી તે વીદારથી અનાજના રોપાઓની પોતે

સરખામણી કરી દેખડાવે છે અને ઘઉં તથા જવ વીશેના એકસાન શબ્દો, જે તમામ આરયન ભાષાઓમાંથી મળી આવે છે અને દીકાન દોલ જે એમ વરણવે છે કે, તે જાતનો અનાજ ખુદરતથીજ ગોયા બાખત્રીઆની ભુમીની જ મીરાશ છે ને જે માહેલી ઘઉંની પેદાયશ કે મધય એશીયા ખંડની પાહાડી લંગારો થી તે ઠેઠ રૂમના દરીઆવ વેર જેમ ઉભાઈ જાય છે; તેમજ બાજરાની ઉતપતી કુહેકાફની દક્ષીણે કયાશપીયન સરોવરના કીનારાઓ આગળથી તે હેઠ ઇરાનની સરહદ વેર થાય છે; માટે તે પરથી મો૦ પીકતેત પોતે એવા અભીપ્રાયપર આવી જાય છે કે, ઇનદો–યુરોપીયન" ટોળાં એકમેકથી છુટાં પડી ગયાં, તે પુરવે પોતાની આ અસલી બાખત્રીઆની ભુમીમાં તેવી જાતનાં અનાજોની તેઓ પોતે વાવણીઓ વટીક કરી જાણતા હતા. ( જુઓ તેનો ગ્રંથ પા૦ ૨૫૭ થી ૩૨૭ સુધી ) આ પ્રમાણે જમાદાત તથા નબાતાત યાને ધાતુ તથા વનસ્પતી જાતીઓની મદદ લીધા બાદ, છેલે સરવાળે તે હેવાનાત યાને જીવ જાતીઓની સરખામણી કરવાપર પોતાની કલમને કસી દેખડાવે છે અને તે વીશે લંબાણથી પોતે હેવાલ દરશાવે છે. તે કહે છે જે બાલાબીછ, વરૂ, કોહેલાં, ભુંડ, સસલાં, શઘુર ( બાદજર), અબાબીલ યાને વતવાત (મારતીન), જંગલી વાસ માંરતી બીલાડી, નોળીઓ, વાંદર, ખારપુસટ (ઝાડી ડુકર) વીગેરે જાનવરો, બોખારા અને તેની આસપાસની ભુમીઓમાંથી અદયાપી જે મળી આવે છે; તેઓનાં નામો પણ ઇનદો–યુરોપીયન તાયફાઓની અસલી ભાષામાંથી હાથ લાગી શકે છે. વળી બબ્બર અને વાઘનું નામ લાટીનમાં લીઓ તથા બીજી ઇનદો–યુરોપીયન ભાષાઓમાંથી બી મળી શકે છે તથા સોગદીઆના પ્રાંત ખાતે તે જાતનાં જાનવરો મળી શકતાં હતાં, એમ કવીનતસ કરસીઉસ બી (જુઓ તેનો ચો૦ ૮,૨) જે જણાવી ગયો છે; તે પરથી તે જાનવરો પણ અસલી ઇનદો–યુરોપીયન ટોળાંઓને માલુમ હતાં, એવો એકદમ તે પોતે ભુસકો મારીદીએ છે. પરંતુ જો બરોબર જોશો તો તે વાતને હાલની જબાનશનાસીના એલમથી કશો પણ ટેકો મળી શકતો નથી; કેમકે તે જાનવરો તથા ઉંટ વાશેના શબ્દો પાછળથી પોતપોતાની ભાષાઓમાં યુરોપના આરયન તાયફાઓએ સીમાંટીક ટોળાંના નામો ઉપરથીજ દાખેલ કરેલા છે એમ હાલની જબાનસનાશીનો એલમ આપણને શીખવે છે. ( જુઓ શરેદરની "આનતીકવીતી ઓફ આરયન પીપલ" ને સફે ૧૮ મે ) હવે કામીલુસ એવા સીમેટીક શબ્દ ઉપરથીજ કેમલ (ઉંટ) એવો અંગ્રેજી શબદ અશલમાં નીકળેલો છે ને તે જાનવર યુરોપમાં તો કેઠે આગલા વખતમાં માલુમજ નહતું. તેમજ વળી અસલી "ઇંનદો-જરમાનીક" તાયફાઓના જમાનામાં જે ઝાડપાનના નાના છોડવા કે તેઓને માલુમ હતા, તે સઘળા રોપા જે ઠેકાણે કે હવા મોતેદીલ હોય છે, તયાંજ ઉગી શકે તેવા છે; માટે તેઓ બાખત્રીયાનીજ સરજમીન સાથેજ ગોયા બંધ બેસતા ઉતરી શકે છે અને પાળેલાં જાનવરોમાં ફકત જંગલી બીલાડા તથા ગધેડાં સીવાય, ઉપર જણાવેલાં સઘળાં પ્રાણીઓ તે તાયફા એકમેકથી છુટા પડી ગયા તે પુરવે પોતાના આ બાપીકા બાખત્રીયાના વતનમાં તેઓને માલુમ હતાં; એવો એકદમ મો૦ પીકતેત ઉતાવળો થઇને યાહોમ ભુસકો પોતે મારી દીએ છે અને કેટલીએક બાબદોને તો તે પોતે પોતાની બેહદ હોંસને લીધે ખરેખરજ ગઠલમઠલ વટીક કરી નાખે છે. પરંતુ તે વીશે જો અત્રે હાલના એલમોની શોધો મુજબ બારીકીથી વીવેચન કરયુ હોય તો લંબાણુ બહુજ થઇ જાય છે, માટે મો૦ પીકતેતને હવેથી પડતો મેલી, બીજા યુરોપયન વીદ્યારથીઓ, એ બાબદસર શું શું શોધો કરી ગયા છે, તેનો સારાંસ બી જરા નાચે વળી ટપકાવી દેખડાવીએ.

પીકતેત પછી એ રમણય બાબદને યુસ્તીએ ઉચકી લીધી હતી અને એ બાબદસર "ઇનદો–યુરોપીયન તાયફાઓને સપર પહેલો જમાનો" એવે નામનો ગ્રંથ પોતે જરમન ભાષામાં બાહેર પાડયો હતો. તેની તકરારનો ભાવાર્થ પણ પીકતેતનીજ તકરારો સાથે ગોયા બરોબર બેસતો ઉતરે છે; પરંતુ તે ગ્રંથ રચતી વેળા તેને તેની ગોઠવણી અનુક્રમોમાં આપેલી હોવાથી, સમજણમાં તે સેહેલથી ઉતરી શકે છે, કેમકે પ્રથમમાં તો તે તેઓની સાદી વેહેવારૂ જીંદગાનીનો ચીતાર આપી, ભાષાસાસ્ત્રને આધારે તેઓનું અસલી રેહેઠાંણ ગોયા બાગે બેહેસ્ત જેવું હતું, એવા સારાંશપર પછી પોતે આવી જાય છે અને તેઓમાં સાં મારામારી તથા ફાટફુટ જેવું

કશું હતું નહી તથા સુલેહ સંપળથી એકમેક સાથે તે મુળ ભુમીમાં તેઓ સદાકાળ વસયા જતા હતા, એમ તે જણાંવી જએ છે. તે પછી એજ બાબદ સ્લાઇસરે પોતાના "જરમન ભાષાપર" રચેલાં પુસ્તકમાં ઇ૦ સ૦ ૧૮૬૦ માં હાથ ધરી હતી. તેનું કહેવું એવું છે કે "સ્લેવો-લાતો,-જરમન" શાખા અસલી મુળ બોલીથી સપર પહેલાં નોખી પડી ગઇ હતી; પરંતુ તે અસલી બોલી "હીંદુ-ઇરાની તથા ગ્રીકો-ઇટાલો-સેલટીક" એવી બે શાખાઓમાં તો છેક પાછળથી વેહેંચાઇ ગઇ હતી. માટે અસલી જમાનાની શોધ ખોલો કરતી વેળા; આપણને એવા શબદોને વજન આપવું જોઇએ, કે જેઓ તે ત્રણે શાખાઓમાંથી એકશાન રીતે મળી આવતા હોય. જો તેમ ન બની શકતું હોય તો, તેઓ "સ્લેવો-લાતો-જરમન" તથા "હીંદુ-ઇરાની" જેવી બે શાખાઓમાંથી બી તો એકશાન મલી શકવાજ જોઇયે. યુરોપનો વીસ્તાર નાનો હોવાથી, ત્યાંની ભાષાઓના એકશાન મલી આવતા શબદોપર આપણને સદંતરજ આધાર બાંધવો જોઇતો નથી; કેમકે તેવા શબદો એકમેકમાં પાછળથીબી દાખલ થઇ શકયા હોય તો તે વાતબી માંની શકાય તેવી છે. સ્લાઇસરનો વળી એવો પણ અભીપ્રાય હતો જે, જો એકશાન શબદો નહી પણ મળી આવે તો, તેપરથી બી તે પુરાતન લોકોના અસલી સુધારા વીશેની શોધ ખોલો કરતી વેલા ગોયા નનનો વાસવો, તેબી કાંઇ ડહાપણ ભરેલુ કામ કહેવાય નહીં; કેમકે હજારો વરસોના અરસામાં ઘણાએક શબદો વખતે ગેપ પણ થઇ ગયા હોય, ઘણાએકો, ફકત એકજ ભાષામાં સહીસલામત બચી શકયા હોય, કે જેથી પોતાનો અસલી દેખાવ સાબેત કરવાને તેઓ સામરથવાન વખતે નહીબી હોય તો, તે વાતબી આપણા માનવામાં આવે તેવી છે, માંટે તેઓના અસલી સુધારા વીશેનો ચીતાર આપતી વેળાએ, કેટલીએક બીનાઓ તેઓને વખતે નહીં પણ લાગુ પડી શકી હોય, જેથી સેહેલો અને સુતરો રસ્તો તો એ છે જે, આપણા અસલી પુરવજોને એકદમ ઠેઠ ઉચે દરજજેબી પોહોંચાડી દેવા જોઇએ નહીં; કેમકે તેઓમાં કેટલાએક સુધારા તો એવાબી વખતે હશે કે જે વીશે, હાલમાં આપણે કશું પણ જાણી શકતાજ નથી અને તે જાણવાને કેવળે આપણે અશકત પણ છીયે." (જુઓ તેના મજકુર પુસ્તકનું પા૦ ૪૦૪ મું) સારાંશ એ છે જે આપણાં અસલી પુરવજો ગંઠી, હેલ, સુનુ રૂપું વીગેરે ધાતુઓ વાપરી જાણતા હતા, એમ પીકટેલ જે ચીતાર દરસાવે છે, તે બીના સ્લાઇસર માનવાને હવેથી આનાકાની કરે છે અને તેટલો બધો સુધારો તે લોકોમાં પેવસ્ત થયલોજ નહતો એવો તે પોતાનો અભીપરાએ જણાવી જાએ છે. ત્યારબાદ એ દકરારનાં ૫ જારમાં આપણે ફીક, મેક્ષમુલર, વીતની તથા બેનફીનાં નામો વાંચયે છીયે, કે જેઓ એબી એ બાબદસર પોતે નવા નવા ગ્રંથો બાહેર પાડયા છે. એઓમાં ફીકનું નામ એટલાજ સબબ ઉપરથી આપણે અત્રે દાખલ કરવું પડે છે, કે તેને "અસલી ઇનદો-જરમાનીક ભાષાઓ" ઉપર એક મોટો કોષ પ્રથમ માં રચયો હતો, કે જે બેનફીને પાછળથી બહુજ ઉપયોગી થઇ પડયો હતો. મેક્ષમુલરે ઇ૦ સ૦ ૧૮૬૯ માં "જબાનશનાસી વીદયાઓની સરખામણીઓપર" વળી એક મોટો રેસાલો જરમન ભાષામાં પોતે પ્રસીધ કરયો હતો ને જેનો તરજુમો કે અંગ્રેજીમાં વટીક થયલો છે. તેમાં તે ધુંધી વીદયારથીબી સ્લાઇસરના મજકુર વીચારો સાથે એકમત થઇને પોતે એમ જણાવે છે જે, "રોમની દરેક જુદી જુદી ભાષાઓમાં ચોકસ વસ્તુઓ સારૂ જુદાં જુદાં નામો જે જોવામાં આવે છે, તે પરથી એમ તો કંઇ કહેવાઇ શકાતું નથી, કે રોમન લોકોના અસલી પુરવજોમાં તે વસ્તુઓ કેવલે જણાએલીઓજ નહતી; કેમકે કાગજો રૂમમાં તો સારીકાની જણાએલાં હોવા છતાંબી, ઇટાલીયન બોલીમાં તે જણસને "કારતાત" તથા ફ્રેનચમાં "પાપીઅર" કરીને કહે છે; (જુઓ તેના "સીલેકટ એસેજો" વા૦ ૧પા૦ ૩૨૦ મું) ક્રે-જે બંને શબદોના ઉચચારોમાં બહુજ હેરફેર આપણને તરતજ માલુમ પડી આવે છે. એક તરફથી મેક્ષમુલર સ્લાઇસરની મજકુર નકાર સુચક સાબેતીઓ (નેગેટીવ પરૂફસ) ને પોતે કબુલ મંજાર રાખે છે, તો બીજી તરફથી જો કામ પડે છે તો તેઓને પોતાના ઉપયોગમાં વટીક લાવે છે. દાખલા તરીકે દરીઆવ સારૂ સઘળી ઈનદો-જરમાનીક ભ

ષાઓમાં જુદા જુદા શબ્દો આવયા છે, તે પરથી આપણા અસલી પુરવજોને દરીઓ કે વલે માલુમજ ન હતો, એમ તે ધુંધી વીદયારથી વીચારે છે ને તેવો વીચાર પ્રોફેસર વીતની વટીક પોતા તરફથી પણ દરશાવી ગયો છે; (જુઓ તેનો ઇ૦ સ૦ ૧૮૬૭ માં "ભાષા તથા તેઓનો અભાયાસ" એવે નામનો પ્રસીધ કરેલો અંગ્રેજી ગ્રંથ) અને કહે છે જે, ઇનદો જરમાનીક ટોળાંના અસલી પુરવજો જે અસલ દેશમાં વસતા હતા, તે દેશ દરીઆના કીનારાથી બહુજ કેથે છેટે આવેલો હોવો જોઈએ. તેમજ સઘળી ઇનદો-યુરોપીયન ભાષાઓમાંથી હજાર સારૂ એકજ તરેહનો શબ્દ મળી આવતો નથી, જેથી મેક્ષમુલર પેલી નકાર સુચક સાબેતીઓજ પ્રમાણે, એવા સારાંશ ઉપર પોતે આવી જાય છે જે, તેઓ અસલમાં છુટા પડી ગયા, તે પુરવે તેઓને હજારનો અંક માલુમજ ન હતો; ને જે મત સાથે યુસ્તી પણ પોતે પાછલથી હમશરીક થાય છે. પરંતુ બેનફી જરા સંભાળથી તે વીશે પોતાનો એવો અભીપ્રાય દરસાવે છે જે, "સઘળાં તરેહ તરેહવાર આપણા ધીયાનમાં ઉતરી શકે તેવાં નામોમાં હજારનુંજ નામ અદયપી બચી શકયું છે અને બીજા નામોને ગોયા તેને વીસરજન કરાવી મેલયાં છે", માટે એકદમ આપણને તેવા સારાંસ ઉપર આવી જવું ન જોઇયે. એ વીશે વધુ વીવેચન આગળ ચાલતાં આપણે કરી ચુકયા છાયે માટે, અત્રે હવે ફરીને તે પર લંબાણ કરના હું દરૂસ્ત વીચારતો નથી. આરયનોના પુરવજોનો અસલી જમાનાનો સુધારો સાબેત કરતી વેલાએ, સંસ્કીતની મદદ લેવીજ જોઇયે એવો કાંઇ અભીપ્રાય મેક્ષમુલર જોકે પોતા તરફથી તો દરશાવી જતોજ નથી; તોબી તે આ વાત તો પોતે કબુલ મંજુર રાખે છે કે, ઇનદો-યુરોપીયન તાયફા અસલી જમાનામાં હોલ તથા ઘંટી જેવી ચીજો પોતે વાપરી જાણતા હતા. જોકે સુવરણને સંસ્કીતમાં હીરાનંય, ગ્રીકમાં ચરૂદોશ, સ્લેવાનીઅન ભાષામાં ઝલાતો તથા ગોથીકમાં ગલવ કરને કહે છે, તોબી તેવા હેરફેર શબ્દો છતાંબી, મેક્ષમુલર એવો સાર કહાડે છે જે, અસલી જમાનામાં સોનું આપણા અસલી પુરવજોને માલુમજ હતું. મેક્ષમુલરથી વીરૂધ જઇને ફીક તો પોતાનો એવો અભીપ્રાય દરશાવે છે કે, હરેક શબ્દને અસલી ઇનદો-જરમાનીક કોષમાં દાખેલ કરતી વેલાએ, તે શબ્દ સંસ્કૃત સાથે તો મલતોજ આવવો જોઇએ અને સંસ્કીત ભાષાની તે વેળાએ ગરજજ પડે છે. વળી આપરા યાને બાલાબીછ, પીસ્ક યાને માછી, પલીનતા યાને બકરો, ભગ યાને ઝાડ તથા તેપરનો ખાવા લાયક મેવો, એવા એવા કેટલાએક શબ્દો જોકે ઉચારમાં [illegible] તથા તદનજ જુદા છે, તોબી યુરોપની [illegible]એક ભાષાઓમાંથી તેઓના એકશાન [illegible] મલી આવે છે, તે પરથી તે ચીજોને અસલી આરયનોની મતા કરીને મેક્ષમુલર સ્વીકારવાને પોતે કંઈબી ડરતો નથી. તેમજ વળી કોઇક શબ્દો જેઓ ફકત એક કે બેજ યુરોપની ભાષાઓ સાથે એક મલતા આવતા હોય; પરંતુ તેજ પ્રમાણે તેઓ સંસ્કીતમાંથી પણ મલી આવતા હોય તો, તેઓનેબી ફીક પોતાની આરયનોની અસલી કોષમાં દાખલ કરી જાય છે. વળી ફકત મુલ શબ્દપરજ આગલા જમાનશનાશ વીદયારથીઓ જે લક્ષ આપતા આવયા હતા, તેથીબી વીરૂધ જઇને તે વીદયારથી તથા બે નહીં જે શબ્દોના પ્રસયો હેરફેર હોય તોબી, તેઓને અસલી આરયનોની મતા તરીકે ગણી જાય છે; જેમકે વત એવા મુલ શબ્દના ત્રણ તરેહના પ્રસયો જોવામાં આવે છે, જેવા કે વત, વતાસ તથા વતાસરા, તોબી તેને અસલી આરયનોની મીરાશ કરીને તેઓ કબુલ મંજુર રાખે છે અને તેપરથી એવો સારાંસ તેઓ ઉઠાડવા માગે છે જે, અસલી આરયનો દર વરસને વીભાગોમાં વેહેંચી નાંખવાની બીનાથી પણ સારીકાની પોતે વાકેફગાર હતા. વળી અસલી ઇનદો-યુરોપીયન તાયફાના સુધારા વીશે બોલતાં, મેક્ષમુલર એમબી કહે છે જે, એકમેકથી છુટા પડી ગયા તે પુરવે, લાંબો વખત સુધી પોતાની મુળ ભુમીમાં તેઓ બહુજ સુલેહ સંપજથી વસ્તા હતા; જેથી "લાટીન તથા ગ્રીકમાંજ નહીં, પરંતુ સરવે આરયન ભાષાઓમાં સુલેહ સંપજ સારૂ એકશાન શબ્દો જોવામાં આવે છે અને લડાઇ વીશેના શબ્દો તેઓમાં ઘણાજ હેરફેર જોવામાં આવે છે. તેમજ પાળેલાં જાનવરો સારૂ પણ વેલાત તથા હીંદુસ્થાનમાં બી એકશાન શબ્દોજ આપણને હાથ લાગે છે, પરંતુ લાટીન કે ગ્રીક તથા બજી આરયન ભાષાઓમાં જંગલી તથા વેહેશી જાનવરો સારૂ તો અકસ

ર કરીને જુદી જુદી તરેહનાજ શબદો આપ
ણી દ્રષટીએ પડે છે." (જુઓ તેના ચુંટી
કહાડેલા રસાલા વા૦ ૧ ને પા૦ ૩૪૩
મું) એ પાળેલાં જાનવરોમાં પ્રોફેસર વીતની
ઘોડા, બલદ, મેંઢાં, બકરાં, ડુકર તથા કુતરા
એને ગણી જાય છે. કે જેઓમા બેનફી વળી
બતક તથા હંસોનેબી પોતા તરફથી ઉમેરો
કરે છે. અનાજમાં તેઓ બેનફી તથા વીત
નીના સાબેત કરી આપયા પ્રમાણે, ઘઉં તથા
બાજરીનીજ વાવણીઓ કરી જાણતા હતા તથા
ઘેરબારો બનાવીને વસવાનું તથા કીલેબંદી કર
વાનું કામ પણ પોતે સારી બની સમજતા
હતા; કેમકે સંસ્કીતમાં શહેરને પુરા તથા
ગ્રીકમાં પોલીસ કરીને કેહે છે. ધાતુઓ વીશે
તો એ ઘણાં ખરાં વીદયારથીઓ એકમત થતા
નથી. સપર પહેલાં તો મેક્ષમુલરનો વીચા
ર એવો હતો, કે તેઓ લોહોડુ પણ વાપ
રી જાણતા હતા, પરંતુ પાછળથી તે વીચાર
તેણે ફેરવયો હતો અને તેમ કરતી વેળા તે
ને કેટલાએક નવા પુરાવા પોતાના "સાયનસ
ઓફ લેંગવેજનાં લેકચરો" ાં આપયા છે. (જુ
ઓ તેની બીજી અંગ્રેજી આવરતી પા૦ ૨૧૮મું)
વળી સંસકીતમાં લોહોડાં સારૂ આયસ, લાટી
નમાં આઇસ તથા ગોથીકમાં આઇઝ કરીને
જે શબદો આવયા છે, તેપરથી બેનફી ત્રણ
તરેહના સારાંશ ઉપર પોતે આવી જાય છે.
સપર પહેલાં તો તે એમ જણાવે છે જે, એ
સબદનો અર્થ અસલમાં કાંસું કરીને થતો હ
શા; ત્યાર બાદ તે શબદ ધાતુ માત્રને તે પો
તે લાગુ પાડે છે અને છેવટે વળી પોતે એમ
બી કબુલ કરે છે કે, તેનો માયનો કાંસુ યા
તો લોહોડું કરીને પણ થાય છે; અને પોતા
તરફથી પછી તે વીશે ખાત્રી પુરવક રીતે એ
મ બોલે છે જે "સંસ્કીત તથા બીજી ઇનદો-યુ
રોપીયન ભાષાઓપરથી આ છેલા સારાંશપર
મને આવયા વીના ચાલતું નથી, કેમકે તેમાં
મને હેરફેર જેવું કશું માલમ પડતું જ નથી."
તોબી વીતની એ બાબદસર જરા સંભાળ રા
ખીને પોતાનો એવો અભીપ્રાય દરશાવે છે જે,
"અસલી આરયનોમાં બેશક ચોકસ ધાતુઓ
તો માલુમ હોવીજ જોઇયે, પરંતુ તેમાં લોહો
ડાંનેબી આપણે દાખેલ કરયે કે નહી, તે બા
બદ જરા આપણને શક ભરેલી લાગે છે."
હવે બેટીને અસલી આરયનો ગાયા લારથી યુસ્તી
તથા મેક્ષમુલરના સાબેત કરી આપયા પ્રમા
ણે સુતા યાને જણેત્રી, કે ફીલીયા ય

ને ધાવનારી કરીને નહી; પરંતુ દુહીતર યાને
દુધની દોહનારી એવે નામથી પોતે હાક મા
રતા હતા, જે પરથી અસલી આરયનો ભરવા
ડનો પેશોબી પોતે સારી કાની પોતાના અસ
લી વતનમાં કરી જાણવા જોઇએ; (જુઓ
મુલરના ચુંટી કહાડેલા રીસાલા વા૦ ૧ પા૦
૩૨૪ મું) એમ બી પુરવાર થઇ શકે છે. દુધ
તર શબદને દુહ એવા સંસ્કીત મુલમાંથી શો
ધી કહાડવાનું પ્રથમ માન જોસફ ગ્રીમને ઘટે છે;
કેમકે સંસ્કીતમાં દુહીતરનો અર્થ દુધવાલી
કરીને થાય છે; તેમજ લાટીનમાં મુલીઅર, મુ
લગેર તથા ફેમીના એવા સબદો છોકરી સારૂ
જે વપરાય છે, તે ફામ યા તો ફેમ શબદોનો
અસલ અરથબી દુધ કરીનેજ થતો હતો. (જુ
ઓ તેનો "જરમન ભાષા" ઉપરરચેલો ગ્રં
થ પા૦ ૧૦૦૧મું) વળી મેક્ષમુલર એમ પ
ણ પોતે સાબેત કરે છે જે, તેઓ ઘેર સંસા
રમાંબી કુશળ હોવા જોઇયે અને વેશવાત કરવા
અને કરાવવા વીશેબી પોતે સારી કાની ખ
બરદાર હોવા જોઇયે; કેમકે સસરાને સંસ્કીતમાં
સવાસુરા, ગ્રીકમાં એકુરોસ તથા લાટીનમાં સો
સર કરીને કહે છે; તેમજ વહુને સંસ્કીતમાં સુ
નશા, ગ્રીકમાં ન્યુનોસ તથા લાટીનમાં નુરુસ કરી
ને કહે છે, કે જેવા શબદો જંગલી ટોલાંઓ તો
કદી પણ વાપરી જાણતાંજ નથી અને તેઓ
માં તેવા શબદો છેજ નહીં; પરંતુ એ વીચાર
માં બેનફી પોતાં તરફથી વધ એવો પણ
ઉમેરો કરે છે (જુઓ તેની ચોપડીના દીબા
ચાનું પા૦ ૮ મું) કે તે અસલી લોકો એકજ
બઇરી સાથે પરણતા હતા, કેમકે ઘેર ધણીઆણી
સારૂ સંસ્કીતમાં પતની તથા ગ્રીકમાં પોતનીઆ
તથા ઘેરધણી સારૂ સંસ્કીતમાં પતી તથા ગ્રી
કમાં પોસીસ કરીને શબદો આવેલા છે. વળી ઘ
ણીએક જાતના હુંનરોબી તેઓને માલુમ હતા
એમ બેનફી તથા વીતની વીચારે છે. "તેઓ
હથીઆરો વાપરી જાણતા હતા ને અકસર
કરીને તીરો પોતાના કામમા લાવતા હતા,
તેઓ રંગવાનો હુનર જાણતા હતા અને
બેતો બનાવી શકતા હતા; ગાડાં, બોટો
અને હલેસાંઓ પોતે કરી જાણતા હતા,
કાંતીને પોતાનાં વસ્ત્રો અને કમરબંદો બનાવી
શકતા હતા અને વલી વખતને તેઓ
વરસ તથા મહીનાઓમાં બી પોતે વેહેચી શક
તા હતા" એમ બેનફી વીચારે છે. વીતની
કહે છે જે "વણવાનો હુંનર તેઓ સારીકા
ની સમજતા હતા અને તે કારણસર પોતે

ઉન, તાગ તથા કદાચને શણ પણ વાપરી જાણતા હતા. જેમ અસલી લોકોમાં સાધારણ હોય છે તેમ, લડતી વેળા તથા પોતાનાં બચાવો કરતી વેળા, હથીયારોમા તેઓ તરવાર, ભાલો, કામઠાં અને ઢાલો વાપરી જાણતા હતા. મછવાઓ બાંધી તેઓને હલેસાં મારીને ચલાવવાનું કામબી પોતે સમજતા હતા; પાણીને મધ સાથે ઉકાળીને તેમાંથી પોતે જરા રંગીલા થવા સારૂ, એક જાતનો દારૂ બનાવી શકતા હતા અને રૂતુઓમાં શીયાલા સારૂં તેઓની ભાષાઓમાં તે નામબી વલી ઘણો અગત્યનો ભાગ રોકે છે." (જુઓ તેનો ભાષા તથા તેનો અભયાસ" એવે નામની ચોપડીને સફે ૨૦૭ મે) તેઓમાં રાજ રાજપાટો ચલાવતા હતા અને તેઓની બાયડીઓને તેઓ રાણીઓ કરીને કહેતા હતા, તે પરથી રાજપાટમાં બી વખતે તેણીઓ સારો ભાગ લઇ શકતીઓ હતી, એમ લોકે બેનફી વીચારે છે; તેબી વતની કહે છે જે, તે વીરેની પુરેપુરી સાબેતીઓ આપણને હજુર વેર મલી શકતી નથી. "બેસક દેઓમાં જુદા જુદા સરદારોની ઉપરી હેઠળ નાના નાના તાયફાઓ તો હસ્તી ભોગવવાજ જોઇયે, પરંતુ રાજ કે રાજા જેવું તેઓમાં કશું બંધાન હતુંજ નહીં અને તેઓમાં ગોયા કુલપતી જેવીજ રૂઢી ચાલતી હોય તેમ મને ભાસે છે. તેઓ જુદાં જુદાં નામો હેઠળ ઘણાએક દેવતાઓને માનતા હતા અને તેઓમાં ભણતર ગણતર જેવાંબી સાધનો હતાં એમ પણ જણાઇ શકે છે."

## અસલી ઇરાન–વેજની ભુમીમાં જણાંએલાં જુદી જુદી કીસમનાં હેવાનો ત્યાંનાં કદીમ રહીશોની ખેતબાજી તથા અઉશદય વીગેરે વીદીઆઓ ઉપર હાલની જબાન શનાસીનાં એલમે નાંખેલું કેટલુંએક નવુ અજવાલું.

આવો તેઓની અસલી સ્થીતી વીષેનો ચીતાર આપયા બાદ, કયાં કયાં જાનવરો તેઓને માલુમ હેવાં જોઇયે, તે વીષેબી થોડાક શબદો સાથે લાગયા નીચે જરા ટપકાવી જઇયે. એ બાબદસર ફોરરતીમાને "ભાષા અને કુદરતી તવારીખ" એવે નામના સપર પહેલા બે રેસાલા બાહેર પાડયા હતા, કે જે માંહેલા છેલા રેસાલા ઉપર કુહને પોતા તરફથબી કેટલાએક શરેહો કરી હતી. ઇ નદો–જરમન ટોળાના મુળ ભાષાની તવારીખ ઉભી કરવા સારૂ, ફોરરતીમાને સઘળા આરયન ભાષાઓમાં જાનવરો વીશે જે જે નામો આવેલાં છે, તેઓની સપર પહેલી તો પોતે એક ટીપ નોંધાવેલી કરી હતી. તે પરથી તે એવો સાર ઉહાડે છે કે, સંસ્કૃત, ગ્રીક, લાટીન તથા તયુતાનીક વીગેરે સરવે આરયન ભાષાઓમાં કુતરો, ગાય, મેંઢાં, ઘોડો, બાલાબીછ, વરૂ, ઉંદર તથા સગેઆબી વીશે એક સરખાજ શબ્દો આપણી નજરે પડે છે; જેપરથી એ સઘળી ભાષા એકમેકથી છુટી પડી ગઇ, તે પુરવે તેઓને એ જાનવરો વીશેની માહેતગારી પોતાને હોવી જોઇયે ને જેઓ માંહેલાં સપર પહેલાં પાંચ જાનવરોને તો તેઓએ પાળી પોશીને પોતાના વેહેવાર ઉપયોગમાં પણ આંણવાં જેઇયે. તયાર બાદ એજ બાબદ સર પોતેબી કેટલાએક રેસાલાઓ રચયા છે; કે જેઓમાં તેને ઘણીએક અગતયની બાબદોનો જે સારંકાન પોતે સંગ્રહ કરયો છે, તો પણ તવારીખ સંબંધી કંઇ નવો સાર આપણને તેઓમાંથી મળી શકતો નથી. ફકત તેઓમાં તરેહ તરેહવાર જાતનાં ગાય ઢારો, ખસી કરેલા ઘોડા, મધમાખો અને મેવાનાં દરખતો, કુતરા, બકરા અને પક્ષીઓ વીગેરે પ્રાણીઆપર જુદા જુદા વીભાગો કરી દેખાડયા છે. તે પછી બેકમાઇસ્તરે ભાષાની સરખામણીઓપરથી, એ બાબદસર કેટલુંએક નવું અજવાળું પોતે નાંખયું છે; પરંતુ તેવ રૂઢી પરતી નાંખી આઉસલાનદ નામના બીજા એક જરમન વીદયારર્થીએ (૧) ગધેડાં, (૨) ઘોડા, (૩) વાંદરા, શીંહુ, ઉંટ અને હાથી, (૪) પાળેલાં જાનરો, (૫–૬) તે જાનવરોના નામોની શરૂઆત, તથા (૭) કુતરો, વરૂ, અને કોહલાં એવા સાત વીભાગો હેઠળ, એ બાબદોસર ઘણુંએક નવું વીવેચન કરી દેખડાવીયું છે. તે પછી એ બાબદને ફ્રાંનજ મીસતીલીએ પોતે ઉચકી લીધી છે. તે વીદાયારથી બી પીકતેત માફક પો

તે ઉતાવલો પડીને આરયનવેંજની ભુમી હીમાલય પરવતની ઉતરમાં હીંદુસ્થાન તથા ઇરાનની સરહદ આગળ કેહેં આવી હતી એવો સીધાંત પોતે એકેદમ માનય કરી લઇને, એમ જણાવે છે જે, તે તરફના લતાઓ ઉપર વાઘ તથા બીજા ફાડી ખાનારાં જાનવરો સારીકાની પ્રથમ ધરથીજ જણીતાં હતાં, માટે તે જાનવરો આરયનોનાં મુલ વતનમાંથી હોવાંજ જોઇએ ને તેવોજ સારૂ તે કોહોલાંઓ શારૂબી પોતે ઉઠાડે છે, કે તે જાનવરો પણ અસલી આરયનોને માલુમ હતાં. પરંતુ એવી તકરાર કરવાની રૂઢી હાલ કોઇ સાંખી શકે તેવી નથી; કેમકે તેથી આપણા ગુચવાડામાં ઓર ઉલટો ઘણો વધારો થાય તેવું છે. જેમ હંસ અને મરઘાં બટકાંઓનાં નામો એકશાન રીતે સરવે આરયન ભાષાઓમાંથી મળી આવે છે; તેમજ તયારે તો વાઘ અને કોહોલાં સારૂબી તેઓમાંથી એકશાન શબ્દોજ અસલમા મલી આવવા જોઇયે, પણ તેવું તો કાંઇ છે નહીં અને છેક ઉતર તરફની શરદ ભુમીઓમાં વાઘ તથા કોહલાંઓની તો કાંઇ પેદાશોજ નહોતી, માટે મીસતીલીનો એ વીચાર પાયદાર રહી શકતો નથી. તોબી પોતાના આમ બોલવાના ટેકામાં તે ધુંધી જરમન સાવાં એમ બોલે છે જે, લાટીનમાં કોહલાંઓને વલપીસ કરીને કહે છે, જે લુપુસ એવા બીજા એક લાટીન શબ્દ સાથે એક મળતો ઉત્રે છે ને જેને લગતો ગ્રીક શબ્દ લાઇકાસ તથા સંસ્કીત શબ્દ વરકસ કરીને છે. હવે વરકસનો મુળ ધાતુ વરક કરીને થાય છે, જેનો અસલ માયનો ચોર સીને થતો હતો, માટે કોહોલાં અને વરૂ સારૂ ચોર જેવો એકજ શબ્દ આપણી મુળ ભુમીમાં વપરાતો હતો, એમ તે તાંણી તોડીને સાર કહાડવા માંગે છે. તેના અભયાસ પ્રમાણે અસલી ઇનદો-યુરોપીયન ટોળાંઓમાં આ હેઠલાં જાનવરો જણાયલાં હતાઃ-

**વેંહેશી જાનવરોમાં**-વાઘ, કુતરો, વરૂ, કોહોલું, વતવાત જેવી નાની એક જાતની ચલ્લી, પોલ કયાત (જંગલી બીલાડી) અને નોળીઓ; પરંતુ સગે આબી (ઓતર) બાલાબી ખારપુસ્ત જેવ ત્રણ જા વ . . . . . .

જાતીનાં જાનવરો તેઓ જાણુતા હતા. તે ખાતર પુરવકર પોતના વીચારાતે કાંઇ દરશાવી જતો નથી. કાતરી કરડી ખાનાર જાનવરોમાં-ખીલોડી, ઉંદર, સસલાં તથા સગે આબી યા તો સગલાબી (બીવર) જેવાં પ્રાંણીઓનેતે મેલી જાય છે. એક ખરીવાળાં જાનવરમાં-તે ઘોડાને ગણે છે. વાગોલીને ખાનાર જાનવરોમાં-ઉંટ, સાબર, બકરાં, મેંઢાં તથા ગાયને તે મેલી જાય છે અને ફાટેલી ખરીવાળાં જાનવરોમાં ડુક્કરને તે ગણી જાય છે. વળી તેઓ બેતબાજીઓ પણ બનાવી જાણતા હતા, એવી સાબેતીઓ વેસ્તફાલ પોતાના એક જરમન રેસાલામાં આપણને જણાવી જાય છે. તે કહે છે જે, જેમ તેઓમાં તરેહ તરેહવાર દેવતાઓ હતા, તેમજ તેઓ વીશેની દંતકથા તથા ગીતો પણ તેઓમાં જણાએલાં હતાં. જેમ ગ્રીક લોકોમાં લઘુ ગુરૂ માત્રા યાને બેહેરે રજજ નાંમનાં મીજાંનો ("આઇઅમબીક મીટર")માં, "દાઇમીટર", એટલે જે બંને મીસરા બરોબર ઉત્રે યાને રજજે સાલેમ; "એકાતલીકતીક" યાને શઘલા મીસરા મીજાન પ્રમાણે એક સરખાજ આવે તથા "કેતાલીક તીક ત્રાઇમીતર" એટલે જે "શેરે ચહાર જરબાહ" (રૂબાઇ)ના ત્રણે મીસરા ટુટેલા હોય યાને રજજે-ગેર સાલેમ; એવા ત્રણ વીભાગો જોવામાં આવે છે; તેવાંજ ત્રણ જાતનાં મીજાનો વેદમાંથીબી મળી આવે છે, જેવાં કે અનુસતભ અને ગાયત્રી; જગતી તથા વીરજ અને ત્રીસ્તુભ. વળી એવાંજ મીજાનો અસલી ઇરાનીઓની બેતોમાંથી પણ મળી આવે છે. એ અસલી ઇંનદો-જરમાનીક ટોળાઓની બેતબાજીઓમાં દરેક મીસરામાં કયા શબ્દ ઉપર ભાર મેલવો અને દરેક મીસરા માંહેલા હરફોની સંખયાબી એકસરખીજ ઉતરવી જોઇયે, તેવા કશા નીયમો તેઓમાં જોવામાં આવતા નહોતા, પરંતુ તે બેતો બનાવવામાં ફકત અક્ષરોની જોડણી અને રચનાઓપરજ સઘળો આધાર બાંધવામાં આવતો હતો. તેવાં મીજાનો અવસતામાં તો બરોબર રીતે જળવાઇ શકેલાં છે અને વેદના શ્લોકોમાંબી કેહેં કેહેં લઘુગુરૂ માત્રા યાને બેહેરે રજજ (આયમબીક મીટર) જાતનાં મીજાનો આપણી દ્રષટીએ સ્પષટ રીતે માલુમ પડી આવે છે. ગ્રીક લોકોના મીજાનોમાંબી અક્ષરોનીજ ગણત્રી ઉપર વારંવાર તે અસલો કાનુનો પ્રમાણેજ આધાર રાખવામા આવતો હતો. (જુઓ તેનો "ઇનદો જરમાનીક તાયફાઓના મીજાંનોની સરંજામણી" વીશેનો ગ્રંથ વા૦ ૯ પા૦ ૪૪૦ મું) વેસ્તફાલના એ પુસ્તકે ખરેખર વીદયારથીઓની ગોયા એક કીમતી સેવા બજાવી

છે; કેમકે તેના પરથી જે છંદમાં કે છ ચરણુ હોય, તેવા મીજાંનોની ઉતપતી ઉપર એલન તથા યુસીનર જેવા પાછલા જરમન વીદયારથીઓ બીજાં કેટલુંક નવું અને સારૂં જેવું અજવાળું નાખી ગયા છે. અસલી "ઇનદો-યુરોપીયન" ટોળાં બેતો બનાવી જાણુતા હતા તથા પવીત્ર ગીતો જોડી શકતા હતા, તે બાબદસર ત્યાર બાદ બેનફી તથા ફીકે ભાશા શાસ્ત્રોને આધારે પુશકળ પુરાવા આપયા છે. બેનફી તે બાબદસર પોતે એમ કહે છે જે, "ઇનદો-યુરોપીયન તાયફા રંગવાનો હુંનર જાણુતા હતા તથા બેતો બનાવી શકતા હતા અને અકસર કરીને પવીત્ર ગીતો તેઓ જોડી જાણુતા હતા, એમ ફીકના કોશ ઉપરથી સાફ જણાઇ આવે છે. કેમકે સંસ્ક્રીત શબ્દ સમના, તે ગ્રીક શબ્દ અમનોસને મળતો આવે છે અને દરેક બેતના મીશરાના વીભાગને સંસ્ક્રીતમાં પદ એવું નામ જે આપે છે, તે જંદ પધ યાતો પદ એટલે શબ્દ યાતો ગાયન એવા બોલ સાથે એક મળતો ઉતરે છે, માંટે દરેક બેતનાં છુટાં છુટાં પદો જેવા વીભાગો વીશેના શબ્દો ચાર અસલી ભાષાઓમાંથી એક સરખા જે મળી આવે છે, તે પરથી ખાતરી પુરવક રીતે સાબેત થઇ શકે છે જે, અસલી ઇનદો-યુરોપીયન ટોલાં પોતે છુટાં પડી ગયાં, તે પુરવે મીજાન પ્રમાણે બેતો બનાવવાનું કામ તેઓ સારી કાની પોતે સમજતા હતા." ત્યારબાદ કુહ્નને પોતાના "જાઇતશરીફ્ત" (૧૩--પા૦ ૪૯૧) નામના એક રેસાલામાં તે લોકોના કેટલાએક બેતો વટીક શોધી કહાડયા છે. તે બેતોના તે બે વીભાગો કરી દેખડાવે છે. એકને આ સરૂસ્ટીની પેદાયશો, આકાશી ભણુતરો અને ઉખાનાના વરગમાં તે પોતે મેલી જાય છે અને બીજાને તે હરેક રોગોને દફે રફે કરવાના હથીયારો તરીકે જણાવી જાય છે; કેમકે લંગડાતા ઘોડાને સાજો કરવા સારૂં મરસબરગ નામનું એક મંત્ર નીચે મુજબ આગલા યુરોપીયન લોકોમાંથી જણાયલું હતું કે, "બેન ઝી બીના, બલુઓત ઝી બલુઓદા; લીદ ઝી ગીલીદન સોસી ગેલાઇ મીદા સીન." વળી તેવુંજ એક મંત્ર અથરવવેદ (૪-૧૨) માંથીબી નીચે મુજબ મળી આવે છે કે, "ગુર સાથે ગુર મળી જજો, સાંધા સાથે સાંધા એકઠા થઇને જોડાઇ જજો, જે માંસ નીકળી ગયું હોય તે પાછું આવીજજો અને હાડકાંબી પાછાં નીકળી આવજો, ગુર સાથે ગુર પાછી જોડાઇ જજો અને ચાંમડાંપર પાછી ચાંમડીઓના લેપડાના લેપડાય ધાઇ જજો." આપણા શરીરના જુદા જુદા અવયવોનુંબી તેઓ સારૂ જ્ઞાન ધરાવતા હતા. તે સઘળાના નામો ટાંકી દેખડાવી, ત્યારબાદ પોલી નામના બીજા એક જરમન વીદયારથીએ પોતાના એક રેસાલામો, ઘણાએક દાખલાઓ રજુ કરયા છે અને કહે છે જે, આપણા એ અસલી પુરવજોએ એલમે તશરીહ યાને એનાતમીના એલમઉપરબી સારૂ જેવુ લક્ષ આપેલું હતું, એમ સ્પસ્ટ રીતે જણાઇ આવે છે. મતલબ એ જે એ સઘળા વીદયારથીઓ પોતાની શોધખોલો ઉપરથી એમ સારાંશ ઉઠાડવા માગે છે જે, અસલી "ઈંદો-જરમનો" માં સારો જેવો સુધારો આરયનાવેજો જેવી તેઓની પોતાની મુળ ભુમીમાં પેવથ વટીક થયેલો હોવો જોઇયે. તે પછી હીહન, ફીક તથા બેનફીએબી એ બાબદ સર થોડું ઘણું નવું અજવાલું નાખયું છે; પરંતુ તે સઘળાઓનો સારાંશ જો અત્રે આપવા બેસીએ તો, બીજો મોટો જેવો નવો ગ્રંથ થઇ જાય છે, કે જેને આપણી મુળ મતલબ સાથે અત્રે કશું લાગતું વળગતું ન હોવાથી, તે સઘળી તકરારો નાચારીએ અત્રે મને પડતી મેલવી પડે છે. તોબી મારો સેવટનો અભીપ્રાય એવો છે કે, તે પુરાતન મુળ ભુમી અનેત્યાંનાં અસલી લોકોની સ્થીતી વગેરે બાબદો ઉપર તવારીખનાં દફતરો આપણુને કશો મચક આપી શકતાં નથી; કેમકે તે કંઇ સેંકડો નહીં પરંતુ હજારો બલકે દશ દશ હજાર વરસોની વાત હોવાથી, તેહીંગાંમની તવારીખ અદયપી બચી ન શકે તો તેમાં વીસ્મીત પામવા જેવું કશું નથી. તે સાથે આગલી તવારીખને લગતાં પુસ્તકો સીજર, સીકંદર અને ઉમર જેવા મહાન વીરોની મુરખાઇથી બળી ભસ્મ થઇ ગયાથી, આપણી કને ફકત હીંદુઓનાં પુસ્તકો સીવાય બીજી પુરાતન શહાદતો બચી શકેલીઓ નથી. માટે સરવે મદાર હવે તો દરેક જુની ભાષાઓના શબ્દો પરજ રહેલો છે; કેમકે તેઓ પરથી અસલી આરયનાવેજો જેવા આપણા મુળ વતનમાં આપણા કદીમ પુરવજોની હાલત કેવી હતી તેનો બરોબર ચીતાર હવે પછી સતા શીખે આપણુને માલમ પડી આવે. પરંતુ તે અભયાસ કરતી વેળા ફકત પુરાતન આરયન શબદોનેજ શોધી કહાડવા જોઇયે અને બીજી ભાષાઓમાંથી પાછળ

થી ઉછીકા લીધેલા શબદોને તો તેમાંથી રદ બાતેલ રાખવા જોઇયે; તોજ સંચચાઇ બરોબર રીતે માલુમ પડી શકશે. તે સાથે તે શબદોને બીજી અસલી આરયન ભાષાના શબદો સાથે સરખામણીઓ કરતાં, ફકત તેઓનાં મુળોજ નહીં, પરંતુ તેઓ પાછળ આવેલા પ્રત્યઓને બી આપણી ગણુત્રીમાં લેવા જોઇયે. વલી તે શબદો સંસ્કીત કે જંદ જેવી પુરાતન આરયન ભાષાનાં સાહીતયો માંથીબી મળી આવે છે કે નહીં, તેપરબી વીશેશ કરીને વીદયારથીઓએ ધયાન પહોંચાડવું જોઇશે.

## વંદીદાદ, વેદ તથા પુરાતન જમાનાંથી ચાલટી આવેલી દંત કથાઓને આધારે ઇરાન-વેજ તથા ઉત્તરો-કવરોનાં દેશાવરોની આબો હવા ઉપર યુરોપનાં આલમાંઓએ દરસાવેલા અભીપરાઓ.

એ આરયના વેજોની ભુમી અસલમાં કયાં આવેલી હતી, તે બાબદસર પીકતેત પછી કેટલુંએક નવું અજવાળું મુઅરે. "ઓરીજનલ સંસ્કીત તેક્ષતસ" એવે નામના પુસ્તકમાં પોતા તરફથી પણ નાખેલું છે. તેનો વીચારબી એવોજ છે કે, તે ભુમી મધય એશીયા ખંડમાંજ કેહે આવવી જોઇયે; અને તે સઘળા "ઇનદો જરમાનીક" ટોલાંઓની અસલી નયાત, તે હીંદુ લોકોનીજ હોવી જોઇયે યાને તે જાતમાંથી સરવે આરયન ટોલાંઓની પેદાશ થએલી છે. આમ બોલતી વેળા તે વીદીઆરથી પોતાની આગમજ જે જે વીદવાનો મધય એશીયામાં કેહે તે અસલ ભુમી આવી હતી, એવા વીચારો જે દરસાવી ગયા હતા, તેઓનીજ શહાદતો ટાંકી બતાવયા સીવાય, બીજી કોઇ પણ નવી અને મોતેબર દલીલો પોતા તરફથી કાંઇ રજુ કરી જતો નથી. હીંદુ લોકોનીજ દંત કથાને આધારે પોતાની ચોપડીના વીભાગ સાતમામાં, તે કેટલીએક શહાદતો એકઠી કરીને ટાંકી દેખડાવે છે અને તે પરથી પોતે એમ સીધ કરવા માંગે છે કે, તે પુરાતન હીંદુઓ હીમાલય માહાડની પેલી બારુઓથી આપણા આ દેશમાં પાછળથી દાખલ થયા હતા. તે બીનાની સાબેતી એ છે જે, અદયપી તે લોકોમાં ઉત્તરોકોવરો નામની કોઇએક ઉતર તરફની ભુમી વીશેની યાદ દાસ્ત જળવાઇ રહેલી છે ને જેને સારૂ બટલીમુસ નામનો આગલો યવન ભુગોલ વીદયારથી પણ ઈશારો કરી ગયો છે, એમ.વારમવાર આપણે આગળ જણાવી પણ ચુકયા છીએ. બીજુ એ જે રુગવેદના ઘણાજ પુરાતન શલોકોમા રુતુઓમાં શીયોલાનેજ ઘણો અમલનો ભાગ આપવામાં આવેલો છે, તે પછી આસ્તે આસ્તે શીયાલાની જગયા તેમાં પાનખર યાતો માફક સરની શરદ રુતું લીએ છે. ત્યાર બાદ લાસન માફક આપણને એ વીદયારથીબી પેલાં ઉત્તરોકવરો જેવાં બાગે બેહેસ્ત જેવાં વતનની યાદ આપે છે, કે જયાંના રહીશો લાંબી જીંદગી ભોગવતાં હતાં અને ત્યાં બદી કે દુખ જેવાં કશાં પણ સાધનો હતાંજ નહીં; વળી તે ભુમી હીંદુઓની ચાલુ દંત કથાઓ મુજબ કેહે ઘણીજ ઉતર તરફ આવેલી હતી એમ પણ સાફ જણાવવામાં આવેલું છે. ઝીમર એ ઉત્તરોકવરોની ભુમીને કેહે કાશમીરની નજદીકમાં મેલી જાય છે (જુઓ તેનો "આલતીનદ લીબન" પા૦ ૧૦૧) અને ગાઇગર તેને ઓસ્તીરાન કરીને ગણે છે; (જુઓ તેનો "કુલચર" પા૦ ૪૧ મું) પરંતુ તેઓની એ કલપના ઓપર આપણને કશું વજન આપવું જોઇતું નથી. મારો આધીન અભીપ્રાય તો એવો છે કે, જેમ અવસ્તામાં વરસોને શીયાળાથી ગણવામો આવયાં છે, તેમજ વેદમાંબી શીયાળાની જ ગણતી આપવામાં આવેલી છે. જેમ બરફનાં તોફાંનો થવા માંડયાથી આરયના-વેજોની અસલી ભુમી પારશીઓના નીયાગાનોને આખરે છોડી જવી પડી અને જમશેદને નવો વર બાંધવાની ફરજ પડી ગઇ હતી, તેમજ હીંદુઓનો ઉત્તરોકવરોનો મુલક તે આપણને ગોયા જમશેદના વરનીજ યાદ આપે છે, કે જે બાગેબેહેસ્ત જેવી જગયામાં વંદીદાદના કહેવા પ્રમાણે "મોત નહી હતું," બેડોલપણું નહી હતું, અને દરદ નહી હતું ને લોકો ત્યાં અમનચમન અને સુખશાંતીથી વસતાં હતાં. વળી ત્રીજી દલીલ તરીકે મયુઅર અથરવ વેદમાંથી એક ફકરો ટાંકી દેખાડે છે, જેમાં કુસ્તા નામનો રોપો, જેને ગ્રીકો કોફતોસ એવું ના

મ આપે છે, તે રોપો હીમાલય પરવતની ઠે ઠ ઉતર તરફના દેશાવરો ભણીજ કેહે ઉગે છે, એમ તેમાં સાફ જણાવવામાં આવેલું છે. ચોથો ફકરો તે કાઉશીતાકી-બ્રહમનામાંથી પોતે ટાંકી દેખાડે છે, જેમાં એમ જણાવવામાં આવેલું છે કે, તે ઉતર તરફની બોલી વધારે સ્પસ્ટ અને નીખાલેસ હાલતમાં હતી. સતપથ બ્રહમના ઉપરથી લાસન પેલી નુહની રેલ વીશેની વાત જે લાવે છે, તે વાત પાછલથી મીઉઅર પોતે સ્વીકારવા ના પાડે છે, કેમકે "અતી દુદરાથ" એવો જે શબદ તયાં આવયો છે, તેનો માયનો "તેણે (મનુએ) તે ઉતર તરફનો પરવત ઓળંગાવયો હતો, એવો જે કેટલાએક વીદયારથીઓ કરે છે તે અર્થ જરા મને શક ભરેલો લાગે છે." (જુઓ તેની મજકુર ચોપડીનું પા૦ ૩૨૩ ની નોટ ૯૬ મી) તેના પુસ્તકના વીભાગ નવમામાં એમ મથાળું આવયું છે કે, "વંદીદાદની પહેલી ફરગરદમાં આરયન લોકોની મુળભુમી વીષેની કશી દંતકથા આવેલી છે કે નહી? અને અવસ્તાનાં પુસ્તકોમાં એ સોળ દેશાવરો વીશે જે અહવાલ આપયો છે, તેમજ આરયનોના પંથરાવા વીશેની વાત તે સરવે ઇનદો-યુરોપીયન તાયફાઓને લાગુ પડે છે કે નહીં; કે તે બીના ઇરાની આરયનોનેજ ફકત લાગુ પડે છે કે શું? ને તેપરજ એ આખો વીભાગ રોકવામાં આવયો છે કે શું? એ બાબદસર અલબતા વીદયારથીઓમાં મતફેર છે." રોહોદ, લાસન તથા હાઉગ કહે છે જે એ ફરગરદમાં તમામ ઇનદો-યુરોપીયન આરયનોના પંથરાવા વીશેની બીના આવી છે; તો કાઇપરત, મેક્ષમુલર અને બરેઅલ કહે છે જે, તે બીના ફકત ઇરાની આરયનોનેજ લાગુ પડે છે. એ વીશે કાઇપરત એમ વીવેચન કરે છે કે, તવારીખ અને ભુગોળ તરીકે, એ સોળે દેશાવરોની ગણત્રી ગમે તેવી આપણને અગતયની હોય, પરંતુ જંદ અવસ્તા રચનારાઓનું તેમાંથી તો ફકત તે જમાનાની ભુગોળ વીશેનુંજ જ્ઞાન આપણને માલમ પડી આવે છે અને તેમાંથી ઇરાની કે હીંદુ-ઇરાનીઓ કે ઈનદો-યુરોપીયનોની પાછલી હાડમારી કે ચો તરફ પંથરાવા વીશેની બીના આપણને કશી મલી શકતી નથી. વળી સ્પીગલવી પોતાના "અવસ્તા"પર રચેલાં પહેલાં દફતરને સફે ૫ મે, પ્રથમમાં જોકે રોહોદ તથા લાસનના વીચારે સાથે પોતે એકમત થાય છે, તોબી તેજ ચોપડીના બીજા દફતરને સફે ૧૦૯ મે, સામેન પક્ષવાળાઓનાં મત તરફ તે પોતે ઢળી જાય છે. એખલું વંદીદાદજ નહીં, પરંતુ તવરીખ, જબાન શનાસીનો એલમ તથા મનુય જાતી વીવેચન વીદયાઓને આધારે લાંબે વખત સુધી, એશીયાના મધય તરફનાજ દેશાવરોમાંથી અસલી ઇનદો-યુરોપીયન તાયફા ઓમેર આ પ્રથવી ઉપર પથરાયા હતા, એવો જે વીચાર સાબેત થઇ ચુકેલો હતો, તેમાં લેથમ નામના કોઇએક અંગ્રેજ બચાએ વળી નવોજખતરો હાલમાં નાખયો છે.

## ઇરાન-વેજ યાને આર્ય-વ્રત જેવી આરીયનોની મુલ અને બાપીકી ભુમી એસીઆ ખંડમાં નહીં; પરંતુ પ્રથમ ધરથીજ યુરોપમાં આવી હતી, એવો નવો બુત્તો ઉઠાડીને લેઇનાંહાથેલાં કેટલાએક પાછલાં યુરોપનાં ઓલમાંઓ.

તેનું યાને લેથમનું કહેવું એવું છે જે "ઇન્દો-યુરોપીયન ટોળાંઓની મુળ ભુમીને જો બરોબર પુછો તો આપણે યુરોપમાંથીજ શોધી કહાડવી જોઇયે;" (જુઓ તેનો "જરમાનીઆ" પા૦ ૬૧૧ મું) અને એશીયમાંથી તો નહીંજ. પોતાના આ નવા સીધાંતના ટેકાવમાં લેથન એમ તકરાર ઉઠાવવા માંડે છે કે, સંસ્કીત ભાષા લીથુ-સ્લેવોનીયન ભાષાઓ સાથે વધારે નજદીકને સંબંધ દેખડાવે છે; કેમકે ઇનદો-જરમાનીક ભાષાઓમાં જે શબદોના ઉચારો ગળાંમાંથી કહાડવા પડે છે, તેઓની સરખામણીઓ ઉપરથી તે બીનાને ઘો સારીકાની સાબેતીઓ મળી ચુકેલી છે. આ પરથી એમ અનુમાન થઇ શકે છે જે, અસલમાં સંસ્કીત ભાષા સ્લેવો લીથુનીઅન ટોળાંઓની ભાષાઓની બ

રોબર જોડમાં આવીને વસતી જોઇએ; જે પરથી યુરોપખંડમાંથી સંસ્કીત ભાષા માહ જથી હીંદુસ્થાનમાં પેસવી જોઇએ; યાતો લીથુનીયન, સ્લેવોનીયન, લાટીન, ગ્રીક તથા જરમન ભાષાઓ, એશીયાખંડમાંથી યુરોપમાં પેઘી પડવી જોઇએ. એ બેઉ બનાવો બની શકે તેવા છે, પરંતુ તેઓ પરથી ફેસલો કેઇ બોરડુ ભણી આખરે લઇ જવો જોઇએ તે વીશે મોતેબર દલીલો એ બંને તરફથી રજુ થઇ શકે તેવું નથી, એવો સરેદર માફક મારો પણ આધીન અભીપ્રાય છે. (જુઓ તેની "પરીહીસ્તોરીક એનટીકવીટી ઓફ આર્યન પીપલસ" ને સફે ૮૫ મે). તેને બદલે લેથમ પોતે તેથી એમ તકરાર ઉઠાવે છે કે, "લોકોમાં એવોજ વીચાર જડ ઘાલી બેઠલો છે કે, આપણો ઘણો ખરો સુધારો તો ઉગમણુ તરફના દેશાવરોમાંથીજ આવેલો છે અને તયાંજ પ્રથમમાં માનવી જાતોની વસ્તી થઇ હતી, માટે દરેક ચીજ એશીયા ખંડમાંથીજ આવેલી છે, એમ તેઓ માન્ય કરી રહેલા છે, પરંતુ તે વીચારમાં માનવી જાતોની વસ્તી તમામ દુનયામાં સપર પહેલીવાર પંથરાઇ અને વળી પાછલથી જે બીજીવારબી ફેલાઇ હતી, તે બાબદોમાં તેથી ગુચવાડો નડે છે; કેમકે એ બીજીવાર ફેલાયલી વસ્તીની વેળા એજ, લીથુઆનીક તથા બીજાં ટોળાં એસીયામાંથી યુરોપમાં દાખલ થયાં હતાં, એમ સાધારણુ રીતે લોકોમાં વીચાર ફેલાયલો છે." ( જુઓ તેની ચેપાડીનું પાનું ૬૧૨ મું ) તેથી બનવા જેવી બાબદ શું છે, તે પરજ તેનો મદાર હવેથી આવીને લટકી રહેલો છે, માટે આ પરથી એલમે મંતકના કાયદા મુજબ કારણુ ઉપરથી કારય સીધ કરવાની યુકતી કામે લાવીને લેથમ એમ તકરાર ઉઠાવે છે, કે જેમ એક નાનો ટોળો, મોટા ટોળામાંથી ઉતપન થાય છે અને જેમ એક મોટી નીયાંતમાંથી એક નાનો વરગ પેઘો પડે છે; તેવીજ તકરાર કરયે તોજ એ બાબદનો છેડો આવી શકે તેવું છે. હવે તયુતન લોકો કંઈ અંગ્રેજોમાંથી પેદા પડેશ્રા નથી, તેમજ ફીનીક ટોળાં કંઇ મેગીઅર ટોળામાંથી ઉતપન થયેલાં નથી; પરંતુ તે બાબદસર તો છેક ઉલટોજ રસ્તે લેવાયલો છે, માટે તેપરથી આપણેબી એવાં અનુમાંન પર આવી લાગીએ છીએ જે, સંસકરૂત ભાષા પણ યુરોપમાંજ કેઠે લીથુનીઅન લોકોની ભુમીની પુરવે યા તો અગની કોણુ તરફની સરહદ આગળ ઉતપન થવી જોઇયે.

પોતાના "જરમાનીઆ" નાં પુસ્તકમાં વળી જો બીજા શબદોમાં બોલ્યે તો લેથમ આ બાબદસર પોતે એમ વીવેચન કરે છે કે, "એકજ કુટુંબની બે શાખાઓ જો એકમેકથી ઘણું થયું દુર પડી ગયેલી હોય ને તેઓમાંથી એક શાખા ઘણો મોટો વીસ્તાર રોકતી હોય અને ઘણીએક ડાલીઓમાં વેહેંચાઇ ગયેલી હોય અને બીજી શાખા એકજ ઘોરણપર પડી રહેલી હોય અને નાનો જેવો વીસ્તાર ધરાવતી હોય તો, તે પરથી એમ અનુમાન થઇ શકે છે કે, પેલી મોટી શાખામાંથી પેલી નાની શાખા નીકલવી જોઇયે, કેમકે નાનીમાંથી મોટી તો કોઇ કાળે કાંઇ પેદા પડી શકેજ નહીં. માટે યુરોપના ઇનદો યુરોપપનોને એશીયાના ઇનદો-યુરોપયનોમાથી ઉતપન કરવા, તે ગોયા ગ્રેટ બ્રીટનનાં પેટે ચલનારા પ્રાણીઓ, કોઇશખસ આયરલાંડન ટાપુમાંથી અસલમાં પેદા પડયાં હતા એમ જો જણાવે તો, તે જેવું કફોડું ગણાય, તેવોજ તે પણ કફોડો મામલો થઇ પડે તેવું છે." આ ઉપરથી પ્રોફેસર વીટની બી પોતાની "લાઇફ એનદ ગ્રોથ આફ લેનગ્વેજ" ને સફે ૨૦૩ જે પોતે એવો અભીપ્રાય દરશાવે છે, જે ભાશા, તવારીખ તથા કલ્પીત કથાઓને આધારે પણ ઇનદો જરમાનીક ટોળાંઓની મુલ ભુમી વીશે આપણે કશા સારાંશપર આવી શકયા નથી, કે તે મુળ ભુમી અસલમાં કયાં આગળ આવેલી હતી. વળી જંદ અવસ્તામાં ભુગોલ સંબંધી જે જે દેશાવરોની ગણત્રી આપેલી છે, તે બીનાને પણ તમામ આયેરનોના આ ચોમેર પંથરાવા સાથે શો સંબંધ છે, તેબી વાત તે કહે છે જે મારા ધયાનમાં તો કાંઇ બરોબર રીતે ઉતરી શકતી નથી. પરંતુ જે વીદયારથીઓ યુરોપમાં ઇનદો-જરમાનીક ટોળાંઓની મુળ ભુમી શોધવા બેઠા છે, તેઓને આ સતયતા ધયાનમાં રાખવી જોઇયે કે, ઇનદો-યુરોપયન ટોળાં સીમાટીક ટોળાંના પ્રથમ વેહેવારમાં યુરોપમાં નહી, પરંતુ એશીયા ખંદમાંજ આવયાં હતાં, અને જે વીશે આગળ ચાલતાં આપણે વાદવીવાદ કરીશું. આ મજકુર ફકરામાં જેમ વીટની એ બાબદ સર પોતાનો શક દરસાવી જાએ છે તેમ નહીં, પરંતુ બેનફી તો પછી લેથમ માફક ખુલ્લે ખુલ્લો એકરાર કરે છે

કે, તે મુળ ભુમી આપણને એશીયામાં નહીં પણ યુરોપમાંજ કેઠે શોધવી જોઇયે. તેની તકરારનો ભાવારથ એવો છે કે, "ભુસ્તર વીદયા એમ સીધ કરે છે કે બેહદ પુરવે જમાનાથી માનવી જાતો યુરોપમાં વસ્તી આવેલી છે, માટે ઇનદો-યુરોપીયન ટોળાં એશીયામાંથી આવયાં હતાં એમ જે નાનપણથી આપણે માનતા આવયા છીએ, તે વીચાર હવેથી જમીન દોસ્ત થઇ પડે છે." પોતાના આ વીચારના ટેકાવમાં તે ઉંટ, શીહુ તથા વાઘ જેવાં પ્રાણીઓની વાતને વચમાં લાવે છે, કે તે જાનવરોનાં નામો અસલી ઇનદો-જરમાનીક ભાષામાંથી મળી આવતાં નથી, પરંતુ તેઓ વીશેના શબદો પારકી ભાષામાંથી, પાછલથી આરયનોએ ઉછીકા લીધેલા છે. બબ્રને હીંદુઓ શીહુ કરીને કહે છે, પરંતુ તે સબદનો મુળ ધાતુ કોઇબી ઇનદો-જરમાનીક ભાષામાંથી મળતો નથી, તેમજ ગ્રીક શબદ લીસ યાતો લેયોન, તે યાહુદી શબદ લેઇશ ઉપરથી ઉછીકો લીધેલો છે, માટે તે જાનવરોની એ બંને ટોળાં એકમેકથી છુટાં પડી ગયા બાદ ઘણું એકે સપર પ્હેલીવાર કેઠે હમાજોર થઇ હતી, જેથી પારકી ભાષાના નામો, તેઓએ તેઓને સારૂ પોતાની ભાષાઓમાં પાછળથી ઘુસાડી દીધાં હતાં. એ ઇનદો જરમાનીક ટોલાઓની મુળ ભુમી તેથી તે વીદયારથી એશીયાની સરહદ તરફ કાળા દરીઆવની ઉતરમાં, દાનયુબ નદીના મુખ આગળથી તે ઠેઠ કાસપીયન સરોવર વેર કેઠે આવવી જોઇએ એવા સારાંશ ઉપર પોતે ઉતરી પડે છે અને એમ બોલે છે જે એરલ તથા કાસ્પીયન સરોવરના કીનારાઓ ઉપરની મકનીબી ઉતપતી થતી હતી, માટે અસલી આરયન ટોળાં નીમકની હસ્તી વીષેબી જાણુકાર હોવાં જોઇયે, કે જે વીચાર સાથે મારે અત્રે જણાવવું જોઇયે, કે બીજા કેટલાએક જરમનં વીદયારથીઓ એકમત થતા નથી અને નીમક જેવી વસ્તુથી અસલી આરયનો કેવલે બેખબરા હતા અને દરીયાવ સુધી તેઓ પોતે પોહોંચી ગયલાજ નોહતા એવા વીચારો પોતે દરશાવી જાય છે.

## લેથમ માંફક યુરોપની ભુમીની તરફેનમાં ઉત્રી પડેલા બીજા યુરોપીઅન વીદવાનોની તકરાર અને તેઓપર આપણી તરફથી કરેલા ટીકા.

લેથમ અને બેનફીનેજ પગથીએ ચાલી ગાઇગર પણ એજ વીચાર તરફ પોતે દોરવાઇ ગયો છે અને પોતાની "ઇનદો યુરોપયન ટોળાંઓનું અસલી મથક" એવે નામની ચોપડીને સફે ૧૧૩ મે તે એમ સાબેત કરવા માગે છે કે, તે ભુમી વચલા તથા આથમણુ તરફના જરમની દેશમાં કેઠે આવવી જોઇયે. તેમ બોલવાની સાબેતીમાં તે જંદ વીદયારથી ઇનદો જરમાનીક ટોળાંના મુળવતનમાં જે ઝાડ પાનો તેઓને માલુમ હતાં તેઓના દાખલા પોતે ટાંકી દેખડાવે છે. તેના વીચાર પ્રમાંણે, તેઓમાં સ્નોબર યાતો દેવદારને લગતાં ઝાડો, નેતર, ખાગેસ્તર (આશીસ), આલદરસ નામના રોપા તથા હેજલના છોડવાઓ સીવાય જંગલનાં બીજાં ત્રણ મોટાં દરખતો જેવાં કે ભોજપત્ર ( બરચ ), બીચ તથા બલુત ( ઓક ) નાં ઝાડોબી સારી કાંની જણાયલાં હતાં એમ ભાષા શાસ્ત્રો ઉપરથી અદબપી સાફ પુરાવા મલી શકે છે; કેમકે બરચ યાને ભોજપત્રને સંસ્કીતમાં ભુરજ, લીથુનીઅન ભાષાંમાં બેરઝાસ, રૂશીયનમાં બીરીઝા તથા જરમનમાં બીરક કરીને કહે છે, તેમજ વળી બીચના ઝાડને લાટીનમાં ફેગુસ, ગ્રીકમાં ફીઇગોસ અને જરમનમાં બુચી કરીને કહે છે અને ઓક યાને બલુતનાં ઝાડ સારૂ સંસકીતમાં દરૂહ, ગોથીકમાં ત્રીયુ (જે પરથી અંગ્રેજીમાં ત્રી અને તીમબર એવા શબદો ઉતપંન થયેલા છે); ગ્રીકમા દરોસ તથા જુની ઇટાલયનમાં દઉર એવા સબદો ખાસ કરીને વપરાસમાં આવે છે. હવે એ દરખતોમાં બીચનું ઝાડ તો ઇનદો-જરમાનીક તાયફાઓનું અસલ મથક દેખડાવી આપવા સારૂ પોતે મોટો અગતયનો ભાગ રોકે છે અને તે ઝાડનું મુળ મથક બાલટીકના દરીઆવ આગળ પરૂશીયન લોકોનો જે મુલક લાગયો છે, તેની

આથમણુ તરફના પ્રાંતોમાં આવેલું છે અને ઇસવીસનેની શરૂહાતમાં તો તે ઝાડે હાલંડ કે ઈંગલંડમાં વટીક પોતાનો દેખાવ કરેલોજ નહતો તથા ઇંનદો–જરમન તાયફાઓના સપર પહેલા દોરમાં તો તેટલું પણુ ઉતર તરફના દેશાવરો ખાતે તે જણાએલું વટીકબી ન હતું. માટે પુરાતન કાળમાં દક્ષીણુ તરફની કેઇ ભુમીમાં તે ઝાડ ઉગતું હતું; તે ભુમીને શોધતાં તો જરમની દેશના થુરીનગરવાલ્દના પ્રાંતની નજદીકીમાં આપણુ આવી પહોંચીએ છીયે, કે જ્યાં તે ઝાડ છેક પુરાતન જમાનાથીજ ઉગતું આવેલું છે. આમ સાબેતી પર આવી જતી વેલા એશીયા ખંડના આરયન તાયફાઓમાં તો બીચનાં ઝાડનું નામ વટીક પણુ જણાએલું નથી, તે વીશે તો ગાઇગર પોતે ગોયા આંખ મીચામણીજ કરી જાય છે. તોબી યુરોપના આરયનોની મુળ ભુમી શોધી કહાડતી વેલા તેવીજ તકરાર જે ઠીક પોતે બી કામે લગાડે છે, તેમાં તો જોશો તો કાંઇ પણુ જરાક વજુદ જેવું લાગે છે; કે જેવી સચાઈ ગાઇગરની એમજકુર તકરારો પરથી સાબેત થઇ શકે તેમ નથી. વળી તેનાજ વીચાર પ્રમાણુ જે અનાજની કે અસલી જમાનામાં આરયનો વાવણી કરી જાણુતા હતા, વેતો ફકત જવ અને તેવીજ કીસમનો બીજો એક અનાજ હતો, જેને ફારસીમાં દેવગનદુમ અને અંગ્રેજીમાં " રાઇ " કરીને કહે છે. એ રાઇ જેવા અનાજ સારૂ અસલી જરમનમાં રોકકો, પ્રસીયન ભાષામાં રૂગીસ, લીથુનીઅન બોલીમાં રૂગાઇઇઆઇ, અંગ્રેજીમાં રાઇસ ( ચોખા ), રશીયનમાં રોજ તથા ગ્રીમ અને પીકતેતના સાબેત કરી આપીયા પ્રમાણુ સંસ્કીતમાં વરીહી એવા શબદો આવેલા છે. વળી તે સઘળા શબદોનો અસલમાં માયનો રાંઇ કરીનેજ થતો હતો, તેની મજબુત સાબેતી એ છે જે, ઉતર યુરોપ ખંડની તમામ ભાષાઓમાં એવોજ એ શબદનો માયનો કરેલો છે અને તે સઘળા શબદો વળી એકમેક સાથે મળતા વટીક બી ઉતરે છે. તેમજ થરેસીયન ભાષામાં એને લગતો શબદ બરાઈઝા કરીને આપણા દીઠામાં આવે છે. હવે "જે ભુમીમાં ઘઉં વીના રાઇ અને જવ જેવા અનાજો ઉગી શકે, તેવી ભુમી તો યુરોપની ઉતરમાંજ ફકત આપણુને હાથ લાગી શકે તેવી છે; પરંતુ ઘણા અસલી જમાનામાં વખતે ઘંઉની પેદાયશ છેક દક્ષીણુ તરફનાજ દેશાવરોમાં જેમ થાય છે, તેમ કદાચને નહીબી થતી હોય વો તે બનાવ પણુ બની શકે તેવો લાગે છે." (જુઓ તેના મજકુર ચોપડીનું પા૦ ૧૪૦ મું.)

કેસર (સીજર) પોતાની ફતેહોના હેવાલપર રચેલી પોથીમાં એમ જણાવે છે કે, મારા જમાનાના બ્રીટન દેશાના અસલી રહેવશીઓ પોતાનાં શરીરોને રંગતા હતા, તે પરથી ગાઇગર પોતે એમબી અનુમાન કરે છે કે, અસલી ઇન્દો–યુરોપયન ટોળાંઓ પોતાના શરીરોને રંગતાં હતાં; કેમકે તેવો રંગવાનો રોપો યુરોપમાંજ ફકટ ઉગી નીકળતો હતો, અને લોકો વેને "વોદ" કરીને કહેતા હતા, કે જેને લગતો શબદ લાટીનમાંથી વીત્રુમ તયુતાનીક ભાષામાં અસલ શબદ વઇસદ ઉપરથી વઇદ અને ગ્રીકમાં આઇસાતીસ કરીને આપણુને મળી આવે છે. આગળ ચાલતાં પોતાના જરમની દેશની તરફેણુમાં બોલતી વેળાએ ગાઇગર પીકતેતનીજ સતાને આધારે વળી પોતે એમબી જણાવે છે જે, એ તમામ ઇનડો– જરમાનીક ભાષાઓમાં વસંત, ઉનાળા તથા શીયાળા વીશે એકશાન શબદો આપણા જોવામાં આવે છે; પરંતુ ખેજાનની રૂતુ સારૂ તેઓમાંથી એકશાન શબદો આપણુને હાથ લાગી શકતા નથી અને તાસીતસ પોતે જરમનો વીશે બોલતી વેળાએ એમ કહે છે જે, "તે લોકો શીયાળો, વસંત તથા ઉનાળાની પીછાનો કરી શકે છે અને તેઓ વચેનો તફાવત પોતે સમજી શકે છે તથા તેઓ સારૂં તેઓની ભાષામાં શબદો વટીક આવેલા છે, પરતુ તેઓની ભાષામાં પાનખર રૂતુનું નામ કેવલે મળી આવતુજ નથી; એટલુંજ નહી પરંતું તે રૂતુના ગુણો સંબંધી બાબદોથીબી તેઓ કેવળે બેખબરા લાગે છે; તો તેપરથી બી એવો સાર આપણે ઉઠાડી શકીએ છીયે જે, "આવા અગત્યના ફકરાને આધારે હીમતથી આપણે એમ તો હવે બોલી શકીશું કે, ઇનદો જરમાનીક ટોળાંઓનું અસલ મથક જો જરમનીમાં વખતે નહીબી થડે તોબી, આબોહવા અને રૂતુમાં તે અસલ દેશ તાસીતસના જણાવેલા જરમનીના મુલક સાથે ગોયા બ દ બેસ્તો તો ઉતરવોજ જોઇયે." (જુઓ તેની મજકુર ચોપડીનું પા૦ ૧૪૬ મું) વળી અસલી જમાનાના હેવાનો તથા ઝાડ પાનના રોપાઓબી ઉતર તરફનાંજ મુલકોની પેદાયશો હોય તેમજ સાફ જણાઇ આવે છે. ગાઇગર કહે છે કે અસલી ઇંનદો–યુરોપયનો દરીયાવની

નજદીકમાં તો વસવા જોઈયેજ નહીં, તો જો કે વખતે તેઓએ બીજાઓને મોહડેથી દરી આવ વીશેની કાંઇક સાંભળયું હોય તો તેમાં આપણે વીસ્મીત પામીશું નહીં. તેઓને દરીઆવ સારૂ કશી માહેતગારી નહી હતી, તેનો સબબ એ છે જે, એ તમામ તાયફાઓમાંથી નીમક, કાલુ, મુસી, સેલ તથા બીજી તરેહ તરેહવાર જાતની માંહીઓ વીશે એકંશાન શબદો મળી આવતા નથી; ફકત તેઓમાંથી બામ માછલીનેજ લગતા શબદો એકસરખા મળી શકે છે. છેલ્લી તકરાર ગાઇંગર એમ લાવે છે જે, અસલી ઇનદો–જરમાનીક ટોળાં ઘણાં ગોરાંબી નહી, તેમ છેકજ ઘઉંવરણનાંબી ન હતાં એમ જે બીના સાબેત થયેલી છે, તેવો રંગ તો તયુતાનીક લોકોમાં ખુલ્લેખુલ્લા રીતે જોવામાં આવે છે; તે પરથી પણ ઇનદો–યુરોપયન ટોળાંઓનું અસલ રહેઠાણ જરમનીમાંજ આવવું જોઇયે એવા વીચારને ટેકો મળી શકે તેમ છે! હવે જે વરસમાં ગાઇગરનું એ પુસ્તક બાહેર પડયું, તેજ વરસમાં એજ બાબદસર કુનોએ પણ પોતાનો ગ્રંથ બાહેર પાડયો હતો. તે વીદયારથી પણ એશીયાને નહીં, પરંતુ યુરોપનીજ ભુમીને "ઇનદો–જરમાનીક" ટોળાંની અસલી માવતર તરીકે ગણે છે. તેની તકરારનો ભાવારથ એવો છે કે, અસલી ઇનદો–જરમાનીક તાયફાની *સંખયા કંઇ કરોડો લોકોની હોવી જોઇયે. તેનું કારણ ઇનદો–જરમાનીક ભષાઓના એકમેક સાથની સગાઇ અને તેના કારણો ઉપરથી તે દેખડાવવાની પોતે તજવીજો કરે છે. એકજ ભાષામાંથી તે સઘળી ભાષાઓ ઉતપન થયેલી છે, તે વીચારને તો તે પડતોજ નાખે છે અને તેને બદલે તે એમ ધારે છે કે એકજ સરખો બોહોળો વીસ્તાર ધરાવનાર કોઇક ભુમીમાં અસલ ધરથીજ તે સઘળી ભાષાઓ એકમેકથી એલાહેદીજ રીતે ઉતપન થયેલી છે: પરંતુ તેઓમાં એકમેક સાથે વધુ યાતો ઓછો*સંબંધ આવેલો તો હોવોજ જોઇયે; કેમકે તેઓ એકમેકની પડોશમાંજ ઉગી નીકળેલી હતી. તે કહે છે કે "ઇનદો–જમાનીક" કુટુંબના જુદા વીભાગોમાં ઘણો સરખો તફાવત જે અસલ ધરથીજ જોવામાં આવે છે, તેવું પ્રથમમાં તો કાંઇ હતુંજ નહી, પરંતુ પાછળથી તેઓમાં તે ફેરફારો થયા હતા;" તે વીચારને હું પોતે તો બહાલ રાખતોજ નથી, પરંતુ તેને બદલે હું એમ ધારૂં છું જે "એકજ વરણમાંથી સ્વતંત્ર રીતે તેવા ઉપ વીભાગો આપોઆપજ ગોયા ખીલી અને જાગી નીકળયા હતા." માટે તેમ થવા સારૂ તે કહે છે જે આપણને એવો કોઇક વીશાળ દેશ શોધી કહાડવો જોઇયે, કે "જે દેશ વસાઇ શકાય તેવો ને વળી આબોહવા તથા ભુગોળની રચનામાં પણ એકસરખોજ હોવો જોઇયે અને તેની સરહદમાં કેઠે "લોકોનાં રહેઠાણો" પણ હોવાં જોઇયે નહીં, કે જેથી એકજ જાતનાં લોકો ત્યાં સેહેલથી વસી શકે ને પોત પોતાનીજ જાતી ઇનદ્રીઓથીજ ખુદબખુદ રીતે પોતે મોટાં થઇ શકે તેવો તે દેશ હોવો જોઇયે." તેવો વીશાળ દેશ આ આખી જગતમાં કુનાહના વીચાર પ્રમાણે એકજ જગયા ઉપર જોવામાં આવે છે. તે જગયા યુરોપની ઉગમણ તરફ જરમનીની ઉતરમાં અને ફ્રાંનસની ઉતર તથા પશ્ચીમ ભણી મળી આવે છે, યાને તેવો બોહોળો મુલક છેક ૪૫ થી તે ૬૦ અક્ષાંસની વચોવચ યુરલના પરવતથી તે ઠેઠ એટલાનટીક મહાસાગર સુધી આપણને હાથ લાગી શકે છે. માટે એ પ્રમાણે જો લીથુઆનીઅન, સલેવોનીયન, તયુતન અને સેલત જેવી વરણો જે જગયાઓ ઉપર હાલમાં વસે છે, ત્યાંના તેઓ પ્રથમ ધીરજથી જો રહેવા સીઓ હોય તો, ગ્રીક લોકોની અસલી કથાઓમાં કહેવા પ્રમાણે, તેઓનો અસલ દેશ પણ ઉતર તરફની કોઇક ભુમીમાં, આ ભુથીઆની અન લોકોની ભુમીની છેક નજદીકમાંજ આવવો જોઇયે; કેમકે હીરાડોટસ પણ પોતાની ચોથી ચોપડીની ૧૦૮ મી કલીમાં એમ વરણવે છે કે, બુદીનીઓના મુલકમાં ગીલોની લોકોનું એક શેહેર આવેલું હતું, કે જયાંના લોકો ગ્રીક લોકોનીજ ભાષા તથા ગ્રીક લોકોનોજ ધરમ પણ પાળતા હતા, (જુઓ કાઇપરતની ભુગોળ પા૦ ૩૪૨ મું) તેપરથી પણ સીધ થઇ શકે છે; એટલુંજ નહીં પરંતુ કુનો કહે છે જે, ગ્રીક અને લીથુઆનીઅન લોકોની ભાષાઓમાં જે ઘણું સરખું એકસરખાપણું દીસે છે તે પરથી પણ તેમજ સાબેત થઇ શકે છે. મારે અત્રે જણાવવું જોઇયે કે, ગ્રીક તથા લીથુઆનીઅન લોકોની ભાષાઓના સંબંધ વીશેની જે દલીલને કુનોહ ઘણું વજન આપવા માગે છે તે પરથી તો, કંઇ નવું જુનું સાબેત થઇ શકતું નથી; કેમકે

વ્યાકરણના કાયદા મુજબ જે સરખામણી ગ્રીક તથા લીથુઆનીઅન ભાષાઓના શબદો વચે કુનો આપણને દેખડાવી જાય છે, તેની સરખામણી તો બીજી ભાષાઓના શબદોને પણ લાગુ પડી શકે તેવી છે. કેથેબી તે પોતાની તકરારમાં એવા દાખલા તો રજુ કરી શકતોજ નથી કે જે ફક્ત તેજ બંને ભાષાઓમાંથીજ મળી આવે ને બીજી ભાષાઓ સાથે તેઓને કશું પણ લાગતું વળગતુંજ ન હોય, તોજ તેનું આ બોલવું સાબેત રહી શકે તેમ છે; નહીં તો કે તેની એ સઘળી તકરાર ખરેખરજ જમીનદોસત થઇ પડે છે. વળી પેલા ગીલોની લોકો વીશે બોલતી વેળા એ, હીરાડોતસ તેનો ખરેખરો સબબ પોતેજ ખુદબખુદ એમ વરણવી ગયો છે જે, તે ગીલોની લોકો તો પોનતસનીજ સલનતમાંથી નહાસી આવેલા ગ્રીક લોકોનોજ વંશવેલો ધરાવતા હતા, માટે કુનોહની તે તકરાર બી વજન વગરની થઇ પડે છે. (જુઓ તેની ચોપડીનું પા૦ ૪૨ થી ૪૫.)

પોતાના આ સીધાંતના ટેકાવમાં કુનો વળી ભાષા શાસ્ત્રની વીદયાને આધારે બીજી એક તકરાર પોતા તરફથી ઉમેરે છે. તે કહે છે જે "અગર જો ઇનદો-યુરોપીયન તાયફાઓની અસલી ભુમી અને અસલી ભાષા યુરોપ ખંડના ઉગમણુ તથા મધય દેશાવરોની પાહડી ટોંચોની હેઠલી ભુમીઓમાં જો આવી હોય અને ત્યાંજ આરયન લોકો તથા તેઓની ભાષાઓની ઉતપતીઓ જો થઇ હોય તો, ઇનદો-જરમાનીક કુટુંબની સઘળી ભાષા અને તેઓની નજદીકના પડોશી ફીનીક લોકોની ભાષા વચે ઘણોજ અતલ નો સંબંધ આવવો જોઇયે." આમ બોલવાની સાબેતીમાં કુનો "ફીનો-ઇનદો-જરમાનીક" ભાષાઓના ઝુડાબંધ શબદોની સરખામણીઓ પોતના ગ્રંથમાં આપી જાય છે અને તે પરથી પોતે એમ સાર ઉઠાવવા માગે છે જે, તે બંને તાયફાઓએ તે શબદો એકમેકમાંથી કંઇક ઉછીકા લીધેલા તો ન હોય; પરંતુ બારીકીથી અવલોકન કરતાં તો તેઓની અસલી પેદાયશના વખતમાંજ તેઓ તે બંને ભાષાઓની ખુદ બાપીકી મીરાશજ હોવી જોઇયે. હવે જયારે તે ફીનીક અને બીજી ઇનદો-જરમાનીક ભાષા અસલ ધરથીજ એકમેકના પડોશીઓ જેવી તો હતીજ અને બીજા હાથ ઉપર જો આપણે એમ ધારયે કે, તે ફીનીક અને બીજા ઇનદો-યુરોપીયન ટોળાં એકીજ વેળાએ એશીયામાંથી પાતે પંથરાવા માંડયાં હોય તો, તે બનાવ બની શકે તેવો નથી; માટે તે પરથી તો ખરો સારાંશ એમજ નીકળી શકે છે જે "તે જમાનામાં અસલી ઇનદો-યુરોપીયન તાયફા જે દેશાવરોમાં તેઓનો મોટો ભાગ હાલમાંથી વસે છે, તેજ ઠેકાણે તેઓ વાસો કરી પડેલા હોવા જોઇયે. માટે પંથરાવવાનું કામ જો શરૂ થયું હોય તો, રૂશીયા દેશના અગની કોણ તરફથી તુરાની પાહડો ઓળંગાવીને ઇરાન ભણી ચત્રાવવાનું હોવું જોઇયે અને નહી કે તેથી ઉલટું રૂશીયાના દેશાવરોની અગની કોણ તરફ એશીયામાંથી તે બનવું જોઇયે." એ બંને પક્ષવાલાઓનાં વીચારોમાં સસતા કઇ બોરડુ તરફ છે તે બીના પડતી મેલી, આટલું તો મારે અત્રે હાલમાં જણાવવું જોઇયે જે, આ ગયાં ત્રીસ વરસમાં આરયનાવેજોની અસલી ભુમી એશીયામાં આવેલી હતી તેવા અસલી સીધાતને ગોયા તેથી મોટો ધોકો પહોંચી ગયો છે અને વીદયારથીઓમાં તે બાબદસર મોટો વાદવીવાદ થઇ પડેલો છે. કોઇક વીદયારથીઓ જો એક બોરડુ તરફ ઢળી જાય છે તો કોઇક બીજી બોરડુ તરફ ઢલે છે; યાને કોઇક વીદયારથીઓ તે અસલી ભુમીને જો એશીયામાં તો કોઇક સાવાં તે ભુમીને યુરોપમાં મેલી જવાની કજબેહેસીઓ લઇ બેઠેલા છે. હવે અસલી સીધાંત યાને એશીયાની ભુમી વીષે જે વીદયારથીઓ નવી તરેહની બીજી જાતની દલીલો હાલમા રજુ કરીને આપણી સનમુખ આવી ઉભા રહે છે, તેઓની તકરારોનો સારાંશબી ચાલો આપણે જરા હેઠલ વળી દરશાવી જઇએ, કે તે પરથી ખરી સચાઇને તોલ કરવા આપણને હવે પછી બની આવે. એ નવી જાતની કજબેહેથી ઉઠાવવામાં સપર પેહેલું નામ આપણે ફીકનું જોઇયે છીયે, કે જેને ઇ૦ સ૦ ૧૮૭૦ થી ૧૮૭૧ માં પોતાની "કમપોરેટીવ ડીકસનરી" ની બીજી આવરૂતીમાં બેનફીનકા વીચારોમાંથી ઉલટો જઇને પોતા તરફથી નવા દાખલા તે રજુ કરીને, એવો સાર ઉઠાવવા માગે છે કે, ઇનદો-યુરોપીયન ટોળાંઓની મુળ ભુમી તુરાનના બહુ વીશાળ દેશમાં યુરાલ, બોલોર તથા હીંદુકુશના પરવતોની વચોવચમાં કયે આવવી જોઇયે.

## પાછા એશીયાનીજ તરફેણમાં ઘસડાઈ ગયેલા બીજા યુરોપાયન આલમાઓ અને તેઓની તકરારોનો આપેલો સાર.

યુરોપ કે એશીયા એ બંને ખંડોની તરફેણ કે વીરૂધમાં બંને બોરડુંઓ તરફના આ વીદયારથી જયોધીઆઓ આમન સામને જે સફ સમારી ઉભા છે, તેઓમાં ફરીને નવી જુમબેસ પાછળથી હોફરે જગાડી મેલી છે. તે ખુજસ્ગી ભરેલો વીદયારથી, જેને જબાનશનાસીની સરખામણીના એલમનો જરમની દેશમાં પ્રથમમાં પાયો નાખતી વેળા પોતે મોટો ભાગ ભજી બતાવયો હતો, તે આ નવા વીચાર સામે જરા સખતાઈથી લડતી વેળા પોતાનો અભીપ્રાય એમ દરશાવે છે જે, "માત્ર ફેરફારો કરવા ખાતર હાલની વીદયા જે નવા નવા બીન સાબેત થયલા બુટાઓ ઉઠાડવામાં પોતે જે માન પાન સમજે છે, તેનેજ લીધે આ નવી તરાહની તકરાર બરોબર જોશો તો હાલમાં ઉતપન થયલી છે;" યાને તેમાં વજુદ જેવું કાંઇજ નથી. માત્ર કોઇ નવીજ તરેહનો બુટો ઉભો કરવો, કે જેથી લોકોનું ધયાન તે પર જરા વધુ દોરવાઇ જાયે; તેવીજ કલપનાને આધારે આ નવો વીચાર ઉઠી ઉભો થયલો છે. જે લોકો કે યુરોપની તરફેણમાં છે તેઓ સામે આમ એકદમ ચુકાદો આપી દઇને, આગળ ચાલતાં તે પોતે એમ જણાવે છે, જે ઇનદો–યુરોપયન ટોળાંઓની મુળ ભુમી અસલમાં એશીઆ ખંડમાંજ આવવી જોઇએ. તેની મુખય સહાદત એ છે જે, સંસ્કીત તથા અવસ્તાની ભાષાઓમાં પુરાતન શબ્દોના અસલધરથીજ ઉચારો બરોબર રીતે જળવાઇ શકેલા છે, જે પરથી એમ સીધ થઇ શકે છે જે, તે ભાષા બોલનારાઓજ પ્રથમમાં તે મુળ ભુમીના અતલગના સ્નેહીઓ હોવા જોઇયે અને તેની છેક નજદીકીમાંજ કેઠ તેઓ અસલમાં વસવા પણ જોઇયે. માટે અત્રે જણાવવું જોઇયે જે, છેક ઇ० સ० ૧૮૬૭ માં "ભાષા અને તેનો અભયાસ" એવે નામની ચોપડીમાં હોફરની બી પુરવેવીતની એ સંબંધ અસલમાં એક હાથ ઉપર આરમીનીયાની ભુમીમાં અને બીજા હાથ ઉપર લુથીઆનીઆ તથા આઇસલંડની ભુમી આગળ કેઠ થવો જોઇયે, એમ જે પોતાનો અભીપ્રાય જણાવી ગયો છે, તેથી હોફરની આ મજકુર દલીલની તે વીરૂધમાં જાય તેવે જે છે. એ પંડીત પછી એશીયાની તરફેણમાં બીજો વીદયારથી બાહેર પડયો હતો તેનું નામ ઠારલ પોલી કરીને છે. તેણે ઇ० સ० ૧૮૭૫ માં "ઇનદો યુરોપીયન ટોળાંઓમાં સંહીનું નામ" એવે નામનો એક રેસલો બાહેર પાડયો હતો. અદયપી બેનફીના મત પ્રમાણે લોકો એમજ માનતા હતા કે, સીહુનું નામ યુરોપીયન ભાષાઓમાં એકસરખી રીતે જે આવેલું છે, તે સીમેટીક ભાષામાંથી અસલમાં તેઓએ ઉછીકું લીધેલું છે; કેમકે સ્લેવો–લીથુનીઅન ભાષામાં શંહુ સારૂ લેવાસ અથવા તો લીવુ એવો જે શબ્દ આવયો છે, તે જરમન શબ્દ લીવો પરથી તે લોકોએ લીધેલો છે; તેમજ જરૂમન લોકોએ તે શબ્દ લાટીન લીઓ અને લાટીનવાલાઓએ ગ્રીક શબ્દ લેઓન અથવા તો લીસ ઉપરથી તે પોતે નકલ કરેલો છે; અને ગ્રીક લોકોએ હીબરૂ જેવી સીમેટીક ભાષામાં લેઇશ એવો જે શબ્દ આવ્યો છે, તે પરથી તે શબ્દ પોતે પછી ઉચકી લીધેલો છે. બીજા હાથ ઉપર પાલી હવે એમ દ્રષટાંત લાવે છે કે, મેં સાત ઘણુાજ અસલી શબ્દો સીંહુ સારૂ એકઠા કરેલા છે, કે જેઓ લેઇવાનત યાતો લેઇવાનતજા એવા મનુષય જાતી વીવેચન વીદયાના મુખય રૂપ યાને ગોહવણી સાથે ગોયા એકસરખા ઉતરે છે અને જેઓ કે કોઇક વધારે અસલી મુળ ધાતુ લીવ ઉપરથી ઉતપન થયેલા છે, કે જેનો માયનો ફીકકો પીળો રંગ એવો થાય છે અને જેને લગતો શબ્દ લાટીનમાંથી લીવોર યાતો લીવીદસ આપણુને હાથ લાગી શકે છે. માટે લીવ જેવા આ અસલી ધાતુમાંથી ગ્રીક લોકોમાં લીસ અને લુથુઆનીઅન લોકોમાં લીઉતસ ( સીહુ ) એવા શબ્દો પાછળથી ઉતપન થયેલા છે. આથી સીહુ વીશેનો શબ્દ યુરોપયન આરયનોએ સીમેટીક હીબરૂ લોકો કનેથી અસલમાં ઉછીકો લીધો હતો, એમ જે તકરાર બેનફી ઉઠાડે છે તે તકરારને હવેથી તે જમીનદોસ્ત પાડી દેખડાવે છે. તે પછી બરૂકનર નામના

બીજા એક જરમન વીદ્યાથીએ સીંહ સારૂ લીઉતસ એવો શબ્દ જે લીથુઆનીઅન ભાષામાં વપરાય છે, તે શબ્દ તેઓએ ગોરા રૂથીયન લોકોની બોલીમાં લજુ તાઇજ યાને "પેલો બદ" યાતો લજુતા યાને અજદાહ એવો શબ્દ જે આવયો છે, તેપરથી ઉછીકો લીધો છે અને તેજ ભાષામાં વળી લેવાસ અને લીઆવાસ એવા જે શબ્દો આવયા છે તે પોલીસ ભાષાના લેવ અને લવીકા શબ્દો ઉપરથી નીકળેલા છે એવા દાખલા તે પોતે રજુ કરી જાએ છે. ( જુઓ તેની ઇ૦ સ૦ ૧૮૭૭ માં છપાએલી "દાઇ સ્લેવીસચન ફ્રેમદ વોરતર લીતાયુઇસ્યન" ને સફે ૧૦૩ ને ૧૦૫ મે. )

વાઘ અને સીંહ જેવાં જંગલનાં ચોપગાં જાનવરોના આ રાજા વીશે હવે પછી આપણે હેઠળ વીગતવારે બોલીશું, તો બી મારે અત્રે એટલું તો જણાવવું જોઇયે જે, પોલીની ઉઠાવેલી આ જુમબેસનો સારાંશ એવો છે જે, ઇનદો-યુરોપીયનોના અસલી વતનમાં સીંહ જયારે એશીઆ ખંડમાં તો જણાએલો હતો, ત્યારે યુરોપમાંથી તે જાનવર ઘણાક કદીમ વખતથી પેધું પડેલું હોવું જોઇયે; કેમકે તે વીશે હીરાડોટસ પણ પોતાની ચોપડી(૭-૧૨૫,ને ૧૨૬ ) માં, એક ઠેકાણે એમ એશારો કરી જાય છે કે, "જયારે પાદશાહ ક્ષારક્ષા (જરકસીસ) પોતાની ફોજ શીખે ઇચીદોરસ નદી તરફ પોતે કુચ કરી જતો હતો, ત્યારે તેનાં ઉંટો જે ખોરાકી ભરી ચાલતાં હતાં, તેઓપર એકાએક સીંહોએ ગલબો કીધો હતો; કેમકે તે જાનવરો પોતાનું આવજાવનું મુખય રેહઠાણું છોડીને રાતના તે તરફ ઉતરી પડયાં અને કોઇ પણ માણસ કે બીજા ભારબરદારી જાનવરોને ન સતાવતાં પેલાં બીચારાં ઉંઠો પરજ તેઓ ફકત હલ્લો કરવા મંડી ગયાં. મને અજાયબી એ લાગે છે જે, તે સીંહોએ ઉંટ જેવાં જાનવરોને કોઇ કાળે પણ આગળ જોયેલાંજ નહોતાં, તોબી બીજાં ભારબદારી જાનવરોને પડતાં મેલી, તેઓ પરજ ફકત શું કારણસર આવો હુમલો તેઓએ કરયો હશે? એજ દેશાવરો તરફ વળી જંગલી ગોધા અને સીંહો પણ ઉભાઇ જાયછે. એ જંગલી ગોધાઓનાં સીંગડાં બહુજ મોટા રહે છે અને તેઓને યુરોપમાં લાવીને પાછલથી વસાવેલા હતા. આબદીરાના મુલકમાંથીનાં નેસ્તર નદી જે પસાર થાય છે, તેમજ અકારનીઆના દેશાવરોમાંથી આકીલોયુસ નદી જે વેહેતી જાય છે, તેઓની સરહદોમાં એ સીંહો હાલમાં વારંવાર ફરી પડેલા છે; કેમકે યુરોપના ઉતર ભાગોમાં એ નેસ્તર નદીની પુરવે સીંહો કોઇના પણ કેવળે દીઠમાં પણ આવતાજ નથી. તેમજ આકીલોયુસ નદીની આથમણે બાકીના આખા યુરોપખંડમાંથી તે જાનવરો કેથે આવેલાં નથી, પરંતુ તેઓ આ બે નદીઓની વચ્ચે વચમાં આવેલા મુલકોમાંજ પેદા થાએ છે અને પોતાનો વંશવેલો તયાંજ વધારીયાં જાય છે." તોબી વાઘ અને સીહો જેવાં દરંદાં જાનવરો, આરયનોનાં અસલ વતનમાં હતાં કે નહી તે બીના સાબેત કરવી ઘણી મુશકેલ છે, એમ ધારીને તે બાબદોને પડતી મેલી, હાનસવાલ જોગન નામનો બીજો એક જરમન આલમ આરયનોની અસલ ભુમી એશીયા ખંડમાંજ કેહે આવેલી હતી, તે બીનાને સાબેત કરવા સારૂ પોતા તરફથી બીજીજ તરેહની નવી દલીલો હાથમાં ધરે છે. તે કહે છે જે તે સીધાંતને સાબેત કરવા સારૂ અસલી દેવજ્ઞાન વીદયાનેબી આપણી સાહયતાએ બોલાવવી જોયે, અને તેમ જો કરીએ છીયે તો ઇનદ્રની વરીત્ર અથવા અહી સાથની હીંદુ લોકોના શાસ્ત્રોમાં જણાવેલી પેલી લડાઇઓની વારતા આપણી સનમુખ આવીને ઉભી રહે છે; કેમકે તેમાં સાફ જણાવે છે કે, અહી જેવો આતશના ફુફારા મારતો એક ડરામણો અજદાહ પેલી દુધની આપનારી ગાયોને પોતે ગોથા આડે મારગે લઇ જાય છે. બરોબર જોશો તો આ બીના અલંકારીક ભાષામાં માત્ર જણાવેલી છે, કે જેનો વાજબી અરથ એમ ઉઠે છે કે, એ જુમબેસ અને અષડાઅથંડી પેલી ઉનાળાની કકડતી ગરમી અને પાણીના વાદલાંઓ વચ્ચે થયા કરે છે, કે જેથી પેલી ગરમી પેલાં પાણીનાં વાદલાંઓને આ પ્રથવી ઉપર વરસતાં અટકાવે છે અને ગોયા તેઓને બંધ કરીને તાણી રાખે છે. હવે એવીજ દંતકથા બીજા આરયન ટોળાંઓ અને અકસર કરીને ગ્રીકો તથા જરમનોમાં બીજે ચાલતી આવીઓ છે, તે પરથી વાલ જોગન એવા સારાંશ પર પોતે આવે છે જે "મારા અનુભવ ઉપરથી એમ માલમ પડે છે કે, ઘણાજ ઉતર તરફના દેશાવરોમાં શીયાળાની બેહદ ઠંડીને જેમ આતશના ફુંફારા મારતો અજદા

ક જેનું કલપીત રૂપ આપે છે અને જેને તેઓ સીગફરીદ અને ફાફનીર યાને સીગફ રીદ અને બરૂનહીલ્દ જેવા ખુરશેદ યજદ જેવા પહેલવાનો બળતાં આલાતો પોતાની આસપાસ બાંધી લઇને જંગમાં ઉતરી પડી આખરે તેને હરાવે છે; તેમજ તેવો વીચાર દક્ષીણ તરફના ગરમ દેશાવરોમાં ગરમી સા રૂ ચાલે છે અને તયાં સુરજની કકડતી ગર મીમાંથી આ જમીનને વાદળના ગગડાટવાળો દેવતા ગોયા મદદે જઇને બચાવે છે. આ પાછલો વીચાર ઘણું કરીને બની શકે તેવો કુદરતી હોવાથી તે વધારે અસલી હોવો જો ઇયે અને પહેલો વીચાર જે અકલ ક બુલ રાખી શકતી નથી, તે ફક ત દંતકથાઓથી તેઓમાં ઉનપન થયેલો હોવો જોઇયે; કેમકે તેમાં જે ચીજને કે એવી તપસીલ આપવામાં આવેલી છે, તે ચીજ તો તદનજ ફેરફાર થઇ ગયેલી દીસે છે. મારો આ વીચાર જો ખરોજ પડે તો તે પરથી રોશન રોજની માફક એમ સીધ થઇ શકે છે કે, જે ટોળાંમાં આવો કલ્પીત વીચાર બચી શકયો હોય, તેઓ અસલમાં કોઇક એવા દેશમાંથી આવવાં જોઇયે કે, જયાં કુદરતનાં બનાવો સાથે તે વીચાર બરાબર રીતે બેસ્તો જ આવતો જોઇયે. આ પરથી મારા વીચા ર પ્રમાણે ઇનદો-યુરોપીયન ટોળાંઓનું અ સલ મથક એશીયા ખંડમાંજ આવેલું હતું તે પુરવાર થઇ શકે છે." વાલજોગન જો કે ખુલી રીતે તો પોતે કાંઇ એકરાર કરી જ તો નથી, તોપણ તેની આ તકરારનો ભાવાર થ એમ નીકળી શકે છે જે, તે હીંદુસ્તાનના મુલકને આરયનોનું અસલી મથક તરીકે પો તે ઠોકી બેસાડવા માગે છે. તેની પછી એ શીયાની તરફેણમાં જે બીજા વીદયારથીનું ના મ આપણા જોવામાં આવે છે, તે પેલો વીક તોર હીહન જેવો બેહદ કાબેલ ઇતીહાસ ક રતા છે. "દાસ સાલજ" યાને નીમક એવે નામનો જે નાનો રેસાલો તેણે પોતે ઇ૦ સ૦ ૧૮૭૩ માં છપાવી પ્રગટ કરયો છે, તેમાં તે જરમન આલેમ "સાલ્ત" (નીમક) જેને લગતો ગ્રીક શબ્દ સ.લાસ કરીને છે, તે શ બદ ફકત યુરોપનાંજ આરયને.ની ભાષાઓ માંથી મળી આવે છે. માટે તે તમામ "ઇ નદો-જરમાનીક" તોલાંઓની કંઇક બાપી કી મીરાશ તો હોયજ નહી. આ ઉપરથી હીહન એમ સાર ઉપજાવી કહાડે છે (જુઓ તેની મજકુર ચોપડીનું પા૦ ૧૬ મું) કે, "ઇનદો યુરોપીયન ટોલાંબી લુસ્તાગન બુલંદ પાહડના શીખર અને ઘેરાવો ઉપર ની પોતાની અસલી બાપીકી ભુમીમાં જયારે પોતાનાં ગાડરાંઓને ચરાવતાં હતાં, ત્યારે તે ભુમી આ પરૂથવી ઉપરની મધયાનહ રેખા તરફ ચત્રાએલી હોવાથી, ત્યાં તે લોકોને નીમ ક જેવી ચીજજ માલુમ ન હતી." હવે તે અસલી ટોળાં માંહેલા આથમણ તરફના સ્ને હીઓ આફતાબ જે દીશા ભણી આથમી જા ય છે તે તરફ કુચ કરી જઇને, જયારે તેઓ એરલ અને કાસ્પીયન સરોવરોના કીનારા ત રફ આવી પહોંચયાં, ત્યારે ત્યાંની ભીનાશવાલી જમીનો અને અગરોમાં મીઠું ઉભાઇ જતું જોયાથી, તે ઉપ ધાતુ જે અધયાપી તેઓને કે વળે જણાએલીજ ન હતી, તેનું નામ તેઓએ પોતેજ શોધી કહાડયું હતું. તયાર બાદ વંદીદાદ માફક આ આથમણ તરફના આરય નો હાડમાર થતા યુરોપની ભુમીમા કેમ કેમ પંથરાતા ચાલયા, તે વીશેનો દીલપજીર ચી તાર હીહન આ પ્રમાણે ચીતારે છે, કે "એ રલ અને કાશપાઅન સરોવરની નીચલી ભુ મી છોડી તે લોકો જયારે વધુ આથમણ ભ ણી ચત્રાવા લાગયા, તયારે કુદરતથીજ તે ત રફ જે રસ્તો આવયો છે, તે તેઓને લેવાને ફરજ થઇ પડી હતી યાને રૂશીયાની દક્ષીણ તરફના દેશાવરોનો રસ્તો તેઓને લેવો પડ યો હતો, કે જેની ઉતરમાં સ્નોબર યાને ફર જાતનાં દરખતોનાં બીઆબાનોનાં બીઆબાનો ઉભાઇ જતાં હતાં અને કારપેથીયન પાહાડોના ઢાલાવોપર તો મોટા પાત્રાંવાલાં ઝાડો છેક ગીચોગીચ ઉગી નીકલેલાં દીસ્તાં હતાં. અહીંઆના પહાડો આગળ બાહેર ની સરી જવાના જે રસ્તા આવયા છે, ત્યાં આ ગળ સપર પહેલી વાર તેઓમાં હવેથી વીભા ગો પડવા લાગયા હતા. કાલો દરીઓ અને દા નયુબ નદીના હેઠલા પ્રવાસ આગળ જ્યાં ચ રાગાહની જગયા લાંબી ને લાંબી ચત્રાતી જા ય છે, ત્યાં હવેથી એક ટોલો આવીને ભરાઇ ગયો કે જે, પાછળથી પીલાસજો-હેલાંનીસ અને ઇટાલીયન તથા થરેસીયન અને ઈલી રીઅનનાં નામોથી વખણાવા લાગયો હતો. તયાર બાદ સેલત લોકો બાલટીકનાં દરીઆવને રસ્તેથી, હાલના પોલંદ દેશમાં તથા તયાંથી જે વીસ્તરણ મેદાન, કે છેક હોલંદ દેશની સરહદ વેર પહોંચી જાય છે, ત્યાં વેર

જઈને પછી પોતે કાયમ મુકામ થઈ પડયા હતા; અને "બ્રીટીશ ચેનલ" ની ખાડી ઓળંગાવી તેઓ છેક ગ્રેટ બ્રીટનમાંથી ત્યાર બાદ પેધા પડી ચુકયા હતા. તે પછી તીયુતન લોકો બેલત અને સાઉનદની સામુદ્રધુનીઓ ને રસ્તેથી સ્કાનડીનેવીયાના પ્રાંતમાં દાખેલ થઇ ચુકયા હતા. આખરે તેઓનેજ પગથીયે ચાલીને લુથુઆનીયન અને સ્લેવોનીયન ટોલાં જેઓ લાંબો વખત વેર જ્યાં આગળથી સપર પહેલા વીભાગો થવા માડયા, તેજ ભુમીમાં જે પડી રહયા હતા, તેઓબી હવે હાડમારીને લીધે યુરોપ તરફજ ઘસડતા ચાલયા. હવે એશીયા ખંડમાં જે વીસ્તીરણ મેદાનવાળી ભુમીઓ કે આ દેશાંતરવાસી લોકો પોતે છોડી ગયા હતા, ત્યાં પારસીઓની એક બોહોળી સંખયાં હવેથી ઉતરી પડી હતી અને તેઓ છેક માસાગીતા અને સકા લોકોની ભુમીથી તે સરમાસીઆ તથા સીથીઆ અને જાજાઇગી તથા એલાનાઇ લોકોની ભુમીઓ વેર ઠેઠ ચત્રાઇ પડયા તા. વળી કાસ્પીયન સરોવરની દક્ષીણેથી તે ઠેઠ એશીયા માઇનરના પ્રાંત વેર પારસીઓની એક બીજી શાખાએ જઇને સીમાટીક ટોળાંઓની એકસંપી વીખરી નાખી, તેઓના અરધા અરધ ભાગને છેક દક્ષીણ ભણી હાંકી કહાડી, તેઓની ભુમી તે પોતે પચાવી બેઠી હતી અને તેઓનીબી છેક આગમજ નીકળી ગયલા કેટલાએક પારસીઓ તો ઠેઠ પીરોપોનતીસ તથા ઇજીઅનના કોસ્તાઓ વેર પોતે ચત્રાઇ ગયા હતા." (જુઓ તેનો "દોસ સાબજ" ને સફે ૨૧ થી ૨૨ મે) પોતાની "કુલચર પફલાનજન ઉનદ હાઉસતીએર" નામની ચોપડીની ઇ૦ સ૦ ૧૮૭૪ માં છપાયલી બીજીવારની આવરૂતીમાં જે લોકો કે યુરોપખંડને આરયનોની મુલ ભુમી તરીકે ઠોકી બેસાડવા માગે છે, તેઓને તે આ મુજબ હસી અને વગોવી કહાડે છે. આ મજકુર ચોપડીના "દીબાચા" ને સફે ૮ મે તે એમ બોલે છે જે, "કઢંગી વાતોને ઉતેજન આપનાર વીલાયત જેવી ભુમીમાં નવા નવા અને અસરકારક વીચારો સુજે તેવો કોઇએક અસલી ભેજાંવાલો શખસ પેધા પડયો છો કે જેને પોતાના મગજમાંથી એવો બુટો કહાડયો છે કે, ઇનદો-યુરોપયન ટોલાંઓની અસલભુમી યુરોપ ખંડમાં કેહે આવેલી હોવી જોઇયે. તેના આ વીચારો એક ગોતીનગર યુનીવરસીટીના પ્રોફેસરે કોણ જાણે શું કાંટાથી પોતે પણ ઉપાડી લઇને તેને ટેકો આપવા માંડયો છે અને ફ્રાનકફોરટના એક ચંચલ ટીકાકારે આરયનોની મુળ ભુમી તો હ્રુસના પાહાડની તળેટી આગળ કેહે આવેલી હતી એવો અભીપ્રાય પોતા તરફથી ઠરાવી દઇને ત્યાંનાં દેખાવનો ચીતાર વટીક તે પોતે આપવા મંડી ગયો છે." આમ આપ અભીમાનથી પોતાનું મત ઠરાવી લોકો કને તે કબુલ મંજુર રખાવવા સારૂ પોતા તરફથી તે વીદયારથી પછી કારણો આપવા પોતે મંડી જાય છે; પરંતુ તે કારણો અને વીચારો તો છેક આદીલંગના જમાનાથી તે ઠેઠ પોતાના વખતવેર અસલ ઘરથીજ બાહેર પડી ચુકેલા હતા, માટે આ વીચારોમાં નવું જેવું તો કાંઇ છેજ નહીં,; એમ તો આપણને કબુલ મંજુર રાખવું જોઇયે કેમકે તેમાં કાંઇ નવાં કારણો રજુ કરેલાં આપણા દીઠામાં આવતાં નથી. તે બોલે છે જે "એશીયા જેવો એક મોટો ખંડ જયાં માનવી જાતોની વસ્તી શરૂ થઇ હતી, ત્યાંના રહીશોને મોટો ભાગ તેમાંથી પેદા પડેલી એક નાની જેવી ભુમીમાંથી આવયો હતો તે બોલવુંજ ગોયા હસી કહાડવા જેવું છે; કેમકે યુરોપની ભુમી તો કુદરતથીજ બીન રસાળ અને એક નાના દવીપકલ્પ જેવી દરીઆવ તરફ ઘસી જતી હોય, તેવી રીતથી પાછલથી બનેલી છે. તવારીખ આપણને એમ શીખવે છે કે, જેબી હીલચાલો અસલ ઘરથીજ માનવી જાતોમાં શરૂ થઇ હતી, તે ઉગમણ ભણીથી આથમણુ ભણી ચત્રાતી ચાલી હતી અને ત્યાંથીજ પેલા આથમણુ તરફના દેશાવરોમાં નવી નવી રીતભાતો તથા કટલેહામીઓ વટીક પેવસ થઇ ચુકી હતી; માટે આ જુની અને વીસ્તીરણ એશીયાની ભુમીમાંથી લોકો આથમણુ ભણી પંથરાઇને ત્યાંનાં બીઆબાનો, પહાડો અને ખુસનુમા જમીનો તેઓ પોતે પછી હાથ કરી બેઠા હતા. આપણી આરયન જાતીની બચુગી વેળાની યાદ દાસ્ત ઘણીજ નીરજીવ હાલતમાં હાલ આપણને કને બચી શકી છે, જે પરથી એમ જણાય છે કે, એક વખતે જહુન અને એશીયાટીક તારસના પહાડો યાતો હીંદુસ્તાન તરફ આવેલા પેલા કુહે કાફના પરવતો આગળ શેમેટીક તથા આરય ટોળાંનાં પુરવજો એકમેકની નજદીકમાં વસતા હતા,

તે જમીનને છોડી જરમની જેવી એક ભીનાશવાળી અને રસ્તા વીનાની પુર જંગલવાળી ભુમી, જયાં કે જંગલી ગઝાલ ("ઇલાન્દ") અને ફુત યાને તીમસાહ ("ઓરક") જેવાં વેહેસી જાનવરો વસ્તાં હતાં, તેને હવેથી પસંદ કરવી તેમાં તો સત્યતા કશી પણ હોયજ નહીં. વળી તેઓના વીચાર પ્રમાણે હીંદુસ્તાન અને બાખત્રીઆની યાદગારી કાયમ રાખે તેવા મીનારાઓની માનવી જાતોની બેહદ અસલી ભાષાબી તયાંથીજ નહી, પરંતુ આ સૈલ્ત અને તયુતન લોકો જેવા જંગલી લોકોની ભાષામાંથી શોધવી જોઇયે; કેમકે તે દેશાવરો યાને હીંદુસ્તાન તથા બાખત્રીયામાં તો હાડમાર થઇને આરયનો છેક પાછળથી ફુટી નીકલ્યા હતા! પરંતુ તેઓએ આ વાત યાદ રાખવી જોઇયે જે તયુતન અને સૈલ્ત લોકો તો પોતાની બાપીકી ભુમીમાં જંગલી હાલતમાંજ પડી રહેલા હતા અને વવરયા કે ચચરયા વટીક તયાં નો હતા!" તયાર બાદ. એશીયા ખંડની તરફેણ વીશેની જુમબેસ પેલા મોટા ભુગોળ વીદયારથી કાઇપરતે પાછી ઉંચકી લીધી હતી. તે કહે છે જે ઇનદો-યુરોપીયન ટોળાં જે લાંબી અને પહોળી જગયા ટયુતન તથા સ્લેવોનીયન ટોળાં ઉતર ભણી ચત્રવા લાગયાં, તે પુરવે પોતે જે સંપાદન કરી બેઠાં હતાં; તેથી તે ક્ષેત્રફળની લંબાઇને છેડેથી તે ટોળાંઓએ આગળ વધવા માંડવું જોઇયે. તે ચત્રાવવા સંબંધી સદા બનતા આવેલા નીયમોપર નીગાહ પાંચડતાં, ઉગમણથી તે આથમણ ભણીનું હોવું જોઇયે અને નહી કે આથમણથી તે ઉગમણ ભણી, એવો સાર તે પોતેબી પછી ખેંચી કહાડે છે. હીંદુ અને પારસીઓ જેવાં આરયન ટોળાં તે કહે છે જે, સીંધુ અને જહુન નદીની ખીણોમાં આવીને છેક ઉગમણ તરફની સરહદ આગળથી એકમેકથી આખરે છુટાં પડી ગયાં હતાં, કે જે વાતને વંદીદાદ વટીક ટેકો આપે છે. બીજાં ઇંદો-યુરોપયન ટોળાંના વીખરાવા વીશે કાઇપરત પોતાનો એવો અભીપ્રાય રજુ કરે છે જે, હવેથી તેઓએ તારસના પહાડો ભણીનો રસ્તો લીધો "હતો અને એશીયાની આથમન તરફની ભુમીમાં તેઓ હવે સપર પહેલીવાર એકમેકથી છુટાં પડવા લાગયાં હતાં, અને તેઓનો અરધો અરધ ભાગ કુહેકાફના પરવતની ઉતર તરફની ભુમીઓમાં નીકળી ગયો હતો અને બાકીનો અરધો ભાગ તે પહાડની દક્ષીણ તરફની ભુમી પોતે હાથ કરી બેઠો હતો. આગળ ચાલતાં તે વીદયારથી પોતે એમ પણ જણાવે છે કે, તે આરયન ટોળાંઓની યુરોપ તરફ ફુટી નીકળેલી શાખા પ્રથમમાં તો ઘણો વખત સુધી યુરોપના મધય ભાગમાંજ સાથે એકઠીજ પડી રહેલી હતી. કેમકે "આ દવીપકલ્પના દક્ષીણ તરફના ભાગો યાને ઘણા અસલી જમાનામાં તે યુરોપ્યનો ત્યાંની મધય પ્રાંતનીજ ભુમીઓ પોતાને હાથ કરી બેઠા હતા અને આથમણ ભણીથી ત્યાંની ઉતર તરફની ભુમી પોતે પચાવી બેઠા હતા. ઉતર તરફથી ઇટાલ્યન તથા ગ્રીક લોકોના પુરવજો જે દક્ષીણ તરફના દેશાવરો ભણી ઉતરી પડયા હતા, તે જમાનાઓ વીશેની ગવાહી તો છેક અદયપી તવારીખનાં દફતરો આપણી સનમુખ રજુ કરી શકે છે. વચલા ભાગોમાંથી જે ટોળો કે યુરોપની દક્ષીણ તરફનાં દેશાવરોભણી સપર પહેલીવાર પેધો પડી ચુકયો હતો, તે ટોળો "ઇલીરીયન" લોકોનો હતો, કે જેઓનાં છેલાં બકાત રહેલાં બચાંઓમાં હાલ જમાનામાં અલબાનીઅન લોકો જોવામાં આવે છે. ત્યારબાદ લીગુરીઅન ટોળાં તે દક્ષીણ ભણીના દેશાવરો ખાતે ચત્રાયાં હતાં, કે જેઓને પાછળથી ઇટાલ્યન ટોળાંઓએ ત્યાંથી હાંકી કહાડયાં હતાં; તેમજ પેલા ઇલીરીયન લોકોનેબી પછવાડેથી યવન લોકોએ તેઓની આ ભુમીમાંથી પણ નસાડી મેલ્યા હતા.

એટલામાં ફ્રાનસના ઓલમાઓમાં આપણા આ અસલી પુરવજોનું મથક પુરાતન કાળમાં કયાં આગળ આવ્યું હતું, તે વીશે વળી નવો જોસ પીકતેતની ચોપડીની ઇ૦ સ૦ ૧૮૭૭ માં નીકળેલી બીજી વારની આવરૃતીથી ફરીને જાગી ઉઠયો હતો. આ નવી આવરૃતીમાં એ ફ્રાનસીસ આલેમના જે વીચારો કે આપણે ઉપર દરશાવી ગયા છીયે, તેજ વીચારને એમાંબી તે પોતે વળગી રહેલો છે. આ બીજી આવરૃતીમાં વયાકરણના કાનુનોને અરથે શબદો કેમ ઉતપન થયા તથા પદોને કેમ જુદાં પાડવાં જોઇયે, તે વીશે પોતે સારી કાની વીવેચન કરયાથી, તેમાં પહેલી આવરૃતી કરતાં સુધારો તથા વધારો તો સારીકાની ઘણોજ જોવામાં આવે છે અને તે પરથી તેનું વાંચન બહુજ બોહોળું હોવું જોઇયે એમ તો સ્પસ્ટ રીતે દીસી આવે છે; પરંતુ માનવી જાતોની કુદરતી તવારીખ નવેશોને મનસે તેમાંથી ઘણી એક ગલતીઓ નજરે પડી શકે

તેવી છે. એમાં તે રાહીન નદીની પેલી પારના જરમન આલામાઓ જે તેના મતની વીરૂધ થયા છે, તેઓપર તે પોતે જરા સખત રીતે ઉતરી પડયો છે અને આગળ ચાલતાં વધુ દાખલા દલીલો સાથે હું વધારે ઉતરી પડસ એવી આપણને તે ખાત્રી અને ધમકી આપે છે; પરંતુ તેટલામાંજ બહુ દલગીર જેવું છે કે, તે બચારાનું અકાળ મરણ નીપજયું હતુ. શઘળી આરયન ભાષાઓના દરેક એકશાન શબદોનાં મુલ શોધતાં તથા તેઓનાં પદોને છુટાં પાડી દેખડાતાં, એમાં તેને સંસ્કીત ભાષાની મદદ વીશેસે કરીને લીધેલી છે એમ જણાય છે; પરંતુ તેમાંબી કેથે કેથે ગલતીઓ તો દેખાઇજ આવે છે. એટલામાં ઇ૦ સ૦ ૧૮૭૯ના સાલમાં પારીસની "એનથરોપોલોજીક સોસાઇટી" તરફથી એ બાબદસર રેસાલાઓ માગવામાં આવયા હતા, જેથી "આરયનો અને તેઓનો અસલ દેશ" એવે નામનો એક રેસાલો તેજ વરસના એપરેલ માસમાં પીએત્ર માનત નામના કોઇ એક ફ્રાનસીસ જુવાનયાના નામથી બાહેર ગડયો હતો. તેમાં તે જુવાનયો આરયનોનું અસલી મથક સાઇબીરીયાના પ્રાંતમાં કેહે મેલવાની તજવીજ કરે છે અને તે વાતની સતા તરીકે તે વંદીદાદ માંહેલાં પેલા આરયનવેજોની વારતાને પોતે વચમાં લાવી, બુનદેશના બાબ ૨૫ માંથી એક ફકરો પોતે ટાંકી દેખડાવે છે, કે જેમાં એમ કહેલું છે, કે "ઉનાળાનો એક દીવસ શીઆળાના નાનામાં નાના બે દીવસો જેટલો અને શીયાલાની રાત ઉનાળાની નાનામાં નાની બે રાત્રો જેટલી લાંબી હોય છે." (જુઓ મોદીની "બુનદેશ" પા૦ ૧૧૫) માટે જે દેશાવરમાં કે આવો બનાવ બની શકે તે દેશ ૪૯°, ૨૦' અક્ષાંશપર આવવો જોઇયે. તેમ શોધતાં તો આપણે મધયએશીયા ખંડમાં રૂશીઅન તુરકીસ્તાનના અલાતો નામના પહાડની આસપાસની ભુમી આગળ આવી પહોંચીએ છીયે, કે જ્યાં આગળ તે અસલી મથક આવવું જોઇએ. તયાર બાદ પીકતેતની સતાને આધારે તે એમ કબુલ મંજુર રાખે છે કે, અસલી ઇનદો-યુરોપીયન ટોળાં દરીઆવથી વાકેફ હતાં અને જે દરીઆવ કે તેઓને માલુમ હતો તે દરીઆવ જેમ પીકતેત વીચારે છે, તેમ કાસ્પીઅનના સરોવર તો નહીજ; પરંતુ સાઇબીરયાના પ્રાંતમાં બાલકાયનો સરોવર જે આવયો છે તેજ હોવો જોઇયે. જુદી અવસ્તામાં જણાવેલો હરેબરજાએતી, તે આ અલાતો પાહાડની હંગાર માહેલું ઉંચામાં ઉંચું શીખર હોવું જોઇયે એમ તે સાર પોતે ઉઠાડે છે. તેની આ શોધ ઉપર ફ્રાનસના આલમાઓએ તો કશુંબી લક્ષ આપયું નહોતું, કેમકે તેની વીરૂધમાં તરતજ બીજા બે રેસાલા ઇ૦ સ૦ ૧૮૮૦ માં બાહેર પડયા હતા. તેમાંનો એક રેસાલો તો હારલે જેવા જંદ વીદયારથીની તરફથીજ તેના રદીયા તરીકે બાહેર પડયો હતો, જેમાં તે અવસ્તા વીદયારથી પોતાને અભીપ્રાય એમ દરશાવે છે જે, અવસતા ઉપરથી આરયનોનું અસલ રહેઠાણ કયાં આવેલું હતું તે બીના કાંઇ ચોકસ રીતે માલુમ પડી સકતી નથી. તેમાં ઇરાન અને ઇરાનીઓનેજ લગતી દરેક ચીજો આવેલી છે અને જરથોસતી ધરમ અને બરોબર રીતે બોલીઓ તો, માજદયસનાન ધરમની પેલી બે શકતીવાલા ધરમ ઉપરજ ફકત વયાખયાન અપાએલું છે. તેમાંથી ઇરાની લોકોનુંજ વખતે અસલી મથક આપણે અવલોકન કરી શકીએ છીયે; પરંતુ તેમાંથી એશીયાના તમામ આરયનોની પ્રથમ ભુમી શોધી કહાડવી મને બહુજ મુશકેલ લાગે છે અને જો તેમજ હોય તો તમામ અસલી આરયનોની પ્રથમ ભુમી. તેમાંથી શોધી કહાડવી તો વધારે મુશકેલ કામ થઇ પડે તેવું છે." તે પછી એશીયાની તરફેણમાંજ જે છેલો ફ્રાનસીસ આલેમ બાહેર પડયો હતો, તેનું નામે જે વાનદન ગીઅન કરીને હતું. તેણે પેદરપે ઇ૦ સ૦ ૧૮૮૧ થી તે ઇ૦ સ૦ ૧૮૮૩માં એ બાબદસર ત્રણ રેસાલા બાહેર પાડયા હતા; તેમાં આગલા લખનારાઓ ઉપર ટીકા કરતાં, પોતા તરફથી પાંચ મોટા બાબો લખી ઘાલયા હતા અને પીકતેત માફક તે અસલ ભુમી બાખત્રીયાનીજ પોતે બી ઠોકી બેસાડવા માગે છે. મારે અત્રે વલી એમ બી ખુલાશો સાથે બાગયો કરી જવોજ જોઇએ, કે જેમ હારલે ઉપર કેહે છે તેમ, "માંજદીયશના ધરમ પેલી બે શકતીવાળો ધરમ" તો કાંઇ છેજ નહી; તે બંને દવીતયા ભેદી શકતીઓ તો જરથોશતી ધરમની શોયા ઉમદા ફીલસુફીજ માત્ર આપણને શમજાવે છે; કેમકે અશલમાં આ જગતમાં પાપ અને બદી કેમ પેદા થઇ ગઇ, બળી પ્રકરતી માને "મેતર" તેમાં કેમ

જાગી ઉઠી અને તેનો કારોબાર શું ધોરણ ઉપર સદાકાળ ચાલુજ રેહેલો છે, તે વીશેનું ફીલસુફી ભરેલું જ્ઞાનજ ફકટ તેમાં દરસાવામાં આવેલું છે.

## આરીયન તથા સીમેટીક ટોળાંઓનો પ્રથમમાં સમાગમ કાંહાં આગળ અને કીઆ જમાનામાં થયો હતો, તે વીશેનો ભાશા શાસ્ત્રોપરથી નીપજાવી કહાડેલો કાંઇક નવો જેવો શારાંઉસ.

અતયાર સુધી જેબી જોદ્ધાઓ એથી યાની તરફેણમાં વાદવીવાદ લઇ બેઠેલા હતા, તેઓનો મુલ આધાર ઇનદો-યુરોપીયન ટોલાંઓની ભાષા, કેલવણી તથા એક મેક સાથનાં સંબંધ ઉપરજ ગોયા ટંગાઇ રહેલો હતો. હવેથી તેજ સારાંશપર આવવા સારૂ, બીજીજ તરેહના વીદયારથીઓ બાહેર પડયા હતા, કે જેઓએ નવીજ તરેહની રૂઢી એ કારણસર પોતે એખતયાર કરેલી છે. તેઓ ઇનદો-યુરોપીયન ટોળાં, સીમેટીક જેવાં માનવી જાતોના બીજાં ટોલાં તથા તેઓની ભાષાઓ સાથે એકમેકના સંબંધમાં અસલમાં કયા જમાનામાં તથા કયાં આગળ આવીયાં હતાં, તેપર જુસતેજો ચલાવવા મંડી ગયા છે. તકરારની રૂઢી એમ બદલી નાખવામાં તેઓની મુરાદ એ છે જે, એ બંને મોટી વરણોની ભાશાઓમાં કોઇ કોઇવાર મોટો સંબંધ જણાઇ આવે છે, કે જેથી એમ પુરવાર થઇ શકે છે જે, તે વરણો એક વેળાએ એકમેકની કેડે નજદીકીઓમાં વસીજની જોઇયે. હવે એ સીમેટીક ટોળાંની અસલ ભુમી યુરોપમાં આવવી જોઇયે, એમ તો કોઇથીબી હીમતથી કહી શકાય તેવુંજ નથી, માટે તેઓએ આ નવી રૂઢી પોતે હાથ ધરી છે, કે જેથી આરયનોની અસલ ભુમી વીશેની સચાઇ રોશન રોજની માફક લોકો આગળ પુરવાર થઇ શકે અને કશો દગેદગો કોઇના મનમાં જરાબી રહી શકેજ નહી. આ નવી જાતની શોધ હજુર પોતાની બચગી હાલતમાં હોવાથી તે પર અદયાપી પુરતો ભરોસો રાખી શકાતો નથી, કેમકે આ સકોલી નામનો એક જરમન વીદયારથી કહે છે જે, સીમાટીક ભાષાના શબદોના મુળ ધાતુઓ ત્રણ રીતે ઉથલાવી શકાય છે, માટે તેઓ ઇનદો-યુરોપીયન ભાષાના શબદોના મુલ ધાતુઓ સાથે સરખામણી કરવામાં બહુજ આડે આવે તેવા છે. માટે એ બંને વરગોની ભાષાઓના મુલ ધાતુઓની સરખામણીઓ કરીઆથી આપણું કશું વલી શકે તેવું નથી. આ પરથી સરેદર અને સપ્રીનગર જેવા બે મોટા સીમાટીક જરમન વીદયારથીઓ પહેલાં તો એમ સાબેત કરવાની વેતરણ કરે છે કે, સીમેટીક ટોળાંઓને વીખરાવાની મુલ ભુમી અસલમાં અરબસતાનની બોરડુ ભણી કેથે દક્ષીણ દીશા તરફ આવવી જોઇયે; કેમકે તે ટોળાંની વાંટણી થવા સારૂ તે તરફની જગયાની લંબાઇ અને પોહોળાઇ, તવારીખના કાયદા કાનુનો સાથે ગોયા બંદ બેસતી ઉત્રે છે. તે પછી કરેમર નામના બીજા એક પંડીતે એ બાબદને ઉઠાવી લીધી છે. તે કહે છે જે હેવાનાત, નબાતાત અને જમાદાત જેવી કેટલી એક વસતુઓના નામો સીમેટીક ટોળાંઓની કેળવણી ઉપરથી, આરયનોએ જે નકલો કરેલાં છે, તે પર જબાનશનાસી તથા ઝાડગાન અને જાનવરોનાં રહેઠાણોની જગયા યાને ભુગોળ વીદયાની શોધોને આધારે એમ સાબેત થઇ શકે છે કે, જે જે જગયાઓ ઉપર હાલમાં સીમેટીક ટોળાં પંથરાયલાં છે, તેઓ અસલમાં ઉતર તરફની કોઇક ભુમી તરફથી આવવાં જોઇયે. તેઓનાં હેવાનાત તથા નબાતાત (ઝાડપાનો) વીશેના સીમેટીક શબદોની સરખામણીઓ કરયા ઉપરથી, એમ માલુમ પડી શકે છે કે, (૧) તો તે ટોળા વીખરાવા માડયાં તે પુરવે તેઓને ઉંટ જેવું પ્રાણી માલમ હતું. વલી (૨જું) તે વેળાએ તેઓને ખજુરીનાં ઝાડો તથા સુતર મુરગો વીશેનું કશું પણ ભાનજ ન હતું. માટે અરબસતાનને જો તેઓનું મુલ વતન ગણયું હોય તો તેમ બની શકવું જોઇતુંજ નથી, કેમકે તયાં તો ખજુરીનાં ઝાડો તથા સુતર મુરગો બેશુમાર મલી આવે છે અને તે ભુમી તો તેઓનું ગોયા અસલ ધરથીજ વતન ગણાએ છે.

આગળ ચાલતાં તે વીદયારથી એમ જણાવે છે કે " પુરાતન કાલથી જે ભુમીમાં ઉંટ જેવું પ્રાણી વાસો કરી પડેલું હતું; પરંતુ જે ભુમીમાં ખજુરીના ઝાડો કે સુતર મુરગો મળી શકતાં નથી તેવી ભુમીની જો આપણે શોધ કરવા બેસીએ છીયે તો, તેવી ભુમી મધયે એશીયા ખંડના વીસ્તીરણ પાહાડી મુલકોમાંથીજ ફકત મળી શકે તેવી છે; યાને તે ભુમી જહુન અને સહુન નદીની વચો વચમાં પામીરના પાહાડોની અગાસી રોકી ભુમીની આથમણ દીશા ભણી આવવી જોઇયે અને તયાંનાંજ મધય બીંદુમાંથી ઘોડાની પણ સપર પહેલીવાર પેદાયશો થવા માંડી હતી, એમ સમરદા જેવો એક અપક્ષપાત કુદરતી તવારીખ જાણનાર વીદયારથી ખુલેખુલી રીતે એકરાર કરી ગયો છે. ( જુઓ તેની ભુગોળ ) અહીંયાંથીજ સીમેટીક ટોલાંઓએ પ્રથમમાં વીખરાવા માંડયું હતું. તેઓએ જહુન નદીની નઇરૂત દીશા ભણીના વહેતા પ્રવાસની તરફનો રસ્તો સપર પહેલાં તો લીધો હતો. તયાંથી કાસ્પીયન સરોવરના દક્ષણ ભણીના કીનારાની સરહદપર થોડું કવેર વસીને, અલબુરૂજના પાહાડની કોઇ એક પાસ ઓલંગાવીને તેઓ મીડીયાના પ્રાંત ખાતે પછી જઇ રહયા હતા અને તયાંથી મીડીઆમાં આવજાવ કરવા સારૂં હોલવાનની જે સાંકડી ખીણ આવે છે, તે ખીણ ઓલંગાવીને તેઓ આખરે અસીરીઆ તથા મીસાપોતેમીઆની નીચલી ભુમીઓમાં પેઠાં હતાં અને તયાં કાયમ મુકામ થઇ પડી, તે શીમેટીક ટોલાં પછી આસપાસ ચોતરફ આસ્તે આસ્તે વીખરાતાં ચાલયાં હતાં અને જડ ઘાલી બેઠાં હતાં. કરેમરની રૂજુ કરેલી આ તકરારોને તયાર બાદ કેટલા એક સુધારા તથા વધારા સાથે ફરીતઝ હોમલ નામના બીજા એક જરમન વીદયારથીએ પોતેબી ઉપાડી લીધી હતી. તેણે ઇ૦ સ૦ ૧૮૭૮ થી તે ૧૮૭૯ સુધીમાં એ બાબદસર બે ગ્રંથો લખીને છપાવયા હતા. પહેલામાં તેણે "સીમાટીક ટોલાંઓનું અસલ મથક " તથા બીજામાં " દક્ષીણ તરફના સીમેટીક ટોલાના મુલકોના ધવાડનાર પ્રાણીઓનાં નામો." પર સારીકાની પોતે વીવેચન કરેલું છે. એ પુસ્તકો પ્રસીધ કરવામાં તેની મુલ મતલબ એમ દેખડાવવાની છે, કે " કયાં કયાં હેવાંનાત તથા જમાદાતો સીમેટીક લોકોનાં અસલ મથકમાં આવયાં હતાં, કે જેઓ અરબસ્તાનમાંથી તો કેવલે મલી શકતાંજ નથી અને જો મલે છે તો કોઇક છુટી છવાઇ જગયાઓપરથી એકલ દોકલ હાલતમાં હાથ લાગે છે." એ જાતનાં પ્રાણીઓમાં તે " બુબબુ " યાને બાલાબીછ, " રાઇમુ " યાને જંગલી બળદ અને "નમીરૂ" યાને ચીતા વાઘને ગણી જાય છે; કેમકે તે નામો અસલી સીમાટીક જાતીનાં છે, તેમાં તો કશો શકજ નથી. વળી જે જાનવરો ખાસ કરીને ફકત અરબસ્તાનમાંથીજ મલી શકે છે, જેવાં કે સુતર મુરગો, જંગલનાં સીચહાગોશો અને જરબોઆ નામના સાપો, જેઓનાં નામો અસલી સીમાટીક ભાષામાંથી મલી આવતાં નથી, તે બીનાપર ઘણું વજન મેલવા તે પોતે દુરૂસ્ત જોતો નથી; કેમકે તે નામો કોઇ કોઇ સીમાટીક ભાષાઓમાં જે એકસાન રીતે જોવામાં આવે છે, તે માત્ર અકસમાતથી વખતે રહી ગયાં હશે અને બીજીઓમાંથી તેઓ સંદતરૂજ વીસરાઇ ગયાં હતાં, તેથી તેઓને બદલે પારકા લોકો કનેથી લીધેલા બીજા નવાજ શબદો જલવાઈ રહેલા દીસે છે. એ જુદાં જુદાં સીમેટીક ટોલાં એકમેકથી કેમ છુટાં પડતાં ચાલ્યાં, તે વીશે હોમલ પોતાનો અભીપ્રાય એમ દરશાવે છે જે, ઘણાજ કદીમ જમાનામાં અસલી સીમેટીક ટોળાંની જાતીમાંથી બાબેલોનીઅનો તથા આસીરીઅનો સપર પહેલાં તો છુટાં પડી ગયાં હતાં; પરંતુ સુરીઆનીઓ (સીરીઅનો), ફીનીશીઅનો તથા અરબો તો પોતાનાં અસલી રહેઠાણમાં હજુર વેર સલામતીથી ઘણી લાંબી મુદત સુધી એકઠાંજ પડી રહેલાં હતાં અને કેથેબી પોતે ચત્રાએલાં જ નો હોતાં. તે વીશેની સાબેતી સીમેટીક ભાષાના પુરણભુત વરતમાન કાલનાં રૂપો ઉપરથી મલી શકે છે એટલુંજ નહી; પરંતુ દ્રાક્ષ, જીતફળ, અને અંજીરના ઝાડના છોડવાઓ તથા ખજુરીનાં ઝાડો અને ઉંટોનાં નામો વીશેના સીમાટીક શબદો ઉપરથીબી સાફ જણાઇ આવે છે, કે જે સબદો અસલી સુરીઆની, અરબી તથા ફીનીશીઅન ભાષાઓ સાથેજ ગોયા ફકત એક મળતા ઉતરે છે. તે સીરીઓ–ફીનીશીઅન–અરબી ટોળાંઓ એકમેકથી છુટાં પડયા વીના અને પોતાનાં નામો વટીક બદલયા વગર, આખરે મીસાપોતેમીઆના પ્રાંત ખાતે પોતે કાયમ મુકામ

થઇ પડયાં હતાં, અને સાંજ તેઓએ ખજુ
રીનાં ઝાડોની પછી કેળવણી કરવા માંડી હ
તી, કે જે ઝાડો તે પુરવે તેઓને માત્ર જં
ગલી દરખતો તરીકેજ જણાએલાં હતાં.
જો કે સીમેટીક ટોળાં ચોમેર વીખરાતા ચા
લયાં તે આગમજ તેઓનો અરધો અરધ ભા
ગ તો છેક મીસાપોતેમીયાના પ્રાંત વેરજ
ચત્રાએલો હતો એમ હામેલ વીચારે છે;
તોબી કરેમર સાથે આ બીનામાં તો તે
એકમત થાય છે જે, તેઓ અસલમાં એશી
યાના મધય ભાગમાંથીજ નીકળીને પછી
ત્યાંની પેલી બે નદીવાળી ભુમીમાં ઉતરી
પડયાં હતાં; કારણ એ જે આરયન તથા સી
મેટીક ભાષા જો કે એકમેક સાથે એક મળ
તી તો આવતીજ નથી, તોબી તેઓમાં કેટ
લા એક સુધારાને લગતા શબ્દો એકમેક સા
થે એવાતો આબેહુબ એક મળતા ઉતરે
છે, કે જેથી તે બંને તાયફાઓનો સં
બંધ, તે નદીઓ આગળ ઘણાજ પુર
વે જમાનામાં કોઇ કાળે કેથે થયો જોઇયે
એમ સ્પસ્ટ રીતે માલમ પડી શકે છે. એક
મેકમાંથી ઉછીઠા લીધેલા એવા શબદોનો સા
રીકાની હોમલે પોતાના "આરયન અને સી
માઇટ" એવે નામનાં પુસ્તકમાં સંઘરેહ આ
પેલો છે, કે જેમાંથી થોડાએક શબદો નમુના
તરીકે હેઠળ ઉતરયા છે, કે જેથી તેઓનું એક
સરખાપણું તરતજ વાંચનારાંઓના ધયાનમાં
ઉતરી શકશે. તે શબદો આ પ્રમાણે આવેલા છેઃ—

| અસલી ઇંનદો— જરમાનીક શબદો | અસલી સીમેટીક શબદો. | માંયનાં. |
|---|---|---|
| ૧ સ્તોવરા | તોવરૂ | વાછરડો. |
| ૨ કરન | કરનુ | શીંગડું |
| ૩ લઇવા અથવા બીવ | લાબીઆતુ અથવા લી બાતુ | સીંહ |
| ૪ બારત | હરૂદુ | સુનનું |
| ૫ સીરપર | તારપુ | રૂપું |
| ૬ વાઇના | વાઇનુ | દ્રાક્ષ |

અસલી સીમેટીક શબદ વાઇનુ યાને દ્રા
ક્ષનું ગરીકમાં ફોઇનોસ, લાટીનમાં વાઇનુમ
તથા અલબાનીઅન ભાશામાં વીની કરીને જે
નામ છે, તેપર ઘણો ભાર મેલી તે શબદને
આધારે તે એમ જણાવે છે જે, કુહેકાફના
પાહાડની ઉતર તરફ, આથમણ ભણી ચત્રાતાં
અને એશીયા ખંડનો મધય ભાગ છોડી
જતાં, જયારે યુરોપીયન આરયનો કાયમ મુ
કામ થઇ પડયા અને તેજ પહાડની દક્ષીણ
ભણી બાબેલોનીઅનોના છોડી જવા બાદ, મ
ધય એશીયા ખંડમાંથી ચત્રાતાં આવીને સીમે
ટીક ટોલાંબી જયારે એકમેકની પડોશમાં
જઇને વાસો કરી પડયાં હતાં, ત્યારે દ્રાક્ષ
વીશેનો વાયનું શબદ તેઓમાં દાખેલ થયો
હતો; કેમકે પુરવે જમાનાથી તે આજ દીન
સુધી તે લતા તરફ દ્રાક્ષાના છોડવા બેહદ
ઉભાઇ જાય છે. તોબી મેયર અને બીજા
જરમન પંડીતો સીમેટીક ટોલાંઓનું અસલ
મથક અરબસ્તાનમાં આવેલું હતું, તેનીજ
તરફેણમાં પોતાના અભીપ્રાયો દાખલા દલીલો
સીખે તે પછીબી દરશાવયા ગયા છે;માટે સીમે
ટીક વીદયારથીઓમાં એ મતફેર હજુર ચાલે છે
અને કશો વાસ્તવીક સરાશ અધયાપી આવેલો
દીસતો નથી. તોબી આ વાત તો સાચીછે, કે ઘણા
પુરાતન કાળમાં સીમેટીક ટોલાંબી મધય એશીયા
ખંડમાં કેઠે વાસો કરી ગયાં હતાં અને ત્યાંથી પછી
તેઓ અફરાત તથા દજલા નદી આગલ આવીને
પાછલથી તે તરફનાં દેશાવરો ખાતે કાયમમુકામ
થઇ પડી; વધારે આથમણ અને દક્ષીણ ભણીના
દેશાવરો ખાતે પોતે ચત્રાતાં ગયાં હતાં.

આ બીનાને અવસ્તા તથા શાહનામામાં
જણાવેલી કદીમ તવારીખોપરથીબી કાંઇક ટે
કો મલી શકે છે; કેમકે તેઓમાં સાફ એમ
વરણવે છે, કે જ્યારે આરયનાવેજો યાતો બા
ખત્રીયાના પાદશાહ જમશેદે તકોબરી કરવા
માંડી અને નેક રાહ પોતે છોડી દીધી, ત્યારે તે
ના મુલક ઉપર તેની દક્ષીણ અત્રાફ ભણી
સહુન અને જહુન નદીઓ વચે આવેલાં કો
ઇક "બવરી" નામના સીમેટીક શેહે
રમાંથી પાદશાહ જોહાકે પછી હુમલો
કરયો હતો અને જે શેહેરમાં ઘોડાઓની પ
ણ ઉતપતી સારી કાની થતી હતી, એમ આ
પછી કેટલી એક યસ્તો પરથીબી હાલમાં સા
ર કહાડી શકાય છે; કેમકે ત્યાં એ જોહાકને
"બેવર અસ્પ" કરીનેબી કહેલો છે. એ જોહાક
જોકે અવસ્તામાં જણાવયા પ્રમાણે પોતે જાતે તો
આરયન લોહી ધરાવતો હતો, પરંતુ બદ રાહ
અખત્યાર કરી બેહાથી અને આડે રસ્તે ઉત
રી પડયાથી, અરબો જેવાં સીમેટીક ટોળી તે
જમાનામાં જે આ મજકુર નદીઓ આગળ
વાસો કરી પડેલાં હતાં,તેઓનો તે રાજા જેવો થઇ
પડયો હતો અને મહાબળવંત જેવો પોતે ત્યાં થઇ
બેઠો હતો.

## માનવી જાતોનાં મોહડાંનો કલલો તથા રૂપ રંગ વાગેરે બાબદાપરથ આરયનોનું મુળ સ્થળ યુરોપમાંજ કેથે આવયું હતું, તે ઉપર ફરીને યુરોપનાં ઓલમાઓએ નાખેલું બીજું નવી તરેહનું અજવાળું.



ત્યાર બાદ માનવી જાતના શરીરનું બયાન તથા તેઓની કુદરતી તવારીખ વીશેની શોધોએ વધારે લાંબાં લાંબાં પગલાં ભરવા માંડયાં અને તે વીદયાનો પ્રસાર ભોકોમાં વધારે ને વધારે જ્યારે પેવસ થતો ચાલયો, ત્યારે કેટલા એક વીદયારથીઓ યુરોપની તરફેણમાં પાછા વલી દોરવાતા ચાલ્યા. તેમાં સપર પહેલું નામ આપણે ફેદ્રીક મુલરનું જોઇયે છીયે, કે જે શખસ એક જબરો જબાશનશાસ વીદયાર થી હતો એટલુંજ નહીં; પરંતુ તે સાથે તે મનુષય જાતી વીવેચન વીદયાનુંબી સારૂ જેવું જ્ઞાન પોતે ધરાવતો હતો. તે વીદયારથીબી બેનફી અને મુલરની ઉપર જણાવેલી તકરારો સાથે એક મત થઈને યુરોપ ખંડમાંજ આરયનોનું અસલ મથક મેલવા માગે છે અને ઇનદો-યુરોપીયન ટોળાંઓની સપર પહેલી વીખરાવાની ભુમીનેબી તે બેનફી માફક યુરોપની આગનીકોણ તરફીજ ગણવાને તકરાર ઉઠાવે છે. પરંતુ તયાંથી એ ટોળાં ચોમેર પથરાતાં ચાલ્યાં તે પુરવેબી, ઘણાજ કદીમ જમાનામાં તેઓ તયાંનાં કંઇ અસલી રહેવાસીઓ તો નહોતા, પણ આરમીનીઆની પાહડીભુમીઓમાંથી આવીને તયાં વાસો કરી પડયાં હતા એવો તે પોતાનો અભીપ્રાય દરશાવે છે. અસલમાં આરયનો તથા સીમાટીક ટોળાંના પુરવજો એકમેકની પડોશમા એશીયાના મધય ભાગમાં કેથે વસી ગયા હતા, તેને આધારે તે આવા અભીપ્રાયપર પોતે આવી જાય છે, અને આ આરમીનીઆની ભુમીનેજ તયારબાદ ઇનદો-યુરોપયન ટોળાંઓની અસલી ભુમી તરીકે ગણવા સારૂ બરૂન હાફરેબી ઇ. સ. ૧૮૪૪ માં "ઉબર દેન ઉરસીતજ દર ઇનદોગ" નામનો એક ગ્રંથ પોતે બાહેર પાડયો હતો. તે આલેમ કુર અને એરાક્ષીસ જેવી નદીનાં નામોને આધારે એમ તકરાર ઉઠાવે છે કે, તેવાં નામો ઇનદો-યુરોપીયન ટોળાંઓની સરવે ભુમીઓમાંથી હાથ લાગે છે અને તે નામની નદીઓ તો અસલમાં આરમીનીઆનીજ ભુમીમાં એકમેકની બેહેનો તરીકે જોડાઇને તયાં પોતાનો પ્રવાહ અધયાપી કરતી ચાલી જાય છે. એસીઆની ભુમીની તરફેણમાં જે જે વીદયારથીઓ પોત પોતાના વીચારો જણાવી ગયા છે, તેઓનો અચછો સંગ્રહ કરીને એ બાબદ તયાર બાદ, સ્પીગલ જેવા બાહોશ જંદ વીદયારથીએ પણ ઉપાડી લીધી હતી. તેણે પેદરપે એ બાબદસર ત્રણ દફતરો પ્રસીધ કરયાં હતાં; જેવાં કે "આઉસલાંદ" (ની બે આવરૂતીઓ); "દાસ ઉરલાનદ દર ઇનદો જરમાન" અને "ઇરાનીસ્ચ આલતર તુમસ કુનદી" કરીને, કે જે સઘળાં દફતરોમાંથી તેની તકરારનો મુખય ભાવારથ આ મુજબ ખેંચી કહાડી શકાય છે. તે કહે છે જે વંદીદાદની પહેલી ફરગરદમાં આરયન ટોળાંઓના વીખરાવા વીશેની વારતા તો કંઇ વળે આવેલીજ નથી અને બીજી ફરગરદમાં જમશેદ પાદશાહ વીશે જે હેવાલ આવયો છે, તેવો પાદશાહ કોઇ થઇ ગયેલોજ નથી અને તે તો કોઇ કલ્પીત શખસજ હતો! સ્પીગલના આ વીચારની વીરૂધ હવે પછી હેઠલ આપણે જુમબેસ ઉઠાવીશું. હાલમાં તો તે શું વીચારો પોતા તરફથી દરશાવે છે તેનોજ ઇનતેખાબ અત્રે આપવાનો છે. તે પોતે વલી ધારયા મેલે પાછલા પેહેલવી નવીશનદાઓને આધારે એમ જણાવે છે જે, વંદીદાદની જણાવેલી પેલી આરયનાવેજોની ભુમી અસલમાં આદરબાઇજાન (આતરોપેતી)ના પ્રાંતની ઉતરમાં કેથે આવવી જોઇયે. પોતાની આવી તકરારના બચાવવામાં તે એમ સહાદત રજુ કરે છે કે, ચીનાઇ લોકોના કહેવા પ્રમાણે ઇસુની બે સદીઓ પુરવે, યુતી નામનો જે ટોળો ગ્રીક લોકોનાં બાખત્રીયાની સરજમીનપર સ્થાપેલાં નવાં રાજય ઉપર લુટફાટ ચલાવવાનાં હેતુથી જે ઉતરી પડયો હતો, તે ઇનદો-યુરોપીયન ટોળાઓનો મધય એશીયાખંડના મુલકોમાંથી ગોયા સરવેથી છેલો હુમો હતો અને તે યુઇતી ટોળાંને પાછળથી લોકો થતા કરીને જે કહેતા હતાં, તે શબદ ગીતા યાને સાથ એવાં ગીશરા નામ સાથે ગોયા બંદ

બેસ્તો આવે છે; માટે ચીનાઇ ગ્રંથકારોનો જણાવેલો યુઇતી લોકોનો ટોળો, તેજ યુરોપ ખંડમાં પાછળથી જણાએલો પેલો ગાથ લોકોનો જ ટોળો હોવો જોઇએ. સ્પીગલના આ વીચારોનું ખોટારૂ દેખડાવવા સારૂ બીજા વીદવારથી આ વાજબીની રાહે એમ તકરાર ઉઠાવે છે જે, ચીના ગ્રંથકારો ખુદબખુદ પોતે એમ એકરાર કરી ગયા છે કે, એ યુઇતી લોકો તો તીબેટના વતની હતા અને યુસન નામનો બીજો એક ટોળો જે ચીનાઓનાજ કહેવા પ્રમાણે બલુ રંગની આંખો તથા ગોરા લોકો જેવી દહાડી પોતે ધરાવતો હતો, તે પરથી આ મજકુર વીચાર સપર પહેલાં હસ્તી પામયો હતો; પરંતુ ચીનાઓ તો ખુલ્લેખુલી રીતે એમ જણાવી ગયા છે કે તે લોકોએ તો ગ્રીક લોકોના બાખત્રીયાના રાજને કંઇ તારાજ કરયુંજ કહોતું, પણ દસુનગારીઆઇ નામનાં પોતાનાં મથકો ખાતેજ શાંત હાલતમાં પડી રહેલા હતા. આગળ ચાલતાં સ્પીગલ વળી એમ પણ બોલે છે જે, કાશગર અને યારકંદના તાદજીક લોકો, જેઓ બુરજીગરીનો પેશો કરે છે અને ફારસી ભાશા બોલે છે, તે જાતની તવારીખ ઉપરથીબી, એશીઆ ખંડની વચોવચમાંની જમીન આરયન ટોળાંઓની કંઇ અસલ ભુમી તો ઠરતી નથી; કેમકે તે ટોળો તો પાછળથી ઇરાન ખાતેથી ઉતર તરફ ચત્રાએલો હતો. જયારે મુસલમાની દોર ઇરાનમાં શરૂ થયો અને અરબોએ જોર જુલમથી ત્યાંના પારસીઓને વટલાવવા માંડયા, તયારે એ તાદજીક લોકો પોતાના ધરમની લાગણીને લીધે ઉતર તરફના દેશાવરો ભણી નાસભાગમાં પડી ગયા હતા; તો જો કે અસલમાં તો તેઓ પારસીઓનીજ જાતીમાં ખપતા હતા અને મજદયસ્નાન ધરમજ પોતે પાલતા હતા; એવો મારોબી આધીન અભીપ્રાય છે, કે જે મત સાથે દસ્તુર મુલાં ફીરૂજબી એક મળતા ઉતરે છે. તે લતાઓ તરફબી અરબોના દોર પાછળથી વધી પડયાથી, તે બીચારાઓને બી લાચારીએ એસ્લામી ધરમ કબુલ મંજુર આખરે રાખવો પડયો હતો, એમ તવારીખ ઉપરથી સાફ દીપી નીકળે છે. સંસક્રીત અને અવસ્તા જેવી અસલી ભાશાઓને આધારે, જે વીદવારથીઓ ઇનદો–યુરોપીયન ટોળાંઓનું અસલ મથક એશીઆમાં કેઠે આવયું હતું, તે વીચારને બી સ્પીગલ વીતની જેવીજ દલીલો પોતેબી રજુ કરીને વગોવી કહાડે છે. અકસર કરીને એ લખાણોમાં સ્પીગલ, મોનીઅર વીલયમસનાં લખાણોપરજ પોતે ઘણો ઉતરી પડે છે; કેમકે તે વીદવારથી તે અસલ ભુમીને પામીરનાં પહાડોપરની સપાટ ભુમીઓ ઉપર મેલવાની કોશેશ કરે છે અને કહે છે જે તે ભુમી દરયાની સપાટીથી પંદર હજાર ફીટ ઉંચાણમાં આવેલી છે અને તેની આસપાસ વળી બીજા સાત હજાર ફીટ જેટલા ઉંચા પરવતો ઉભાઇ જાએ છે; માટે તયાંજ ઇનદો–યુરોપીયન ટોળાંઓનું અસલ મથક આવવું જોઇયે. તેની વીરૂધમાં તે એમ તકરાર ઉઠાવે છે કે, "તે ભુમીનાં ઇનદો–યુરોપીયન ટોળાંઓનો સમાવસજ તે .કેમ થઇ શકયો હશે; કેમકે તેઓની સંખયા એટલી તો બેહોળી હતી કે, તેઓ પાછળથી ઇરાન તો શું પરંતુ હીંદુસ્તાન તથા યુરોપ ખંડનોબી મોટો ભાગ પોતે પચાવી બેઠા હતા અને તયાંના અસલી રહીશોનો એવો તો કચડઘાણ તેઓએ કહાડી નાખ્યો હતો કે, તે બીચારાઓની હસ્તી વીશેની એક નીશાન પણ અદયપી બચી શકીજ નથી." સ્પીગલના આ બોલવાને વાન હેનગીન નામનો બીજો એક ફરાનસીસ આલેમબી ટેકો આપતી વેળાએ પોતે એમ કહે છે જે, "પામીરની આસપાસના દેશાવરો ખાતેથી અસલી આરયનો વીખરાતા ચાલયા હશે, તે વાત વખતે આપણે કબુલ પણ રાખી શકયે; પરંતુ તેવી બીન ફળવંત પાહાડી જમીનોપર કોઇબી જાત ખીલી નીકળે, તે બીના આપણા માનવામાં આવી શકતી નથી, કે જે વાતને અરવાચીન મુસાફરોના અવલોકનો પરથીબી સારી કાની ટેકો મલી શકે છે." (જુઓ તેનું "આરયનોનું પ્રથમ રહેઠાણ" પા૦ ૨૮ મું.) જો કે સ્પીગલ બી છાતી ઠોકીને તો એમ કહેવા પોતે હીમત કરતોજ નથી કે, આરયનોની અસલ ભુમી યુરોપમાંજ આવી હતી, કેમકે તે બીના હજુર તો એક અટકળ જેવીજ તે ધારે છે; તોબી તે પોતાનો એવો અભીપ્રાય દરશાવી જાય છે કે, તેવી ભુમી યુરોપની દક્ષીણમાં ૪૫° થી ૬૦° અક્ષાંસવાળી કોઇક ભુમીઓમા જો આવી હોય તો, તે જગા એ ટોળાંના અસલી મથક તરીકે બંદ બેસ્તી આવે તેવી છે, કેમકે ત્યાંની નીચાણ ભુમીમા છુટી છવાઇજ ટેકરીઓ જોવામા આવે છે એટલુંજ નહી, પણ ત્યાંનું હવા પાણીબી મોતેદીલ હોવા

વી રાઈ (જવ) અને ઘઊં જેવો અનાજ પ
ણ જથાબંધ ત્યાં ઉગી શકે તેવો છે. તયાના
મધયબીંદુમાથી આરયનો પછી ઉગમણુ તથા
આથમણુ ભણી ફાટયા હોય તે, તે બનાવ બ
ની શકે તેવો છે; પરંતુ તેને દેશાંતર કરીને
કહેવું અને ગણવું તે બાબદને સ્પીગલ પોં
તે માનય કરતો નથી. તે કહે છે જે "જેમ જે
મ અસલી ઇનદો-જરમાનીક ટોળા વધારે ને
વધારે ચત્રાતા ગયા અને પોતાની પડોસના
બીજાં ટોળાંને બી ઠેકાણે ઠેકાણે પોતપો
તામાજ આમેજ કરતા ચાલયા અને તેઓની
જ આંખોથી કેટલીએક ચીજોને તેઓ પોતે
પણ જયારે જોવા લાગા; તયારે તેઓની બોલી
ઓમાંબી તફાવત પડે તો તેમાં આશ્ચરયકારક
જેવું કશું નથી. વખત જતાં તે
ભાષાઓ પછી પોતે તયાં સવતંત્ર રીતે
ખીલવા લાગીઓ અને તે જમાનામાં લખ
વાના સાધનો ન હોવાથી અને પોત પોતાની
બીજી શાખાઓ સાથે વેહેવાર, દુરીના સબબો
થી કમતી થતો ચાલયાથી, તે બોલીઓ પછી
પગભર થતી ગઇઓ અને જે ટોળો ઘણો
દુર નીકળી ગયો હતો તે તો વધારે મકમ
થતો જઇને, પોતાના બાપીકા મુલકોની
મુળ શાખાથી સદંતરજ હવે વીસરજ
ન થઈ ગયો હતો અને તેવોજ મામ
લો થઇ પડયાથી દરેક શાખા એકમે
કથી સદતરજ હવેથી છુટી પડી ગઇ હતી."
(જુઓ તેના ઇ૦ સ૦ ૧૮૭૧ મા છપાવી
પ્રગટ કરેલાં "આકસલાનદ" ને સફે
૫૫૭ મે) સ્પીગલ પછી થીઓદોર પોસ
ચી નામનો એક બીજો વીદયારથી યુરોપની
ભુમીની તરફેણમાં વળી જાગી નીકલયો અ
ને "આરયનસ" એવે નામનું પુસ્તક
ઇ૦ સ૦ ૧૮૭૮ માં તેની કલમથી પ્રસીધ
થયું હતું. તે પુસ્તકમાં કુનોનેજ પગથયે
ચાલીને તે જરમન આલેમ, આરયનોના અસ
લી વતનને યુરોપનીજ ઉગમણુ તરફ મેલવા
તજવીજ કરે છે એટલુંજ નહીં; પરંતુ તેની
ચોકસ જગયાબી દેખાડવવા પોતે પ્રયતનો
કરવા મંડી જાય છે. તે અસલી મુલકને તે
રૂશીઆ દેશની આથમણુ ભણી ટેકરીઓની
હારવાલી જે ભુમી આવી છે, તેની દક્ષીણુ ભ
ણીના એક પ્રાંતમાં તે મેલી જાય છે, કે જેમાં
થી પરીપેત, બેરીસીના તથા નીપર નદીઓ
પસાર થાય છે યાને પીનસક નામની પેલી
મોહોલી ભીનાશવાળી જમીન જે ત્યાં આવી

છે, તેને. તે મુકરર કરવાનાં પોતે ફાંફાં મારે
છે. આવી તેની આશ્ચરયકારક કલપનાનો
આધાર, તેણે મુખય કરીને પ્રાણી ગુણુ ધર
મ શબ્દોના આધાર ઉપરથી પોતે રચેલો છે;
કેમકે મેથ્યુનાવ નામનો એક રૂશયન વીદયા
રથી, જેણે પારીસમાં ઇ૦ સ૦ ૧૮૭૫ માં
ભરાયલી ભુગોળ વીદયારથીઓની દેશો દેશો
ના પરસ્પરના વેહેવાર સંબંધી એકઠી મળે
લી એક મીજલસમાં એક રેસાલો જે વાંચ
યો હતો, તેમાં તેણે એમ જણાવયું હતું જે
તે દેશાવર ખાતે ચમતકારીક બાબદ એમ
જોવામાં આવે છે કે, તયાંના માણસો, જાનવ
રો તથા ઝાડપાનોમાંબી અતીશય ધોળી ચા
મડી, બાલ અને કાલી કાલી આંખો જોવા
માં આવે છે, માટે ગોરા અને કાલી આંખ
વાળા માનવીઓ યાને અસલી ઇનદો-યુરોપી
યન ટોળાંની પેદાયશ બી પરથમમાં તયાંજ
થવી જોઇયે એમ પોસચી તકરાર ઉઠાવે છે.
વળી અસલી ઈનદો-યુરોપીયન ટોળાં ઘણાજ
પુરાતન કાળમાં સ્વીટઝરલાંડ તથા ઇટાલીના
દેશાવરો ખાતે જો જમીન સાફ હોય, તોબી
પોતાની ઝુંપડીઓ માટીના ઢગલા બનાવી
તેઓપર જે બાંધયા જતા હતા, તેવી રસમ તે
ઓમાં જે ચાલુ હતી, તેપરથીબી એ બી
નાને સાબેતી મળી શકે તેમ છે; કેમકે અસ
લમાં તેઓ ભીનાશવાલી જગયાઓમાં વાસો
કરી ગયેલા હોવાથી, તેવી રસમ પોતપોતામાં
તેઓ પાછળથી પણ રાખી બેઠા હતા. યુરોપ
ની એ અસલ આરયન ભુમી પોસચી એમ
ધારે છે કે, તે ખંડની અગની કોણુ તરફ ન
હીં, પરંતુ ઇશાન દીશા ભણી આવવી જોઇયે;
કેમકે સઘળી હયાત ઇનદો-યુરોપયન ભાશા
ઓમાં લુથીનીઅન ભાશા "સરવેથી બેહદ પુ
રાતન" ગણાએલી છે એટલુંજ નહી; પરંતુ
ઘોડાઓપર સ્વારીઓ કરવાનો હુનરબી આ
રયનો છેક પાછલથી મોગલો યાને તુરાની ટો
લાંઓ કનેથી પોતે શીખયા હતા. માટે "અગરજો
આપણે આરયનોનું અસલી વતન યુરોપની અગ
કોણુ તરફ મેલીએ છીયે તો, તેપરથી તો એ
મ સીધ થઇ શકે છે કે, જેમ હાલમાં વીચરાએ
લું છે તેનીબી વીરૂધ ઘણુંક પુરવ આરયનો
ઘોડાપર બેસ્તાં શીખેલા હોવા જોઇએ;" કેમકે તે
તરફ મોગલ યાને તુરકી ટોળાંઓની વસ્તી તો
છેક પુરવે ઘરથીજ જણાયેલી હતી. હવે તેમ તો
કંઇ હીમતથી આપણે બોલી શકતા નથી; તેથી
પોસચી એમ સાબેત કરવા માગેછે કે, તે

પ્રથમ ભુમી યુરોપની અગની કોણુ તરફ ન હી પરંતુ ઇશાન દીશા ભણીજ આપણુને શોધવી જોઇયે. એ વીદયારથીનો ગ્રંથ બાહેર પડતાંજ તેને વરતમાનપત્રોના અધીપતીઓએ ગાયા વધાવી લીધો હતો. કોઇક તેની વીરૂધ તો કોઇ તેની તરફેણમાં મત આપવા પોતે ઉતરી પડયા હતા. જે લોકો કે તેની વીરૂધમાં હતા તેઓ ભાષા શાસ્ત્રને આધારે તેનાપર ઉતરી પડયા હતા, કેમકે પોસચીનુ તે બાબદ સરનું જ્ઞાન છેક ગ્રીમના જમાનાનું અસલી હતું ને તેમાં તેણે પાછળથી થયેલા સુધારા અને વધારાઓ ઉપર કશું પણ લક્ષ આપેલું જણાતું જ ન હોતું. પરંતુ માનવી જાતની કુદરતી તવારીખ જાણનાર શાસ્ત્રીઓ તો ઓર ઉલટી તેની બહુજ વાખવાખી ગાતા બેઠા હતા અને એકર નામનો એક જરમન ફીલસુફ પોસચીની જણાવેલી પીનસકની ભીનાસવાલી જમીનપર આરયનોનું અસલ વતન આવયું હતું અને સફેદ ચામડી અને બાલ તથા કોલી આંખના આરયનો વીશેની બાબદોસર જો કે પોતાનો શક દેખડાવી જાય છે, તોબી આટલી વાત તો તે કબુલ મંજુર રાખે છે કે, તેનાં પુસ્તકથી વીદયારથીઓનાં મંદીરમાં આ હેઠલી બે બાબતોપર તો વધારે સારૂં જેવું નવું અજવાળું પડેલું છે તેમાં તો કશો શકજ નથી. એક તો એ જે ગોરી અને કોલી આંખવાળી માનવીઓમાં ખરેખર એક નોખી વરણજ અસલમાં હતી, જેને પોસચી કહે છે તેમ ગમે તો અરયનો કહો કે જેમ એકર કહે છે તેમ "જાનથોયરોઇ" યાને ગોરા લોકો કરીને તેઓને કહો; પરંતુ તેવી જાત એક વેળાએ હસ્તી તો ભોગવી ગયેલી જ હતી. બીજું એ જે આરયનોની અસલ ભુમી એશીયા ખંડમાં તો નહીં, પરંતુ યુરોપની ઉગમણુ દીશા ભણી કેઠે શોધવી જોઇયે, તેબી બાબદ તેણે બરોબર રીતે પુરવાર કરવાને પેરવીઓ કરેલી છે.

હવે ચાલો આપણે પોસચીની ઉઠાવેલી આ તકરારનું કેટલુંએક ખોટારૂં જરા હેઠળ દેખડાવી આપીએ. જો કે ફીશર, પીનસકની ભીનાશવાળી જગયા સારૂ પોતે સારીકાની વીવેચન આપી ગયો છે અને તે તરફની જગયા સારૂ પોતે જો કે પુરતી જુસ્તેજુઇ વઠીક કરી ગયેલો છે, તોબી તેની પડોશમાં અતીશય ધોળી ચામડી તથા સફેદ બાલ અને કોલી આંખવાળા આદમીઓ વસે છે કે વસી ગયાં હતાં તેમ તો તે પોતે કેહે પણ બોલી ગયલોજ નથી. માત્ર તે તો એમજ જણાવે છે કે, ત્યાંના રહીશોમાં "પલાઇકા" નામનો એક જાતનો રોગ લાગુ પડેલો છે. તે રોગ પોલંદ અને તેને લગતા દેશાવરો ખાતેબી ઉભાઇ જાય છે અને તેની ખાસીયત એવી છે જે, માનવીઓના માથાપરની ચીજો તેઓના બાલોમાં વટીક પેવસ થઇ જાય છે અને તેઓના ત્યાં લેપડા બંધાઈ રહે છે, કે જેથી બાલોને જયારે કાપવામાં આવે છે, ત્યારે તેમાંથી લોહી બીસીઆર ટપકવા માંડે છે; ગોયા બાલ સાથે નેસો જોડાઇ ગયેલી હોય તેમ દીસે છે. એ રોગ ધુળ અને બેપરવાહીથી કહે છે જે તરતજ લાગુ પડી જાય છે. માટે પોસચી એ દરદને પેલી સફેદ ચામડી અને કોલી આંખવાળાં દરદ સાથે ભેળમભેળા કરી નાખી ભુલથી એવો ટોલો પોતા તરફથી મારી ગયો છે એમ હવે સાફ જણાઇ આવે છે. આમ સફેદ ચામડી અને કોલી આંખોવાળું દરદ, શરીરોમાં રંગવાળી જણુસોની ગેરહાજરીને લીધે ઉતપન થાય છે, કે જેમાં લાંબે દહાડે હવાની તાસીર અને દેશે દેશની રૂતુ વગેરે બાબદોપરથીબી પછી ફેરફાર થતો જાય છે; પરંતુ તેનાં કારણો કોઇએ કશાંબી અદયપી શોધી કહાડયાંજ નથી. પોસચી પછી એ તકરારના મેદાનમાં આપણે લીનદન સ્મીતનું નામ જોઇયે છીયે, કે જે શખસ જરમની દેશમાં એક ઘણો કુશળ પુરાતન બાબદોની શોધખોળ કરનાર વીદયારથીમાં ખપે છે એટલુંજ નહીં; પરંતુ માનવી જાતની કુદરતી તવારીખો જાણનારા વીદયારથીઓમાં તો પોતે મોટો દરજજો ધરાવે છે અને તેના વીચારોપર સરવે કોઇ માન અકરામથી લક્ષ આપે છે. તે કહે છે જે "માનવી જાતો વીશેની એક અધુરી જેવી શોધખોળો જે અદયપી થયેલી છે, તે ઓપરથી આટલો તો સાર સહેલથી કહાડી શકાય છે કે, ભાષા સંબંધી એકથાનપણાને લીધે ઉગમણુ તથા આથમણુ તરફના આરયનોમાં જે અસલમાં સંબંધ હતો, તેથી તેઓના શરીરના બાંધાઓમાંબી એકથાનપણું મલી આવવુંજ જોઇયે; હવે તેમ જોતાં તો તે અસલી તકવીઅતપણું શું હીંદુ કે શું તાજીક, શું બુકાર કે બલોચીઓ અને શું પારસી કે ઓસેતીક ટોળાંઓમાંથી તો કેવળે આ

પણી નજરે પડી શકતું જ નથી;" તે પછી તે એનફી સાથે એકમત થઈને કહે છે કે, ઈનદો-જરમાનીક કોષમાંથી હાથી, ઉંટ, સીંહ તથા વાઘ વીશેના એકશાન શબદો મલી આવતા નથી અને તેમજ ફકત ઉગમણુ તરફનીજ આરયન ભાષાઓમાં નહીં, પરંતુ યુરોપની આરયન ભાષાઓમાંથી તે નામો વીશે કાંઈ સંબંધ દીસ્તો નથી. વળી એમ જે કહે છે કે, ઈનના યુરોપીયન ટોળાં આથમણુ ભણી ચત્રાતાં ચાલ્યાં હતાં, તે વાતને તવારીખ ઉપરથીબી કશી પુષ્ટી મળી શકતી નથી; ઓર ઉલટી તવારીખ ઉપરથી તો તેથી ઉલટી એવી શહાદત મળી આવે છે કે, ઈનદો-યુરોપીયન ટોળાં ઉગમણુ તથા દક્ષીણુ ભણીજ ચત્ર તરફ ચાલ્યાં હતાં. એ બાબદોમાં તે કારનક આગલના મીશરી લેખોમાં કહયા પ્રમાણે પેલી આથમણુ પ્રાંતના લોકોની ઈ સુ પુરવે ચઉદમી સદીમાં મીસર દેશપર કરેલી મારફાડ વીશેની આપણુને યાદ આપે છે; તેમજ સેલટીક ટોળાં જરમની, ઈટાલી, યુનાન તથા એશીયા માઈનરના પ્રાંતો ખાતે જે ઉતરી પડયાં હતાં, તે દલીલ વચે લાવી પોતે એમ કહે છે જે, સીથીયન લોકો અશીઆ માઈનર અને ઈરાન ખાતે તેમજ વળી લુંટફાટો ચલાવી ગયા હતા. તયારબાદ તે ગોથ લોકોની કહેણીઓનો પોતે આધાર લે છે, કેમકે તે લોકો એમ બોલી ગયા છે કે, હમો લોકો અસલમાં બાલટીક તરફના દરીઆવ આગળના દેશાવરો ખાતેથી યુકશાઈનના દરીઆવ તરફના દેશાવરો ખાતે પાછળથી ફાટી નીકળયા હતા. એવી એવી કેટલીએક દલીલો પાછલી તવારીખોને આધારે તે વીદયારથી આપણી સનમુખ રજુ કરી દેખડાવે છે અને કહે છે જે "આમ, ચત્રાવા અને ખીલી નીકળવાનો જોશ હજુરવેર યુરોપનાજ આરયનોમાં જોવામાં આવે છે; પરંતુ જે ટોળાં એશીયા અને હીંદુસ્તાન ભણી નીકળી ચાલયાં હતાં, તેઓ તયાંના અસલી રહીશો સાથે ભેલમભેલા થઈ પોતાનું અસલી ખમીર એટલું બધું તો ખોઈ બેઠાં હતાં કે, હાલ તેઓને ઓળખી કહાડવાબી બહુજ મુશકેલ થઈ પડે છે. માટે આવું તકવીઅતપણું, લાંબી જીંદગાની અને ચીકટપણું તેઓનીજ ભાષા જેવી બોલીઓ બોલનાર એશીયા ખંડના આરયનોમાં જે જોવામાં આવતું નથી, તેપરથી અસલી જહુર. જોર, મજબુતી અને પુરાતનપણું જો શોધી કહાડવું હોય તો આપણને બેશક યુરોપનીજ જુમી તરફ નીગાહ પોંહોંચાડવી જોઈયે અને ત્યાંનાજ રહીશોમાંથી તે શોધી કહાડવું જોઈયે." આમ પેદરપે યુરોપની તરફેણમાં કેટલાએક વીદયારથીઓ જે જુમબેસ ઉઠાવવા લાગયા તેપરથી એશીયાની તરફેણવાલા વીદયારથીઓને બી પોત પોતાના આગલા વાચારોમાં સહેજ સાજ ફેરફારો કરવાને હવેથી ફરજ થઈ પડી હતી. દાખલા તરીકે જુઓ જે વીરસો નામનો એક વીદવાન જેને ૧૮૭૪માં "યુરોપના અસલી રહીશો" વીશે આપેલાં પોતાના એક ભાષાણમાં ખુલે ખુલી રીતે એમ એકરાર પોતે પ્રથમમાં કરયો હતો કે, "આરયન મુલમાંથી જેબી યુરોપીયન ટોળાં ઉતપન થયેલાં છે, તે સરવે ટોળાં ઉગમણુ તરફથીજ આવયાં હતાં."(જુઓ તેના મજકુર જરમન પુસ્તકને સફે ૧૭ મે) પાછળથી તે પોતાના એ અસલી વીચારમાં જરા ફેરફાર કરીને હવેથી એમ બોલે છે જે, "તયુતોનીક બાંધામાંથી જે બી વરણો પેદા પલી છે. તે સઘળી વરણો ઉતર તરફથી કેથેથી આવેલી હતી." (જુઓ તેની ૧૮૮૪ માં છપાયેલી "એનથરોપોલોજી એથનો આફી ઉનદ ઉરગશીસ્ત" ને સફે ૨૧૦ મે) એમાં યુરોપ કે એશીયાની ઉતરમાંથી એમ તો સ્પસ્ટ રીતે તે પોતે કંઈ બોલી જતો નથી, પરંતુ ફકત પોતે એમજ કહે છે જે, "કેથે ઉતર તરફની ભુમીમાંથીજ તેઓ આવયા હતા." આગળ ચાલતાં હું દેખડાવી આપીશ કે તેમ બોલવામાં તો ખરેખર સચચાઈજ સમાયલી છે; કેમકે તેને વેદમાંથી આરકત્રી રીતે તથા અવસ્તા ઉપરથી તો વળી સીધીજ રીતે ટેકો મળી શકે છે.*

---

* પ્રથમ આરયો ઉતર અને દક્ષીણ ધરૂવ સુધી વસતા હતા; અને ત્યાં પણ સંસ્કરત ભાષાનોજ પ્રચાર હતો, પરંતુ પાછળથી તેનું રૂપાંતર થયું છે, કેમકે જયારે ભાષા નબળી થાય છે ત્યારે તેમા અનેક ભેદો પડે છે. ગુજરાતી ભાષા પણ ઈડર, વડનગર વીગેરે જગયાઓ ઉપર જુદી જુદી રીતેજ બોલાય છે." જુઓ "વેદ ઉપર" આપેલું સ્વામી નીત્યાનંદજીનું ભાષાણ. "મુંબઈ સમાચાર" તા૦ ૧ લી સપટેમબર ૧૯૦૨ નો "વધારો."

જ્યારે વેદ અને અવસ્તા જેવાં ઘણાંજ પુરાતન દફતરો તે વાતને ટેકો આપે તયારે, તેથી વધારે મોતેબર શાહાદતો તે શું હોય તે વાતની સમજણ મારા ધયાનમાં તો ઉતરી શકતી નથી; કેમકે ભાશાશાસ્ત્ર અને માનવી જાતની કુદરતી તવારીખ કે બીજાં ગમે તે અરવાચીન શાસ્ત્રો (સાએનસો) ની મદદો લેઓ. પરંતુ અસલી હીંદુ તથા પારસીઓના ઘણાજ પુરાતન નીઆગાનો એ બાબદસર પોતે શું શું લખી ગયા છે તે વાત વખત જતે યુરોપીયન વીદયારથીઓનેબી માનય કરયા વીના છુટકોજ રહેશે નહીં. હાલ તરત તો અત્યાર સુધી એ બાબદસર થયેલી યુરોપીયન વીદયારથીઓની શોધ ખોલોનો મેં ફક્ત ઉપર ઇનતેખાબજ આપેલો છે. પરંતુ હવે પછી એ બાબદસર જયારે આપણે હેઠળ નુકતેચીની કરવા માંડીશું, તયારે હું દેખડાવી આશ કે, આ સઘળા વીચારોમાં ગોયા કલ્પના ને અટકળ જેવી બાબદોજ ફક્ત સમાએલીઓ છે અને તેઓમાં સચાઇનો અંશ તો હું જરા પણ જોઇ શકતો નથી.

હવે પોસચી પોતાના મનથી પ્રથમમાં એમ મલકાતો હતો કે, અસલી ઇનદો–યુરોપીઅન તોલાં સંબધી મેં એક સીધાંત તો સાબેત કરી આપેલો છે, તે સીધાંત એ છે જે તેઓનો અસલમાં રંગ ધોલો ખુલા રંગનાં જેવો હતો. પરંતુ તે સામને બીજા વીદયારથીઓ એમ તકરાર ઉઠાવે છે કે, તેવો સફેદ રંગ અને કોલી આંખો તો બે કાયદાસર માનવી જાતોમાં વારંવાર જોવામાં આવે છે, કે જેઓમાં આબોહવાની તાસીર અને જુદા જુદા દેશાવરેની બાંધણી અને ખાનપાનો ઉપરથી લાંબે દહાડે સુધારો અને ફેરફારો થઇ શકે તેમ છે. માટે તે ઉપરથી સઘલા સફેદ ચામડી અને કોલી આંખો ધરાવનાર માનવીઓ કાંઇ એકજ માબાપને પેટનાં ફરજંદો હોય એમ તો માની શકાતુંજ નથી. લીનીઅસ જેવા નામીચા ઝાડપાન વીદયારથીએ એવો સીધાંત મુકરર કરેલો છે કે, "રંગ ઉપર તદનજ વીશ્વાસ મેલી દેવો જોઇતો નથી," તેજ સીધાંત માનવી જાતોનેબી વળી લાગુ પડી શકે છે, માટે આંખના રંગને માનવીઓની જાત વરણો સાથે કશું પણ લાગતું વલગતું છેજ નહી. પોસચીની આ મજકુર તકરારોને તયાર બાદ, બે મોટા ગ્રંથોમાં કારલ પાનકાએ વધુ આગળ લંબાવી હતી. તે એમ કહેવા માગે છે કે, માનવી જાતોનાં માથાંની ખોપરી સંબંધી અરવાચીન નવી નવી શોધોને આધારે એમ કહી શકાય છે કે, અસલી અરયનોનાં માથાંની ખોપરી "દોલીઓસીફેલસ" જાતની હતી; માટે તે પરથી ઇનદો–યુરોપયન ટોળાંઓની મુલ ભુમીની જો આપણે શોધ કરવા બેસીએ છીયે તો, જે દેશાવર ખાતે એવી જાતની ખોપરીવાલાં ગોરાં માનવીઓ સારીકાની વસીને ખીલી નીકલ્યાં હોય, તેવા દેશાવરમાંથી તે મલી આવવી જોઇયે અને તેવા દેશાવર તરફ જો આપણે નજર પહોંચાડયે છીયે તો, સ્કાનડીનેવયાનો મુલક તરત આપણી નજરે પડે છે, માટે આરયનેની મુલ ભુમી સ્કાનડીનેવયાના પ્રાંત ખાતે કેથે આવવી જોઇયે, એવો પોતાનો અભીપ્રાય તે દરશાવે છે. તેના તે બંને પુસ્તકોમાંથી સાર એમ ખેંચી કહાડી શકાય છે કે, "યુરોપના મધય ભાગમાં તમામ માનવી જાતોની ઉતપતી ભુસ્તર વીદયાના જણાવેલા પેલા "માઓસીની" નામના દારથીજ થવા માંડી હતી. તે વેલાએ જમીનનાં પોપડાઓ ઉપર બરફ બંધાવવાનો કાલ શરૂ થતો ચાલ્યો હતો અને જેમ જેમ પેલા બરફના ઢગલા યુરોપની ભુમીના ઉતર તથા મધય ભાગોમાં પોત પોતાના પગ પેસારા કરતા ચાલ્યા, તેમ તેમ માનવી જાતોની સરવે વરણો આફ્રીકા, એશીયા તથા અમેરીકા ખંડો ખાતે પોત પોતાને વધારે બેસ્તી આવે તેવી તેવી ભુમીઓ તરફ ચત્રાતી ચાલી હતી. પોતાની તે અસલી ભુમીમાં ફક્ત આરયન લોકોનાજ વડીલો પડી રહયા હતા કે, જેને સારૂ તેઓને પસ્તાવા જેવું કશું પણ કારણ હતુંજ નહી; કેમકે તે બરફના દોરની આબોહવામાં મજબુતીથી બાથ ભીડયાને લીધે તો તેઓ પોતાની ધોલી ચામડી, ભુરાબાલ, કોલી આંખ, રાક્ષસો જેવા મજબુત સાધાં અને દોલીચોસીફેલસ યાને પોહોળી પેશાની અને ગોળ રોનકદાર આકારવાલા માથાની ખોપરીઓ બચાવી શકયા હતા. પરંતુ તે યખ યાને બરફનાં દોરોબી જયારે પુરા થતા ચાલ્યા અને હવા જરા વધારે મોતેદીલ થવા માંડી કે, જે જાનવરોનાં પેલા અસલી આરયનો શીકાર કરતા હતા તેઓ પાછાં ઉતર ભણી નાસભાગ કરવા લાગયાં. તેમાં વળી રેનદીઅર જેવું એક જાતનું હરણ તો તે તરફજ ફ્રુટ નાહાસીને ભરાયું હતું. પોતાના ગુજરાન માટે તે

ઘરશોની પીઠ પકડવા સારૂ પેલા આરયનોનેબી પાછી ફરજો થઇ પડી હતી. આથી તેઓ સ્કાનડીનેવયા જેવી ઉતર તરફની ભુમી તરફ પોતે નીકલી ચાલયા અને તયાં જઇને જે જાતના સુધારાનો તેઓએ પ્રથમમાં પાયો નાખયો હતો, તેને ભાષાશાસ્ત્રના આધારે પણ હાલમાં મુજબુતી મલી શકે છે અને તેઓજ ગોયા તે ઉપરથી અસલી આરયનો તરીકે પોતે હવે દરી શકે છે. વળી તયાંના ઝાડપાનો તથા હેવાનોબી તે વાતને વધારે પુષટી આપી શકે છે; કેમકે તેઓ તે અસલી જાતીઓ સાથે હજુવેર ગોયા · આબેહુબ એક સરખાંજ ઉતરી શકે છે જે, કે બહુજ તાજુબ જેવી બીના છે. અહીઆંજ તેઓ "પેલીઓલાથીક" યાને ખોહોમાં રહેનાર માનવી જાતના સુધારા ઉપરથાં, "નીઓલીથીક" યાને સરોવરોને કાંનારે વસનાર માનવી જાતોના સુધારાપર દરજજે દરજજે પોતે આવી પહોંચયા હતા કે, જે વેળાએ યુરોપના બીજા ભાગોમાં તો હજુર વેર અંધકાલજ તે વેળાએ ફેલાયેલો દીસ્તો હતો. ઉતર તરફની ભુમીમાં જયારે આવો મામલો થઇ પડયો, તયારે યુરોપના મધય ભાગની બીનરસાલ ભુમીઓમાં, બે જાતના નવા પરોહુણાઓએ હવેથી ગલબો કરવા માંડયો; એક તો નઇરૂતય કોણ તરફના દોલાચોસીફેલસ જેવી માથાંની ખોપરી રાખનાર; પરંતુ કાળી વરણના લોકોએ હવેથી પોત પોતાનો પગ પેસારો કરવા માંડયો, કે જેઓ બરાબર જોશો તો પીરીનીસના પાહાડ આગળના દેશાવરો, જેવાં કે ઇટાલી, સીસીલી, ગ્રીસ અને આફ્રીકાની ઉતર તરફના સામેટીક રહીશોના પુરવજો હતા; બીજો ટોળો તો ઉગમણ તરફથી આવયો હતો, જેઓની માથાની ખોપરી બરાચાઇસીફેલ્સ યાને ચપટી અને ઢળતાં કપાળવાળા બેડોળ જાતની હતી અને તે ટોળો કાળી ચાંમડીવાળા મોગલ લોકોની વરણનો હતો. એ બે વરણો પછી ફ્રાનસ અને બેલજીયમની ભુમીઓમાં કાયમ મુકામ થઇ પડી, તયાં પછી એકમેક સાથે લગનનાં ગાંઠથી જોડાતી ચાલી હતી. એટલામાં ઉત તરફની ભુમીમાંથી ગોરી ચામડીવાળા યાને આરયન લોકોએ હવેથી તયાં હલ્લા કરવા માંડયા અને ફતેહ કરતા કરતા તેઓ આગળ ધસવા લાગયા. જયાંબી તેઓ પોત પોતાનો પગ પેસારો કરવા ચાલ્યા તયાં તયાં તેઓ, તયાંના અસલી લોકોના સાહેબ લોકો જેવા ગણાવા લાગયા; તયાં જઇને તેઓએ ફીલેબંદીઓ કરવા માંડી અને પોતાની આ જીતેલા રઇયતોમાં પોતાનો સુધારો તથા ભાષા તેઓ દાખેલ કરતા ચાલ્યાં. પરંતુ પોતાની અસલી ઉતર તરફની ભુમીમાંથી જેમ પેલા આરયનો હેઠળ ઉતરતા ગયા, તેમ તેમ બીજી વરણો સાથે ભેલમભેળા થવાથી પોતાનું અસલી બાપીકુ ખમીર તેઓ ખોતા ચાલયા હતા."

"આવા ભેળસેળ લોહીવાળા અકરમાંસીઆ લોકોની જે ઉતપતી થઇ હતી, તેથી તેઓની ભાષાના એકશાનપણા ઉપરથી વીદયારથીઓતો પહેલાં બહુજ ગુચવાડામાં પડી ગયા હતા; કેમકે તેઓ, તેઓની ભાષાઓને આધારે તેઓને આરયનોજ કરીને ગણવા લાગયા હતા; પરતુ હવે બરોબર રીતે જોશો તો સ્લેવોનીક ટોળાં અસલમાં આરયનોની રીતભાતો, જબાન વગેરે બાબદોને લઇ બેઠેલાં મોગલ ટોળાં હતાં; તેમજ ગ્રીક લોકોબી સીમાટીક લોકોની હેમાટીક નામની એક વરણ અને પીનાસજીક જેવી જાતોમાંથી પોતે પેદા પડેલાં હતાં; પરંતુ તઓમાં ઉપર કહયા પ્રમાણે આરયનોની ભાશા તથા રેવાજો દાખેલ થઇ ચુકેલા હતા. હવે બીજા હાથ ઉપર જો તમો જોશો તો, અસલી આરયનોની એક શાખા, જેને પોતીકી બાપીકી બોલી તો વીસરજનજ કરી મેલી હતી; પરંતુ તેઓના શરીરના બાંધા ઉપરથી અને તેઓની સફેદ ચામડી અને દોલીચોસીફેલ્સ જેવી માથાની તાલકી ઉપરથી ખુદ આરયનોજ માલુમ પડે છે તે તો પેલાં ફીનાક ટોળાંઓજ હતાં." આરયન વરણોની ઉતપતી વીશે પાનકા આ મુજબ જુમબેસ ઉઠાવે છે. પરંતુ જે નાકેશ શોધોને આધારે આવો જબરો તોલ્લો તે વીદયારથી મારે છે, તેમાં શાસ્ત્રોનો તો કશો આધાર મળતો નથી, પણ તે તો ફકત તેના મનની ગોશા કલ્પનાંઓજ જણાંએ છે. આપરથી બેજનબરગર, પ્રોફેસર સેએસં (જુઓ "એકાદમી" ૧૮૮૩નું નંબર ૬૦૫) તોમાસચેક, વાનદેનગઇન તથા ફીરચોફ જેવા વીદયારથીઓ તેના ઉપર ઉતરી પડયા છે; ફકત જુસ્તીજ તેની તરફેણમાં છે અને કહે છે જે, આરયનોની અસલ ભુમી પાનકા જે સ્કેનદીનેવયાના પરાંત ખાતે મેલવા માગે છે તેમાં કાંઇપણ સચાઇ સમાએલી છે. હવેથી ચાલો આપણે તોમાસ

ચેક જેવા એક બીજા જાણીતા જબાનસનાશ વીદયારથી તથા મનુશય જાતી વીવેચન વીદયા જાણનાર સાથે જરા હેઠળ હમાલોર કરીએ. તે વીદયારથીબી યુરોપની ઉગમણમાં જ ઈનદો-યુરોપીયન ટોળાંઓનું અસલી મથક શોધી કહાડવાનીજ જીત લઇ બેઠેલો છે. તેનું કારણ તે એમ જણાયે છે કે, અસલમાં ઈનદો-યુરોપીયન ટોળાં ફીનીક ટોળાંઓની નજદીકમાંજ કેઠે વસતાં હતાં, જે બીના ફીનીક લોકોના જુમનની ઉગરીઅન નામની એક શાખામાં, તવારીખના હીંગામનીબી પુરવેના કેટલાએક બોલો જે ઈનદે-યુરોપીયન ભાશાઓમાંથી ઉછીકા લીધેલા દીસે છે, તે પરથી પણ સીધ થઇ શકે છે અને તેવા શબદો તે ભાશામાંથી કાંઇ થોડા નહીં પરંતુ ઘણા સરખા મળી આવે છે. આગળ ચાલતાં તે વીદયરથી પોતે વળી એમ પણ જણાવે છે કે, "વાલગા નદીની અધવચમાં મોરદવાસ લોકો જે વસે છે તેઓની ભાશા તયાંના ફીનીક રહીશોની દક્ષણ ભણી વસનાર ટોળાંઓ કરતાંબી વધારે જુની આરયન ભાશા છે, એમ દેખડાવી આપવા હું હવે પછી ઉમેદ રાખું છું અને તયાંજ અકસર કેલ્ટ ને લુથીનીઅન તથા સંસ્કૃત બોલનાર ટોળાંબી અસલમાં વાસો કરી પડેલાં હતાં" માનવી જાતના સુધારાના બાબતી તવારીખમાં ઈરાની કોશ ઉપરથી જે ઘણાએક શબદો ફીનીક લોકોની પેલી ઉગરીઅન શાખાઓમાંથી ઉછીકા લીધેલા છે, તેઓનો તેણે પોતે અચછો સંગ્રહ કરી બતલાવેલો છે ને જે તેની મહેનત વખાણને ખરેખરજ પાત્ર છે. તે પછી તે હીમત ભરેલો એવો એક ફટકો મારી દેખડાવે છે કે "જો આપણે તયાંબી આગળ વધીને, એ યુરલના પાહાડ આગળ વસતાં ટોળાંઓની ભાશામાં અગતયનાં અને એકજ વંશનાં માનવીઓથી ઉપયોગ કરી શકાય તેવાં સાંધનો જો આવ્યાં હોય તો, તે સાંધનો અસલી આરયનો સાથના પોતાના બેહદ પુરાતન વેહેવારને લીધેજ તેઓમાં ઘણાજ કદીમ જમાનામાં ઉતપન થવાં જોઇયે; કેમકે તેવો સંસાર સંબંધી સુધારો અને વધારો અસલી આરયનોમાં છેક ઉતર તરફનીજ ભુમીમાં કેથે તરકીપર આવયો હતો." તો મસચેકના મારેલા આવા હીમત ભરેલા ફટકાની વીરૂધ સરેદર એમ તકરાર ઉઠાવે છે (જુએ તેની "પરીહીસ્તોરીકા આરયન એનતીકવીટીસ" ને સફે ૧૦૪ મે) કે, એમ બોલવાની સાબેતી તે શું છે ? તે બીનાતો તોમસચેક પોતે કંઇ રજુ કરી જતાજ નથી. પરંતુ મારા આધીન વીચાર પ્રમાણે તેની સાબેતી તે હોયજ કયાંથી, કેમકે તે બીના લખોની તો રહી; પરંદુ હજારો વરસોની વાત ઉપર બની ગયેલી હોવાથી, તે સાબેતી અતયાર સુધી તે કેમ બચી શકે, તે વાત ઉપર આવો સવાલ નાખયા આગમજ શરેદરે જરા પોતે ગોર કરવો જોઇતો હતો; કેમકે વંદીદાદ તથા વેદબી તે બાબદને ઉપર જણાવયા પ્રમાણે ટેકો આપી જાય છે કે, આરયનાવેજોની અસલ ભુમી, જયાં છ મહીના રાત અને છ મહીના દહાડો હતો, તયાં આગળ યાને ઉતર ધરૂવની કેઠે નજદીકમાં આવેલી હતી ને જે ભુમી પાછળથી બરફોનાં તોફાનોને લીધે સદંતરજ પાયમાલ અનેગારદ થઇ ગઇ હતી, જેથી તો બીચારાં આરયનોને દક્ષીણ ભણી દદેશાવરો ખાતે ચોમેર પંથરાઇ જવાને અઇન ફરજ થઇ પડી હતી. શરેદર, વળી એમ બી કેહે છે જે સારે તો એવા ઉછીકા લીધેલા કયા કયા શબદો કયાં આરયન ટોળાં અનેથી અસલી આરયનોનાં ખુદ વતનમાંથી પેલા પુરાતન ઉગ્રો-ફીનીક; લેવો-લુથાનીઅન; તયુતન કે ઈરાનીઓ જેઓ એકમેકની પડોસમાં એક વેળાએ વસ્તા હતા, તેઓએ લીધા હતા, તે બીના સાબેત કરવી તો બહુજ મુશકેલ કામ થઇ પડે છે. તો તેનો જવાબ પણ સહેલ છે, કે હા, અલબતા તેમજ થવું જોઇયે, કેમકે એ બાબદ બેહદ પુરાતન કાળને લગતી હોવાથી તવારીખ તે બાબદસર કંઇ પણ ખુલાસા વાળું નાખી શકે તે બનવું તે હાલમાં મુશકેલ દીસે છે. તોમાસચેક પછી યુરોપનીજ ભુમીની તરફેણવાળી જુમબેસમાં આપણે એક અંગ્રેજ પાંદરીને જોઇયે છઇએ; જેનું નામ કે આઇઝેક ટેલર કરીને હતુ. તે પાદરી સાહેબે "આરયનોની ઉતપતી અને તેઓનું મુળ વતન" એવે નામનો એક રેસાલો ઈ૦ સ૦ ૧૮૮૮ ના ફેબરુવારી માસના "એનથરોપોલોજીકલ જનરલ" માં પ્રગીધ કરયો હતો. તેમાં તે કુનો જેવો મજકુર દલીલ લાવી, તે અસલી મથકને યુરોપની ઉગમણમાં કેથે મેળવાની પોતે તજવીજ કરે છે અને ફીનક તથા ઈનદો-યુરોપીયન ટોળાંઓ વચે અસલમાં સગપણ જેવું હતુ, એમ તેઓની ભાશા અને શરીરના બાંધા ઉપરથી માલુમ

પડે છે એવી કલ્પના પોતા તરફથી રજુ કરી દેખડાવે છે. એવાં અનુમાન પર તે એમ આવી જાય છે કે, પેલાં ફીનસ, લીવોનીઅન અને ઇસ્થોનીઅન ટોળાં, શરીરના બાંધામાં તથા ભાષામાં વટીક સફેદ અને દોલીચોસીફેલસ યાને લાંબી પેશાની અને લાંબી ખોપરીવાલાં ઇનદો–યુરોપીયન ટોળાંઓ સાથે ગોયા એક મળતાં ઉતરે છે; કેમકે એ શખ્સોનાં આરયનોનાં શરીરનો રંગ તથા માથાની ખોપરીઓ તેવી જાતની હતી, એમ તે પોતેબી વીચારે છે અને કબુલ મંજુર રાખે છે. ફીક અને દોનરના કોશો ઉપરથી, તેઓની ભાષાના કેટલાએક શબ્દોનાં મુલો ઇનદો–યુરોપયન ભાષાના શબ્દો સાથે સરખાવતાં તે એમ દ્રષટાંત લાવે છે કે, ફીનીક શબ્દ "જુઓ" જેનો અરથ કે પીવું કરીને થાય છે અને"જુઓ મા"યાને પીવાની વસ્તુ એવા શબ્દોની ગોઠવણી અને બાંધણી સંસ્કીત શબ્દ ધુ યાને સળગાવવું યાતો ધુ–મા યાને ધુમાડા સાથે એકસરખી ઉતરે છે. એવા કેટલા એક શબ્દોનાં મુલો મજકુર ફીક અને દોનરને આધારે તે બંને ભાષાઓ વચે સરખાવાની જે પોતે પરવી કરે છે તે રીત બહુજ કફોડી અને જોખમ ભરેલી લાગે છે, કેમ કે તેથી કંઇ ખરો સાર નીકળી શકે તેવું નથી.

એમ કરવા આગમજ તેણે જો ઉગરો–ફીનીક ભાષાના અસલી શબ્દો શોધી કહાડી, તેઓને લગતા ઇનદો–જરમાનીક ભાષાનાબી, અસલી શબ્દો તથા તેઓના ઉચારોની બાંધણી વગેરેના નીયમો શોધી કહાડી, તે ઉપરથી પોતાની તકરારનો માચડો જો ઉઠાવયો હતે તો, તેની રજુ કરેલી દલીલો કાંઇબી વજન પામી શકતે; પરંતુ તેમ કરવા તો તેણે કસાં પગલાં ભરેલાં નથી, માટે ફીનીક અને ઇન્દો–યુરોપયન ભાષાઓ વચે સંબંધ છે એવો તેનો વીચાર એક હવાઇ ખીયાલ જેવો હાલ તરત તો દીસે છે. આગળ જતાં કંઇ નવી દલીલો હાથ લાગે ને ફીનીક અને ઇનદો–જરમાનીક ભાષાઓ વચે સંબંધ માલુમ પડી આવે તો તે બનાવ બનવાજોગ છે; પરંતુ જબાનશનાસીનો એલમબી બીજા શાસ્રો માફક હજીુરવેર સંપુરણ હાલતે પહોંચયો હોય તેમ તો કાંઇ કહેવાઇ શકાતું નથી. હર બોહર જેવો વળી છેલો એક વીદયારથી તો, જરમનીનેજ અસલી આરયન વતન તરીકે ઠોકી બેસાડવાનાં ફાંફાં મારે છે, અને કહે છે જે અસલઘરથીજ ત્યાં તમુતને લોકો વસ્તા આવયા હતા અને ત્યાંથીજ તેઓ પછી ચોમેર પંથરાતા ચાલ્યા હતા. પરંતુ ત્રણ જાણીતા વીદયારથીઓ તો એશીયા ખંડની તરફેણમાંજ ગોયા ખુંટોજ ઘાલી બેઠા છે અને આ સઘળી તકરારો સાંભળ્યા છતાંબી તેઓ મુવા ત્યાં સુધી, તેજ ખંડમાં પુરાતન આરયનોનું અસલી મથક આવયું હતું, એવા પોતાના પ્રથમમાં દરસાવેલા અભીપ્રાય ઉપર ચુસ્ત અને મક્કમ રીતેજ ગોયા વલગી રહેલા હતા. તેઓનાં નામો મેક્ષમુલર, યુજફાલવી અને વાનદન ગાઇન કરીને છે. પાનકાના મજકુર પુસ્તક ઉપર ટીકા કરતી વેળા, એ માંહેલો પહેલો વીદયારથી જે ઓક્ષફર્ડની મદરેસાનો સંસ્કીત ભાષાનો નામાંકીત પ્રોફેસર થતો હતો, તે કહે છે જે, "હું તેની તકરારની તરફેણ કે વીરૂધમાં મારો કશોબી ચુકાદો આપી શકતો નથી; પરંતુ આરયન ટોળાં એકમેકથી છુટાં પડી ગયાં, તે પુરવે આપણા અસલી નીયાગાનો કયાં વસ્તા હતા, એવો સવાલ જો કોઇ મને પુછે તો, તેનો જવાબ મેં ચાળીસ વરસની વાત ઉપર જે આપયો હતો, તેનેજ હું હજુર સુધી વળગી રહું છું કે તે ભુમી, એશીયા ખંડમાંજ કેથે આવી હતી અને ફક્ત તમાંજ આવી હતી, એમજ બોલી હું એ બાબદ હવેથી ખતમ કરૂં છું, પરંતુ તેઓની સંખયા તયાં લખો માણસોની હતી કે, તેઓ તયાં છુટીછવાઇ ઝુંપડીઓ કે તંબુઓમાં જુદી જુદી છાવણીઓ નાખીને પડી રહેલા હતા, તે બીનાને તો હું હાલમાં પડતીજ મેલું છું." (જુઓ તેનો ઇ૦ સ૦ ૧૮૮૮ માં પ્રસીધ કરેલો "શબ્દોનાં વરૂતાંતો તથા આરયનોનું અસલી મથક" એવે નામનું પુસ્તક). બીજો વીદયારથી અને નામીચો રશીયન મુસાફર નામે યુજફાલવી જેને પારીસ ખાતે ઇ૦ સ૦ ૧૮૮૪માં અરવાચીન શોધોને આધારે "આરયનોનું અસલી મથક" એવે નામનું એક પુસ્તક છપાવી બાહેર પાડયું હતુ; તે કહે છે જે આરયનોનું અસલી મથક કયાં આવેલું હતું, તે સવાલનો જવાબ તો હજીુરવેર ગોયા લટકતોજ રહી ગયેલો છે. તેણે એ બાબદસર હાથે જાતે જોઇ તપાસી અને પામીરની પડોશના દેશાવરો ખાતે પોતે મુસાફરીઓ વટીક કરી આવીને, ઘણોએક સારો

જેવો અનુભવ મેળવેલો છે અને ઇરાનની ઉત્તર તરફની ભુમી તથા ત્યાંના રહેવાસીઓ વીશે ભરોસેદાર જ્ઞાન તે આપણને આપી જાય છે. તે તરફના લતાઓ તરફ તે કહે છે જે આરયન ભાષા બોલનાર ટોળાંઓમાં મેં બે એવી વરણો જોઇ છે, કે જેઓ એકમેકથી જુદી જેવી વરણો હોવા છતાં પણ, પોત પોતામાં ફકત આરયન ભાષાજ વાપરે છે. "આ ઇનદો-ઇરાની ટોળો એકમેકથી છુટો પડી ગયો તે પુરવે, તે બે જાતની જુદી જુદી વરણોના ભેલમભેલા થવાથી પોતે પેદા પડેલો હતો. તે માંહેલી એક વરણ બદામી ઘઉંના વરણની ને ટુંકાં કદની, બરેચાઈસીફીલસ યાને નાની પેશાની અને માથાની ખોપરીબી નાની હોય તેવા બાંધાવાળી હતી અને બીજી વરણ તપખીરીયા ઘઉં જેવા વરણની ઉંચી, કદાવર અને દોરીચોસી ફેલસ યાને પોહોલી પેશાની તથા માથાની તાલકીબી ગોળ અને રોનકદાર હોય તેવા ઘાટઘટમવાળી હતી. હીંદુકુશના પહાડની ઉતરમાં આજબી તે માંહેલી બરેચાઇસીફીલીસ વરણ હજુર સુધી વસે છે; તેમજ તે પાહાડની દક્ષીણ તરફની ખીણોમાં પેલી દોરીચોસીફેલસ જાત વાસો કરી પડેલી અદયપી આપણી દરષટીએ પડી શકે છે." હીનદુ, પારસી, તાદજીક તથા ઓસેતીસ વરણો આગળ લીનદસમીદતનાં જણાવયા પ્રમાણે; જે પોતાનું અસલી ખમીર ખોઇ બેસીને હલકે દરજજે જે ઉતરી પડી છે, તે સાથે સરખાવતાં ઉતર તરફના યુરોપીયનો મજબુત કાઠીનાં તથા પોતાનું અસલી ખમીર અને જોર તથા બાંધો અદયપી જે બચાવી શકયા છે, તેપરથી યુરોપની ઉતરમાં આરયનોનું અસલ મથક આવયું હતું એમ જે પોતે લખી ગયો છે; તેની વીરૂધ ઉજફાલવી, પામીરની પડોસમાં રહેતા પેલા સાલતસચાસ લોકોનો દાખલો પોતા તરફથી ટાંકી દેખડાવે છે, કે જેઓ બરેચાઇસીફેલ્સ યાને માથાની ખોપરી ટુકી ધરાવનાર અને ચેસનત જેવા ઘઉંના વરણના યાને ભગવા જેવા રૂપ રંગના હોય છે; અને "જેઓ ઘણાજ પુરાતન જમાનાથી આરયનોની આ અસલી ભુમીમાં વાસો કરી પડેલા છે અને કોઇબીરીતે તેથી ઇનદો-ઇરાની ટોળાં પછી તયાંથીજ ચોમેર વીખરાઇ ગયાં હતાં," એમ તે બોલે છે તયાર બાદ તે રશીયન મુસાફર પોતાની ચોપડીને પા૦ ૧૧ મે જણાવેલીજ બાબતપર વધુ વીવેચન કરીને પોતે એમ સાર ખેંચી કહાડે છે જે, પામીરની પડોશમાં જે ખીણો આવી છે, તે ખીણો પ્રાચીન કાળની વનસ્પતી તથા પ્રાણી વીદ્યાના શબદો સાથે સરવે પાંતીએ એવી તો સરસ રીતે બરોબર બેસ્તી ઉતરે છે, કે તે પરથી તેઓનેજ જો ઇનદો-યુરોપીયન ટોળાનું અસલ મથક કરીને ગણયું હોય તો, તેમાં આપણે ખતા પામી શકશું નહીં. તે સાથે પહાડોપર વસનારા પેલા તાદજીક લોકોનોબી પેલા સાલતસચાસ લોકો સાથે તે મુસાફર સરખામણી વળી કરી દેખડાવે છે. (જુઓ "સોસીએતે અનથરોપોલોજી" ના દફતરમાં તેના એ વીશેના લખાણોનો આપેલો સાર) ત્રીજો ફ્રેનચ વીદયારથી પારીસ શેહેરમાં છેક ઇ૦ સ૦ ૧૮૮૯ માં બીજી વાર પોતાનાં છપાવેલાં "લ ઓરીજીન યુરોપેયન દેજ આરય" એવા નામના ગ્રંથમાં પીકતેતનાજ મજકુર વીચારોને પોતે મજબુતીથી દાખલા દલીલો શીખે વધારે ટેકા આપી જાય છે અને તેનીજ સાથે તે પોતે ગોયા આબેહુબ એકમળતો થાય છે. (વધુ વીગતો સારૂ જુવો દા૦ શરેદરનો "પ્રીહીસ્તોરીક આરયન એનતીકવીતીજ" ને સફે ૮૦ થી ૧૦૦ સુધી.)

## ઇરાનવેજમાં જણાયલાં અસલી જાનવરો વીશે ભાષાશાસ્ત્રોપરથી મલી આવતા પુરાવા.

આગળ કબુલાત આપયા પ્રમાણે ચાલો હવે આપણે તમામ આરયન વરણો એક પછી એક, એકમેકથી છુટી પડતી ચાલીઓ તે પુરવે, તેઓનાં અસલી વતનમાં યાને આરયનાવેજોમાં કયાં કયાં જાનવરો તેઓમાં જણાએલાં હતાં, તે વીશે જાવતમાં જરા હેઠલ તપાસ લઇએ. હાલ તરત તો આપણે જમાદાત (ધાતુ) તથા નબાતાત (ઝાડપાન) ના વરગોને પડતા મેલી, ફકત તે જમાનાના હેવાનાતનાજ વરગ વીશેની તજવીજ ચલાવીશું. ફાડી ખાનાર જાનવરોમાં આ હેઠલાં પ્રાણીઓ તેઓના અસલી વતનમાં આવીઆં હતાં,

તે વીશે ભાષાશાસ્ત્રનો એલમ, આ પ્રમાણે અદ્યપી આપણી આગળ ગવાહીઓ લાવીને રજુ કરે છે.

**માંસ ભક્ષ કરનાર પ્રાણીઓ.**

૧. કુતરો—સંસ્કીત સવા; જંદ સપા, આરમીનીઅન સન; ગ્રીક કુઓન; લાટીન કેનીસ; ગોથીક હુનદ; લીથુનીઅનસ ઝુ, આઇરીસ કુ.

૨. વરૂ—સંસ્કીત વુરક, જંદ વેહેરક, આરમીનીયન ગેલ, ગ્રીક લુકોસ; લાટીન લુપસ; ગોથીક. વુલફસ; અલબાનીઅન ઉલ્ક; લુથીનીઅન વીતકાસ; જુની સેલતીક ભાષામાં વલુકુ.

૩. બાલાબીછ—સંસ્કીત રાક્ષ; પામીર યુરસ; આરમીનીયન અરજ; ગ્રીક આરકતોસ; લાટીન ઉરસસ; અલબાનીઅન આરી.

૪. સગે આબી—સંસ્કીત ઉદ્રા;જંદ ઉદ્ર; ગ્રીક ઉદરોસ; જુની જરમનમાં ઓતીર; લીથુનીઅન ઉદ્રા; જુની સેલટીકમાં વાઈદ્રા.

૫. રાસુ યાને ગુરબે-કુનબી યાતો ગુરબે-શીમાળી ("પોલ કયાત"*)—સંસ્કીત કસીકા, લુથુનીઅનસ ઝીસઝકાસ (જુઓ ફીકનો કોશ બા૦ ૩ પા૦ ૧૬૫ મું.)

**ફકત યુરોપનાજ આરયનોમાં જણાયેલાં પ્રાણીઓ.**

૧. ઝાડીનું કુકર—ગ્રીક એચાઇનોસ; જુની જરમન આઇગીલ, લીથુનીઅન ઇઝાઇસ; જુની સેલટીકમાં ઈઝાઇ; આરમીનીયન ઓઝની.

૨. કોહોલું—ગ્રીક આલોપીક્ષ; લીથુનીયન લાપે; લાટીન વલપીસ ; ગોથીક ફાઉહો. (જુઓ ફીકનો કોષ બા૦ ૧૫ પા૦ ૧૩૫ મું.)

૩. સીહાગુશ યાને ગુરઅસ્બ (લીંકસ)—ગ્રીક લનીક્ષ; પુરાની જરમન લુહસ લુથુનીઅન લુસઝીસ.

૪. નોલીઓ—ગ્રીક ગેલીદ; કાયમીરીઅન બીલી; પુરાની જરમન વસીલ અથવા વીસુલ.

**ફકત ઈન્દો-ઈરાની ટોલાંઓમાં જણાએલાં જાનવરો.**

૧. શીઆલ-સંસ્કીત સરગાલ; ફારસી શગાલ.

**કાતરી કરડી ખાનારાં પ્રાણીઓ.**

૧. ઉંદર—સંસ્કીત મુસ; ફારસી મુસ; આરમીનીયન મુકન ; ગ્રીક મઉસ ; લાતીન મસ ; પુરાની જરમન મુસ ; જુની સ્લેવોનીયન માઇસી.

૨. સસલું—સંસ્કીત સસ્સા ; પામીર સુઇ ; અફઘાન સોઇ; જુની પરૂથીયન સાસીનસ ; જુની જરમન હસો; વાલદેવીઅન સઇનાંચ(જુઓ સ્તોકસનો કોષ બા ૯ પા. ૮૮.)

૩. બીવર—જંદ બવરી ; લાટીન ફાઇબર ; કોરનીશ બીફર; પુરાની જરમન બીબર ; લુથીનીઅન બેબરૂસ; જુની સેલતીકમાં બીબરૂ.

* **એક સુમવાળાં પ્રાણીઓ.**

૧ ઘોડો—સંસ્કીત અશ્વ ; જંદ અસ્પ ; ગ્રીક ઇપપોસ ; લાતીન ઇકયુઅસ ; લીથુનીયન અસઝવા ; આરમીનીયન જાદએ ઇ, જે શબદ સંસ્કીત શબદ હાઇઅને મળતો આવે છે ; અસલી સેલતીકમાં ઇંકુ ; આઈરીશ ઇચ.

૨ ગધેડો—સંસ્કીત ખાર ; જંદ ખર ; ફારસી ખર એ જાનવર વીશેન એકશાન શબદો ફકત ઇનદો-ઇરની ટોલાંઓમાંથીજ મલી શકે છે.

* એક જાતની જંગલી (વેહેશી) વાસ મારતી બીલાડી, જે હજુરબી હીંદુસ્થાનનાં જંગલો, પોલંદ તથા અમેરીકામાંથી મળી આવે છે અને જેને લાટીનમાં "મુસતીલા પુતોરીઉસ" અને અમેરીકનો મીક્ષ કરીને કહે છે. એ જાનવર મરઘાં બટકાં ઉપરજ પોતાના ગુજારો કરે છે, જેથી તેને મરઘાં બટકાં બીલાડી કરીનેબી કહે છે તથા મરાઠીમાં તે જાનવરનું નામ જવાદીયા કરીને જોવામાં આવે છે. તેની સીકલ નોળીઆને મળતી આવે છે અને તેથી માંસ ભક્ષ કરનાર તથા આંચળ ધરાવનાર ચોપગું પ્રાણી ગણાએ છે.

**ખરી ફાટેલાં અને વાગોળતાં પ્રાણીઓ.**

૧.—ગાય અથવા બળદ—સંસ્કીત ગો; જંદ ગાઉ; આરમીનીયન કાઉ, ગ્રીક બોઉસ, લાટીન બોસ; અસલી જરમન ચુઓ; પુરાની શેલ્ટીકમાં ગોવીદો; આઇરીસ બો.

૨.—મેંઢાં-સંસ્કીત અવી; ગ્રીક ઓઇસ; લાટીન ઓવીસ; આઇરીસ ઓઆઈ; પુરાની જરમનમાં અઉવી; લીથુનીયનમાં અવીસ, પુરાની સેલતીકમાં ઓવીકા.

૩.—બકરાં- સંસ્કીત અજા; આરમીનીઅન આઇક; ગ્રીક આઇક્ષ; લુથોનીઅન ઓઝાઇસ; અલબાનીઅન દાઈ. વલી જંદમાં એ પ્રાણી સારૂ બુજ એવો શબ્દ પણ વપરાય છે, જેને મળતાં શબ્દો આરમીનીયન ભાષામાં બુક; જુની જરમનમાં બોક; લાટીનમાં કેપર; જુની નોરવેમાં હેફર યાને બકરો કરીને મલી આવે છે.

૪.—હરણ યાતો સાબરનો નર—ગ્રીક એલફોસ, લીથુનીઅન એલનીસ, જુની સેલટીક જેલીની; કાઇમીરીઅન ઇ:ન; આરમીનીઅન ઇલન; લાટીન સીરવુસ, અસલી જરમન હીરૂઝ યાતો ઇલાહો, જેને મલતો તયુતાનીક શબ્દ આલસીસ તથા રૂશીયનમાં લોસી કરીને મલી આવે છે. એ જાનવરનાં નામો ફકત યુરોપનીજ ભાષાઓ માંથી મલે છે.

૫.—ઉંટ સંસ્કીત ઉસ્ત્ર; જંદ ઉસ્ત્ર; ફારસી શુતુર; પામીર ઉશતર યાતો સુતર ખતુર. એ જાનવરનાં નામો ફકત ઈનદો-ઇરાની ભાષાઓમાંથીજ મળી શકે છે.

**પંજા મારનાર પ્રાણીઓ.**

૧.—ડુક્કર—સંસ્કીત સુકરા; જંદ હુ; ગ્રીક ઉસ; લાટીન સુસ; અસલી જરમન સુ; અસલી સેલટીક સ્ત્રીનીજા.

૨.—રાની ભુંડ—લાટીન આપર; પુરાની જરમન ઇબુર; જુની સેલટીક વીપરી; સંસ્કીત વરાહી; જંદ વરાઝ; કદીમ ફારસી અને "શાહાનામાં" માં ગુરાઝ.

આ મજકુર ટીપ ઉપરથી ઇનદો-યુરોપીયન ટોળાંઓની અસલી ભુમી ઉપર જો કે કંઇ મોતેબર અજવાળું તો પડી શકતું નથી, તોબી આ ઘણું અજબ જેવું છે કે, તે અસલી ટીપમાંથી સીંહ, વાઘ, હાથી કે વાંદરા જેવાં ચોપગાં જનાવરોનાં નામો મળી આવતાં નથી અને તે પ્રાણીઓ જ્યારે હીંદુઓ હીંદુસ્તાનની ભુમીપર છેક પહોંચી ગયા, ત્યારેજ તેઓને તેઓ સાથે સપર પહેલીવાર હમાજોર થઇ હોય એમ દીસે છે. વળી ઇનદો જરમાનીક ટોલાંના કોશમાંથી ઘોડા સારૂ તો એકથાન શબ્દો મળી આવે છે; પરંતુ ઉંટ કે ગધેડાં સારૂ એકસરખા બોલો આપણા દીઠામાં આવતા નથી. ચાલો હવેથી આપણે સીંહ જેવા જંગલના રાજાવીશેની તકરારને જરા આગળ લંબાવયે; જાનવરોનો એ રાજા એશીયા ખડમાં જ્યારે ઇનદો- ઇરાની ટોળાં ઘણા બેહદ જમાનામાં સાથે વસ્તાં હતાં, તયારે તેઓને તેની હસ્તી વીશેની કશી પણ માહેતગારી હતીજ નહી; કેમકે તેનું નામ અવસ્તાના બાબનોમાંથી કેથેબી મળી આવતું નથી. હવે હીંદુઓ જ્યારે પારસીઓથી છુટા પડી જઇને છેક સપતસીંધવની ભુમીમાં કાયમ મુકામ થઇ પડયા, તયારે એ જબરૂ જાનવર તેઓના દીઠામાં સપર પહેલીવાર આવયું હતું; કેમકે ૠગવેદના અસલી શલોકોમાં સીંહને માનવી જાત તથા ગાય ઢોરના હડહડતા શત્રુ તરીકે ચીતારેલો છે. સીંહ એ બોલ તેઓએ તે ભુમીના કદીમ રહીશો કનેથી યાતો હીંદુસ્તાનની કોઇ પણ દરવેડીયન ભાષા ઉપરથી લેતે ઇકીકે લીધા હશે. અસલમાં તો તે શબદનો અરથ કોઈ ચીતા જેવું કાબરચીતરૂં જાનવર કરીને થતો હતો, કેમકે અરમાંની ભાષામાં બી ઇનક યાતો સીંહનો અરથ ચીતાજ કરીને થાય છે. એપરથી બીજી એક આડકત્રી, પરંતુ ઘણી અગતયની બીના એમ માલુમ પડી શકે છે કે, વેદ કરતાં બી ત્યારે તો અવસ્તા વધારે પુરાતન જમાનામાં લખાયલા હતા. ઉપર આપણે એમ જણાવી ગયા છીએ કે, યુરોપની ભાષાઓમાં સીંહ સારૂ જે શબદો આવેલા છે તે તો તેઓએ ગ્રીક શબ્દ લેઓસ ઉપરથી નકલ કરેલા છે. ગ્રીક લોકોએ તે શબ્દ વળી હીબરૂ લેબી અથવા તો લાબાઇ બોલ ઉપરથી પોતે ઉછીંકો લીધો છે, કે જેને મલતો બીજો સીમાટી શબ્દ

મીસરની બોલીમાંથી લાબુ તથા કોપતીક
લોકોની ભાશામાંથી લાબોઇ કરીને આપણે હા
થ આવી શકે છે. પરંતુ જુદી જુદી ભાશાઓ
માં ઉચારોના તબદીલ થવાના કાયદાઓ ઉપર
નીગાહ પોહચાડતાં તો, એ વીચારમાંબી જ
રાક ખતરો માલુમ પડે છે; કેમકે સ્લેવેનીક
શબદ લીવુ તથા અસલી જરમન બોલ લી
વો અથવા તો લોઉવો, લાતીન શબદ લીવો
ઉપરથીજ ઉતપન થએલો છે કે નહી તે વી
શે તો અદયપી મનપતીજ રીતે કાંઇ ફેસલો
આવી શકયોજ નથી. માટે સીંહ વીશેના શબ
દો બ્યાછલથી કોઇંક બીજી ભાશામાંથી તે લો
કોએ નકલ કરેલા હશે તો ખરા, પરતું તો
બી તે જાનવર વીશે તેઓની ઘણી કદીમ
ભાશામાં કોઇબી અમુક શબદ તો આવવો
જ જોઇયે ને જે વીશે અલબતાં કાંઇ મુદો
હાલમાં હાથ આવતો નથી તો તેમાં શો મો
જાકો છે. કારણ એ જે પ્રાચીન કાળના હે
વાનાત તથા નબાતાતના એલમ ઉપરથી એ
મ તો સીધ થઇ શકે છે કે, એક વખતે તે
જાનવર આખરે યુરોપના ઘણા ખરા ભાગો
માં પેધું પડયુ હતું; પરંતુ જયારે ભુસ્તર
વીદયાનો "નીઓલીથીક" દોર તયાં શરૂ થ
યો ત્યારે, તે દોરની વેળાએ યુરોપમાથી તે
જાનવર સમુલુ કેઠે પોતે ભાંગી ગયું હતું
અને સ્વીટઝરલેંડના સરોવર આગળનાં પ્રા
ણીઓમાંથી તો તેનું નામ વટીક સદંતરજ
વીસરજન થઇ ગયું તું. (જુઓ સર જોન
લબાકના "પ્રીહીસ્તોરીક ટાઇમસ" ને સફે
૨૯૪ મે) તોબી એ જાનવર થરેસ અને
તેની આસપાસના દેશાવરોમાં કેઠે કેઠે ભરા
ઇ બેઠેલું હતું તેમાં તો કશો શક નથી; કે
મકે તે વીશે હીરાડોસ (૭-૧૨૫) તથા અ
રસ્તુ (જુઓ તેની "જાનવરોની તવારીખ"
૨૮) વટીક પોતપોતાના ગ્રંથોમાં ઇસારા ક
રી ગયા છે. જયારે પારસીઓના પાદશાહ
ક્ષારક્ષા (જરકસીસ) ના ઠેઠ દોરવેર, એ જા
નવર થરેસની ભુમીમાં વાસો કરી પડેલું હ
તું તયારે તો. બેશક છે કે તે પુરવેબી તે
જાનવર યુરોપમાં ઘુસેલું હોવું જો૦એ અ
ને તેનું તે જમાનામાં કાંઇને કાંઇ અમુક ના
મ પણ ઇનદો-યુરોપીયન ટોલાંઓની ભાશા
ઓમાં હોવું જોઇએ, કે જે માઠાં ભાગયે અ
દયપી જમાનાના દોરથી બચી શકયું નથી.
સીંહના બીજા જોડયા વાઘ વીશેની બી તકરારને
જરા ફરીને હેઠળ આપણે લંબાવયે. જંગલ
ના આ વેહસી જાનવરનું નામ રૂગવેદના શ
લોકોલાંથી તો કેઠે મલી આવતુંજ નથી. સપર
પહેલીવાર "વયાઘર" એવું એનુ નામ અથર
વ વેદમાંથી મળી આવે છે; જેપરથી એમ સા
ર નીકલો શકે છે કે, જયારે હીંદુઓના પુર
વજો પંજાબની ભુમી છોડી છેક ગંગા નદી
ના દેશાવરોની ઠેઠ ઉગમણુ ભણી પોતે દાખે
લ થઇ ચુકયા, તયારે સપર પહેલીવાર એ
જાનવર તેઓના દીઠામાં આવયું હશે ;કેમકે
વાઘનુ મુખય મથક તો બંગાળાના પ્રાંતની
ઘાસ અને વરૂઓની ઝાડીઓમાં જોવામાં
આવે છે એમ આપણે સરવે કોઇ સારી કા
ની જાણીએ છીયે. વલી અવસ્તામાં બી વે
હેશી જાનવરોની ટીપમાંથી એ જાનવરનું નામ
કેવળે મલી આવતુંજ નથી; કેમકે હીરકેનયા
નો પ્રાંત જયાં વાઘો કે ઉભાઈ જતા હતા
એમ કદીમ જમાનાના પાછલા ગ્રંથકારો વ
રણવી ગયા છે, તે ભુમીને તો તેમાં વહેરકા
ન યાને વરૂઓની ભુમી કરીનેજ ફકત લખેલી
છે. આ પરથી વળી વાઘો તયાં પેધા પડયા તે
પુરવેનાં અવસ્તાનાં દફતરો લખાવવાં જોઇયે
એમ એક બીજી આડકત્રી દલીલ આપણે
હાથ લાગી શકે છે, યાને પારસી તથા મી
દીયનોના અસલી વડીલો તયાં આવી પાછળ
થી થોડુકવેર જે વાસો કરો પડયા હતા, તે પુરવે
તો તેઓ કને અવસ્તાનાં દફતરો મોજુદ હોવાં
જોઇએ. હુબશમાન નામનો એક જરમન પં
ડીત એમ વીચારે છે કે, અરવાચીન કા
ળમાં વાઘો છેક હીદુસ્તાનની ભુ
મીમાથી એશીયાના ઉતર અને પ
શ્ચીમ તરફના દેશાવરો ખાતે જઇને ભરાયા
હતા, તે વીચારમાં કાંઇ પણ સતયતા હોવી
જોઇયે; કેમકે અરમાની ભાશામાંથીબી વાઘ
સારૂ વગ્ર એવો શબદ મલી આવે છે. (જુઓ
તેની "આરમીનીઅન સ્તદીજ" બા૦ ૧-૬૪)
આ ઉપરથી એ મજકુર જરમન નવીશંદો
એ શબદ અસલમાં સંસ્કીત બોલ વયાઘર ઉ
પરથી કદીમ ફારસી ભાશામાં પબ્ર અને હા
લની ફારસીમાં બબ્ર કરીને જે શબદો ઉત
પન થયેલા છે, તે ઉપરથી ઉછીકો લીધેલો છે
એમ પોતાનો અભીપ્રાય દરશાવી
જાય છે.(જુઓ "કે૦ જાઇતુંગ"નાં દફતર ૨૬ને
સફે ૫૪૨ મે)· ગાઇગર તો ઇનદો-ઇરાની
ટોળાંઓમાં વાઘ પુરવે ઘરથીજ જણા
એલો હતો એવો પોતાનો વીચાર દરસાવે છે,
(જુઓ તેનો "સીવીલીજાસીઆં દેજ

આરય" દા૦ ૨–૩૫) કે જે મત સાથે આ પણે એકમત થઇ શકતા નથી. યુરોપની ભુમીમાં વાઘને સપર પહેલીવાર આથેનસ શેહેર ખાતે ઇ૦ સ૦ પુ૦ ૩૦૦ નાં સાલમાં દેખડાવામાં આવયો હતો; કેમકે સીલુકસ નીકેતોરે તયાંનાં યવન વટણીઓ સારૂ તે જાનવર પોતે એક ભેટ તરીકે મોકલાવી આ પયું હતું, એમ ફીલીમાન પોતાની "નીરા" નામની ચોપડીના કેટલાએક બેતોમાં જે લલકારી ગયો છે તે ઉપરથી ખુલી રીતે માલુમ પડી આવે છે. (જુઓ એથેનેસીઉસ ૧૩–૫૯૦) હવે રૂમી લોકોમાં સપર પહેલો ગ્રંથકાર જે વાઘ વીશે એસરો કરી ગયો છે તેનું નામ મારકઉસ તેરનસીઉસ વેરો કરીને છે. તે શખસ રોમ ખાતે ઇ૦ પુ૦ ૧૧૬–૧૨૮ માં વસ્તો હતો અને પેલા ચાંચયા ચોરો, જેઓ કે મેહેર યજદ ની શીતાયસ ઇરાનીઓ કનેથી ઉછીકી લઇને રૂમી લોકોમાં સપર પહેલીવાર પોતે દાખલ કરી ગયા હતા, તેઓ સામે મચાવેલા પેલા જંગની વેળાએ તે રૂમી લશકરમાં તેને પોતે પણ થોડો ઘણો ભાગ લીધો હતો. તે કહે છે જે "વાઘ જે સીંહ માફક ઘણા સરખા મળી શકે છે તેનું નામ અર માની ભાષામાંથી નીકળેલુ છે; કેમકે ખદં ગી તીરોને તે લતા તરફ તીગરીસ કરીને કહે છે." (જુઓ તેનો "લીંગવા લાતીના" દા૦ ૫ પા૦ ૧૧૨) એમ બોલવામાં તે ગ્રંથ કાર ખરેખર ચુક કરી જાય છે; કેમકે અર માની ભાષામાં નહીં, પરંતુ કદીમ ફારસી (ખીલા રોકી) બોલીમાં તીગરી અથવા તીગ્ર નો માયનો તીર કરીનેજ થાય છે કે જે પરથી હાલનો ફારસી બોલ તીર ઉતપન થયેલો છે. પરંતુ એકબારગી આપણે સીહ તથા વાઘ જેવા પ્રાણીઓને પડતાબી મેલયે, તોપણ ઈનદો–યુરો પયન વરણોના દોરનાં ચોપગાં જાનવરો, જેઓ કે દુધ પાઇને પોતાનાં બચાંઓને ઉછેરે છે, તે ઓમાંથી શીકાર કરવા લાયક જાનવરો અસ લી પારધીઓને તો સંખયાબંધ મલી આવ વાં જોઇયે. એટલાજ સબબ ઉપરથી આ ઘ ણું અજાયબ જેવું દીસે છે કે, શીકાર કે પારધી સારૂ અસલી ઇનદો–જરમાનીક ભાષા ઓમાથી એકશાન શબદો હાલ મલી આવતા નથી. શીકારનો બોલ તેઓમાં જંગલી જા નવરોનાં નામો ઉપરથીજ આડકતરી રીતે આ પણે મેલવી શકીએ છીયે; જેમકે સંસ્કીતમાં થી કારને મરૂગા યાતો મરૂગાયાતી અને શીકાર કરવાને મુરગઇઅ તથા પારધીઓને મરૂગાઇ કરી આપણે વાંચીયે છીયે. વળી ગ્રીકમાંબી તેવે જ અરથે વપરાતા શબદોમાં આપણે થઇરીનો યાતો થઇર અને લાટીનમાં ફીરૂસ એવા બોલો જોઇયે છીયે; યાતો કેટલાંએક કીરીયાપદો ઉપર થી એવાં નામો તેઓમાં ઉતપન થયેલાં છે, કે જેઓનો ઇસ્તેલાહી અરથ શીકાર કરીનેજ થાય છે; જેમકે ગ્રીક શબદ આઇરા યાતો આઇરી સઆર, તથા પુરાતન જરમનમાં જાગોન કરીને જે કીરીયાપદો આવયાં છે, તેવોના લોગતી માય ના તો લડાઇ કરવી એવો થાય છે; પરંતુ તે શબદો ઇસ્તેલાઓમાં તો શીકાર કરવા સારૂજ વપરાય છે. તોબી યુરોપની ભુ મીની ત્રણે મોટી જબાનોની શાખાઓનો કોષ જે એકમેક સાથે વારવાર એકશાન ઉ તરે છે, તેઓમાંથી એવું એક ઇનદો–જરમાં ક મુળ ધાતુ મળી આવે છે, કે જેનો અરથ જંગલી જાનવરો તથા શીકાર કરવો કરીને પણ થઇ શકે છે. તે મુળ શબદ સંસ્કીત માં વાઇવેની યાને મારામારી કરવા સારૂ આ ગળ ધસવું એવો આવેલો છે કે જેને બેસ્તો શબદ લાટીનમાંથી વેનારી; પુરાની જરમનમાં થી વીઆઇદા: જુની નોરવીજીનીઅનમાંથી વાઇદ્ર, આંગ્લોસેક્સન ફીયાદ યાને શીકાર યાતો ફીઆદચ એટલે જે શી કાર કરનો કરીને મલી આવે છે. અકસર કરીને તો શીકાર કરવાના હુનરને આપણે એટલી બધી મોતેબરી આપવી જોઇતી નથી, કેમકે અસલી આરયનો "ફારમીંગ" કરવાનો યાને જાનવરોને ઉછેરવાનો હુનર હાર પાડવા સારૂ હજુર તો પોતે શીખતા હતા. તે જમાંનાંમાં દેવતાઓને શીકારોના ભાગો આપવાની કંઇ રસમ ન હોતી અને ગરજ પડે સારેજ તે શીકારોને મારી તેઓ પોત પોતાના ઉપયોગ માં આણતા હતા, માટે જુલીયસ સીજર (કેસરે રૂમ) પોતાની "દ બેલો ગાલીકો" (ચો૦ ૬–૨૧ ને ચો૦ ૪–૧) માં પોતાના યુરોપના પુરવજો વીશે જે એમ કહી ગયો છે કે, "તેઓ પો તાની સઘળી જીંદગી શીકાર કરવામાં ગુજારતા હતા", યાતો તે જમાનાના માણસો પોતાની હઇયાતીનો ઘણોખરો ભાગ શીકાર કરવામાંજ રોકતા હતા, તો તેની વીરૂધમાં વયાજબીની રાહે તાસીતસ પો તાના વીચારો એમ દરસાવી જાય છે (જુઓ તેની "જરમાંનીઆ" બા૦ ૧૩ મો) કે

"તે જમાનાંના લોકોમાં" જેમ મરાઠાઓ કહે છે કે, "સ્વચ્છ ખાવાવાં ઓર નીજવાં," એવાં સાધનો પુષ્કળ હોવાથી, તેઓ શીકાર યાને પોતાનો ઘણોખરો વખત આસાએશ અને ફુરસદ લેવામાં યાને આલસાઇ કરવામાંજ ગુજારતા હતા.

## ઈરાનવેજમાં જણાંએલાં શશત્રો યાને હથીઆરો વીશે હાલની શોધો પ્રમાણે મલી આવતી સાબેતોઓ.



અસલી આરયનોને પોતપોતાના બચાવો માટે વેહેસી જાનવરોને મારી નાખવા સારૂ વારમવાર ફરજો તો આવી પડવીજ જોઇયે, પરંતુ જેમ જેમ સુધારો તેઓમાં આગલ વધતો ગયો, ત્યારેજ તેઓ મોજ શોખ તથા શીકારો કરવા સારૂ પોતે પગલાં ભરી જવાં જોઇયે અને ત્યારેજ તેવી જણુસો સારૂ તેઓમાં નવા નવા શબદો ઉતપન થવા જોઇયે એમ જો બોલીએ તો તેમાં કશું બેહુદું જેવું ગણાશે નહી. પોતાના બચાવમાં વેહશી જાનવરો સાથે તેઓ સપર પહેલાં તો લડતી વેળા મોટાં મોટાં મુરદાર જાનવરોના મજબુત હાડકાં કે પથરા અને ગોફણોને પોતે કામે લાવતા હતા, કેમ કે ધાતુ જેવી ચીજ તેઓને પ્રથમમાં માલુમ હતીજ નહીં. ફારસી સાહેરો લખી ગયા છે કે, જે કરવતીથી જાહાંકે જમશેદને પાછલથી વેહેરી નાખયો હતો, તે કરવતી મોટાં મોટાં માછલાઓનાં હાડકાં અને કાંટાઓમાંથી બનાવવામાં આવેલી હતી. તોબી આરયનવેજ છોડી ગયા આગમજ, તેઓના તે અસલી વતનમાં આ હેઠલાં શસ્ત્રોજ તેઓને માલુમ હતાં, એમ તેઓના એકશાન લુગતો ઉપરથી હાલમાં સાફ જણાઇ આવે છે. તે શસ્ત્રોની ટીપ આ મુજબ નીપજાવી શકાય છે અને તેઓનાં નામો સંસ્કીત તથા જંદમાંથી તો આબેહુબ એકમેક સાથે એક મળતાં ઉતરે છે, એમ આ નીચલી યાદી પુરતી રીતે ધવાહી આપી શકે છે.

૧ કામઠુ–સંસ્કીત ધાનવન, જંદ તથા કદીમ ફારસી યાને ખીલારોકી બોલીમાં થનવર.

કમાનની તાંત–સંસ્કીત જઇઆ, જંદ જઇય, ગ્રીક બાઇઓસ; વળી સંસ્કીતનો સનાવત શબદ તે જંદ સનાવર અને ગ્રીક નીવરોન, બેઉ સાથે એક મળતો આવે છે,

૩ તીર–સસ્કીત આશેશ, જંદ ઇશુ, ગ્રીક ઇઓસ.

૪ હથીઆર–સંસ્કીત વાધર; જંદ વદર યાતો વજર,

૫ ગોફણુ–સંસ્કીત આસન; જંદ અસન; ગ્રીક આકોન.

૬ ભાલો–સંસ્કીત રશતી; જંદ અરશતી; કદીમ ફારસી અરશતીશ.

૭ બરછી–સંસ્કીત સુલા, જંદ સુરા; કદીમ ફારસી સુરાસ; ગ્રીકમાં ક્ષાઇરાસ (એમ હેસચીલીસ એક શબદ પોતે વાપરી ગયો છે.)

૮ તરવાર–સંસ્કીત અસી; કદીમ ફારસી અહી; જેમકે "બ અહી ફરેસ્તાદ" યાને તરવારથી કતલ કીધો.

૯ છરી–સંસ્કીત કરતી; જંદ કરત.

૧૦ કુહાડો–સંસ્કીત તેજાસ; જંદ તઇઝહ યાતો સંસકરીત તકશાની અને જંદ તશા.

૧૧ ગુરૂજ–સંસ્કીત જુજર; જંદ વજર.

હવે ચાલો આપણે ધાતુ સંબંધી તેઓનું જ્ઞાન કેવું હતું, તે બીશેની જરા હેઠળ તપાસ ચલાવવાની શરૂ કરયે. જયાંસુધી માનવો જાતો જમીનમાં ખોદણીઓ કરી ધાતુઓને શોધી કહાડી, તેઓને પીગલાવી અને ગાળી નાખી તેઓમાંથી તરેહવાર જાતનાં આભુષણો તથા ઓજારો બનાવતાં શીખે નહીં, તયાંસુધી તેઓ સુધરેલા માનવીઓમાં તો ખપી શકતાંજ નથી. પથરનો દોર પુરો થયા પછી, જયારે ધાતુઓનો દોર તેઓમાં પેવસ થાય છે, તયારેજ તેઓ ઇનસાનયત હાલતમાં આવી પહોંચે છે એમ આપણે હીમતથી કહી શકીએ છીએ; કેમ કે ઉપધાતુઓની ખાણો શોધી કહાડી તેઓને આતશની ગરમીથી પ્રવાહી રૂપો

આપી, ખીલવી, કેલવી, પાકવીને પછી તેઓમાંથી ધાતુઓ છુટી પાડી તેઓના ત રેહવાર થઓ તથા આભુષણો બનાવવા સારૂ, ઘણી અકલ ખરચવી પડે છે અને ઘણીએ ક અજમાયશોની જરૂર રહે છે, અને કેટલા એક નવા નવા અખતરાઓ વટીક કરવા પડે છે. તેમ જો થાય છે તોજ માનવી જાતો ધાતુઓનો શો શો ઉપયોગ કરવો, તે બીના સારી કાની પોતે સમજી સકે છે અને લુહાર, સોની તથા કનસારાના વરગો જયારે પોત પોતાની કારીગરીઓના કામોપર મંડી જા ય છે, ત્યારેજ તે ટોળાઓમાં આબાદી અને સુધારો પેદશ થવા મંડી જાએ છે, એમ ઇ તીહાસકરતાઓ તરત કેહી શકે છે અને તે વીના હરેક ટોલાં હજુર વેર ગોયા જંગલીજ હાલતોમાં ગરકાવ થએલા છે, એમ તેઓ હીમતથી કહે છે. જુદા જુદા ટોળાઓના દેવતા ખયાન યાને દેવતાઓની કથાઓનો મુકાબ લો કરી દેખડાવનાર હાલ જમાનાનો નવો એ લમ જેને અંગ્રેજીમાં "કમપારેટીવ માઇથો લોજી" કરીને કહે છે, તે આપણને એમ શીખવે છે કે, અસલી આરયના ધરમ સંબં ધી આચાર વીચારોમાં એકજાતનું સરખાપ ણું જોવામાં આવે છે. જેમ તેઓની બોલી એકમેક સાથે એક મલતી આવે છે, તેમજ તેઓના ધરમશાસ્ત્રો તથા દંત કથાઓમાંબી વધુ ઓછું મળતાપણું આપણી દરશટીએ પડી શકે છે. એટલાજ સબબોને લીધે જેમ પારસીઓની અશલી દંતકથાઓમાં કહે છે કે, આરયનાંવેજોમાં માનવી જાતોને તરેહ તરેહ વાર હુનરો, સપર પહેલાં પાદશાહ જમશેદના દોરમાં શીખવવામાં આવયા હતા, તેમજ સા હેર લુકરીશીઅસ કહે છે જે, જમીનની ભીતર માં ત્યાંની ઉપધાતુઓવાલી જગયાઓ ઉપર જે બીઆબાન જંગલો ઉભાઇ જતાં હતાં, તયાં દઇવયોગે એક ભયંકર આગ લાગી ઉઠયા થી, તે ભરમ તરત ઉઘડી ગયો હતો અને ધાતુ જેવી ઉપયોગી જણસો સપર પહેલીવાર રૂમીઓ ને હાથ આવી ગઇ હતી. (જુઓ તેની "દી રૂર મ નાચુરા" ૫–૧૨૫૦) તેમજ પોસીદોનયુસ ની સત.ને આધારે સ્ત્રેબો કહે છે જે, (બા. ૧૪૭) અનદલીબ યાને સ્પેનના મુલક ખાતે બી સુના તથા રૂપાની ખાણો તેવીજ રીતે ત્યાંનાં અસલી રહેવાશીઓને સપર પહેલીવાર હાથ લાગી ગઇ હતી. સ્કાનદીનેવયા યાને યુરોપ ની ઉતરના સ્વીડન નોરવેના દેશાવરો ખાતેનાં ફીનીક લોકોની દંતકથાઓમાં એમ જણાવે છે જે, (જુઓ તેઓની કાલીવાલા નામની પોઠી ૯.મી) તેઓના ઉકકો નામના દેવતાએ, ત્રણ કુમારીકાઓને બનાવી, તેઓના થાનોમાંથી લોહોડું જમીન ઉપર રેડી દીધું હતું, કે જે પોતાના ભાફ અગનીથી બળીને પાહાડોની બાજુ તથા પાણીના હોજો તથા ભીનાશ વાલી જગયા જયાં માનવી જાતનાં પગલાં કેવલે જોવામાં આવતાં નહોતાં, ત્યાં જઇને તે પછી ભરાઇ બેઠું હતું. તયાંથી તેને શોધી કહાડી "ઇલમેરીન" નામના તેઓના એક નાંમાં કીત આહનગરે માનવી જાતોના ઉપયોગમાં પછી તેને આંનવા માંડયું હતું. એ "ઇલમેરીન" તો તેઓનો ગોયા કાવા આહનગર જેવો હતો. જેમ કાવા આહનગરે પોતાના ગાવીઆની ગુરૂજનાં બળથી ફરેદુનને મદદ આપીને જોહાકનો જાલમ અને જોહાકી દોર તોડયો અને તેના રાજની સમાપતી આણી મેલી; તેમજ ફીન લોકોનાં અસલી દેશાવરોનાં જંગલી દરખતો અને બીઆબાનોનો આ મજકુર લુહારે પોતાનાં નવી જાતનાં ઓજારોથી સજડ ઘાણ કહાડવા માંડયો હતો, કે જેથી બીચારા ફીન લોકો પોતાની આ નવી વસાવેલી ભુમીઓમાં અમન ચમનથી ફરાગતથી રહી શકવા લાગયા હતા; કેમકે બીઆબાન અને ઝાડીઓને લગતા એક શાન શબદો સઘળી યુરોપની ભાષાઓમાંથી અદયપી આપણે હાથ લાગી શકે છે.

અસલી રૂમી લોકો એમ લખી ગયા છે કે, જરમની દેશમાં એવાં ભયંકર બીઆબાનો ઠેકણે ઠેકાણે તેઓના દોરમાં ઉભાઇ જતાં હ તાં, જેઓ માનવી જાતોના રહેઠાણો સારૂં ત્યાંની ભીનાસવાળી જગયાઓને લીધે તદનજ નીરઉપયોગી થઇ પડેલાં હતાં. તેમજ ભુમધય સમુદ્રના કોસતાઓ તરફ આરયન ટોળાં સપ ર પહેલીવાર પુરાતમ જમાનામાં જ્યારે ચત્રા વા માંડયાં, ત્યારે ત્યાંબી બલુત (ઓક) અને સનોબરનાં બીઆબાનોનાં બીઆબાનોજ ફકત ઉભાઇ જતાં હતાં અને તે દેશાવરોમાં પોનત સની ઉતર તરફની ભુમીઓમાંથી યાતો સામ ની દક્ષીણ તરફના દેશાવરો ખાતેથી જીતફલ (ઓલીવ) કે દ્રાક્ષના ઉપયોગી છોડવા, લોર લ કે મતલીના સુગંધી રોપાઓ, હજુરવેર પેધા પડેલાજ નહોતા; કેમકે તેવાં ફુલફલાદી વાળાં ઝાડપાનો લોકોએ પાછલથી તે દેશાવરો ખાતે આસ્તે આસ્તે રોપવા માંડયાં હતાં. તે મજ તે અસલી દોરમાં ત્યાંના જાનવરોબી

પેલાં આજે માફક જંગલી અને દેહેસ્તનાક હાલતમાંજ જોવામાં આવતાં હતાં. જોકે યુરોપની ભુમીઓમાં તેની ઘણુંક પુરવે ઘર થીજ મામોથ યાને હાથી કરતાંબી મસ મોટાં રાક્ષસી પ્રાણીઓ તથા મસ મોટા ગેનડાઓનો દોર તો પુરો થઇ ચુકેલો હતો અને તેમજ રેનડીઅર જાતનું મોટું હરણબી પાછું ઉતર તરફની ભુમીઓમાં તે જમાનાની પુરવેથીજ પાછું જઇ ભરાયું હતું; તોબી હુત(ઓરક,) રાની બલદ કે જંગલી સાપર (ગવજન), આલપસની હેઠ ખીણોવેર હજુર સુધી ત્રાસુ મચાવી રહેલાં હતાં. હજુ તો જંગલી ભુંડો, વરૂ અને બાલાબીછો ઠેકાણે ઠેકાણે ઉભાઇ જતાં હતાં અને કારપેથીયનના ડુંગરા અને બાલકાનના દેશાવરો વચેતો ગોયા તેઓનાં ભયંકાર રહેઠાણોજ આવેલાં હતાં તથા સીહો વટીક તે લતાઓ તરફ હવેથી પેધા પડી ચુકયા હતા. જેમ જેમ માનવી જાતો સુધરતી ચાલી અને આસ્તે આસ્તે પેલા દરીઆના કીનારાઓ ઉપરથી નદી નાલાંઓ ઓલંગાવીને યુરોપની અંદરની ભુમીઓમાં હેઠ પેવસ થતી ગઇ, તેમ તેમ પથરનાં હથીયારો તેઓને કસા કાત લાગવાં જોઇયે નહી; પરંતુ જયારે તે સાથે કાંસુ યાને લોહોડું તેઓને હાથ લાગયું, કે ઝાડપાનવાલી જગયાઓ સાફ કરી નાખી, તયાં તેઓએ ઘેરો બાંધીને વસવા માંડયુ અને પોતાના ખોરાક સારૂ હથીયારોની મદદોથી જમીનોમાં પછી રોપણીઓ કરવા માંડી અને અણીદાર તીરોથી શીકારો કરવા લાગયા; કેમકે લોહોડની તરવાર અને તીરોની કાંસાની અણીઓ વીના જાનવરોના શીકારો બરોબર રીતે થઇ શકતા નથી. તેમજ વળી દુશમેનોથી બચવા સારૂ લોહોડાંનો જમાનો તેઓને હાથ ગોયા એક મસ મોટું હથીયાર જેવું હવેથી થઇ પડયું હતું. આથી આગલા લાટીન શાહેરો જેવા કે, લુકરીસીઉસ, હોરેસ, વરજીલ અને ઓવીદ તેની જાબજા તારીફો પોતપોતાના બેતોમાં ગાઇ ગયા છે. તેમજ ફારદોશી પણ પુલાદ યાને તીખા લોહોડાંની વાખવાખી પોતાના રંગીન કલામોમાં વારંવાર કરી જાય છે; અને રામાયણ તથા મહાભારતમાંબી જાબજા એ આમસ યાને લોહોડાંની મજબુતી વીશેના એશારાઓ કરવામાં આવેલા છે. પથરના જમાનામાંબી માનવી જાતોએ ઓજારો તો બનાવવાં જોઇએ, પરંતુ તે ઓજારો તેઓની તરતનીજ હાજતોને સારૂ ફકત અનુસરતાં અને બંદબેસ્તાં આવતા હતાં. તોબી ઓરત જાતોને દરશની બનાવવા સારૂ, તેવા અસલી વખતમાંબી દાના, કોરી વીગેરેનાં આભુષણો ઉતપન કરવા તેઓને ફરજ થઇ પડેલી હોવી જોઇયે, કેમકે માનવી જાતોનો કુદરતી ખવાસ એવો છે કે, ખુબસુરત અને ખુશનુમા ચીજો તરફ તે તરત દોરવાઇ જાય છે અને તેવી ચીજોને તેઓ ખુશીની આંખોથી નીહાળીને જોય છે. જેમ જેમ ધાતુઓની ખીલવણીઓ માનવી જાતોમાં આશકારા થતી ચાલીઓ, તેમ તેમ સારાં સારાં ઘરેણા પેહેરવા અને પોતાને વધારે ખુબસુરત બનાવવાનો શોખબી તેઓમાં વધતો જવો જોઇયે. તેથી આજબી ખોદનીઓ કરતાં આગલા જમાનાના માનવીઓનાં બનાવેલાં ઓજારો, જેવાં કે કોદાળા, તીર, છરી, તરવાર, ભાલા તથા દાતરડાંઓ સાથે બાજુબંધો, વીંટીઓ, એરીંગો, સોએ વીગેરે જણસો આપણને હાથ લાગી શકે છે. સર જાન લબેક કહે છે કે, ( જુઓ તેનાં "પ્રીહીસ્તારીક તાઇમસ" ને સફે ૧૪ મે ) "જેમ જેમ પેલાં આભુષણોને વધારે રોનકદાર બનાવવા માણસો પછી જયારે પ્રયતનો કરવા માંડે છે, તયારે અકલના બળથી તેઓ તેઓપર ઝાડપાનો કે જાનવરોની તરાહ પાડતાં શીખે છે અને સુધારાના બાબમાં એક દરજજો વધારે આગલ પગલાં ભરવાને તેઓ ગોયા તેથી સામરથવાન થાય છે. સપર પહેલાં તો હરેક કુટુંબના માનવીઓને પોતાનેજ હાથે જાતે પોતાનાં રહેઠાણો સારૂ ઝુંપડાં, માટીનાં વાસણો તથા ઉન કાંતીને તેમાંથી લુગડાં વણીને બનાવવાં પડે છે; પરંતુ જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ, કોઇક શખસો પોતાની વધુ હુશીયારીથી એક તરેહના હુનરમાં તો બીજો બીજી જાતના હુનરમાં પાવરદો થતો જાય છે, જે વાતની ખબર ગામડાંના તમામ લોકોમાં આશકારા થવાથી, લોકો તેઓનેજ તેઓને લાયકનાં કામો ફરમાવવાને ઉતરી પડે છે. આથી મજુરી કામોની વહેચણી થવાથી માનવી જાતની હાજતો સેહેલથી સચવાઇ શકે છે અને લોકોને તે કારય વધારે પસંદ પણ પડતું જાય છે, કેમકે તેથી દરેક જણ પોતાના હુનરની ચીજો વધારે રોનકદાર બનાવી શકે છે એટલુંજ નહી; પરંતુ તે ચીજો તેઓ પોતે બીજાઓને ટુંક દામમાં જથાબંધ પોહોંચતી

વતીક કરી શકે છે. ધાતુઓનાં ઓતકામો કર
વાં તેથી તો ધંધો રોજગાર તથા ઉદયમોનો
પછી ગોયા પાયો નાખી દેખાડવી, માનવી જા
તોમાં એખલાસનો વધારો કરી શકે છે અને
જુદા જુદા ધંધાદારીઓ એકમેકના સંબંધ
માં આવવાથી એકમેકની રીતભાતોથી વા
કેફ થઇ સુધારાને આગળ વધવાના સા
ધનો સહેલથી પોતે કરી આપે છે. ”
પરંતુ તે એખલાસને માનવી જાતોમાં
ચાલુ રાખવા કુદરતે સરવે સારી સારી ચીજો
કંઇ એકજ દેશમાં પેદા કરેલી તો નથી. જુદા
જુદા દેશાવરોને જુદી જુદી ચીજો પોતે બ
ક્ષેલી છે, કે જેથી વેપાર વણજને ઉતેજન મ
ળે છે અને માનવી જાતો એકમેક સાથે
પલોટાયાથી પોતાની કુદરતી છીટ તથા ફાંટા
ઓને એક કોરે મેલી એકમેક સાથે ભાઇ
બંધ તરીકે પછી વરતવા શીખે છે. આથી ક
જીઆ કંકાસનું મોહોડું કાલું થાય છે અને
લડાઇનો દુશ્ટ ચેપ લોકોમાંથી વીસરજન
થતો જાય છે. દાખલા તરીકે જુવો જે કલા
ઇની ધાતુ જે કાસાં કામની ઓટનીઓ કરવા
સારૂ ઘણી અગત્યની જાગુસ ગણાય છે, તે
પુરાતન જમનામાં ફકત ત્રણુજ દેશા
વરો આતેથી મલી શકતી હતી અ
ને તે દેશાવરો વળી એકમેકથી ઘણાજ છેટે
આવેલા હતા એટલુંજ નહી; પરંતુ તમામ સુ
ધરેલી ભુમીઓથી પણ ઘણાજ વેગળે ગયલા
હતા. તે દેશાવરો જેવાકે સાઇબીરીયાના પ્રાં
તનો આથમણુ તરફનો ભાગ; કાસીતીરાઇદી
સ, જે મુલકને કે પેલી કલાઇની ખાણોપરથીજ
તેવું નવું નામ મળેલું હતું તથા ઇરાનની ઉતર
ની સરહદ આગલ હાલનો ખોરાસનનો મુલક
જે આવયો છે, ત્યાં આગલ તે ત્રણે જગયાઓ
જોવામાં આવતી હતી. (જુઓ મુલેનહા
ફનો “ દોહતસ્ચ આલતરતુમસ કુનદી ”ને,
પ૦ ૯૯ મે) તોબી વળી બેહદ પુરાતન કાલમાં
છેક નીલ નદીના કીનારાથી તે ઠેઠ નીનેવે ત
થા બાબેલાનના શહેરોવેર કાંસાકામની જ
ણસો તો ચોમેર બહુજ પ્રખયાત પામેલી હ
તી; કેમકે હીમતવાન વેપારીઓ તેવી ચીજો
ત્યાંવેર પેલી દુર દરાજ દેશાવરોમાંથી ખરીદી
ને પોતે અલબતે પહોંચતી કરયા જતા હતા.
તેમજ યાહુદીઓના પાદશાહ સુલેમાનના દો
રમા ફીનીશીયન લોકોનાં વહાણો વેપારને
અરથે સુનું મેળવવા સારૂ છેક ઓફીર યાને
સીલોનના ટાપુ સુધી અને રૂપુ મેળવવા સા
રૂ સ્પેનની દક્ષીણે ઠેઠ તારશીશનાં શેહેર વે
વારંવાર ઉતરી પડતાં હતાં.

હામીલકોના દોરમાં કલાઇના બેટો ત
રફ તે જનસ મેલવવા સારૂ કારથેજીનીઅન
વાહાણોનો એક કાફલો જયારે ઉતરી પડયો
હતો, તયારે કહે છે જે, ઈંગલંડ સુધીના આ
ખા યુરોપના કોસ્તાની નવી નવી શોધો તેઓને
હાથ સપર પહેલીવાર લાગી હતી. પરંતુ એક
કીમતી ધાતુ માલ મતા તરીકે એક દેશથી તે
બીજે દેશ જતાં; એક કોસ્તાથી તે બીજા
કોસ્તાવેર ચત્રાતાં; એક સમુદ્રથી તે બીજો સ
મુદ્ર ઓલંગાવતાં અને એક શેહેરથી તે બી
જા શેહેરમાં પસાર થતાં તો, આભુશણો અ
ને શસ્ત્રોપરથી બદલાઇને તેને હવેથી નવીજ ત
રેહનું રૂપ લેવા માંડયું હતું અને માણુસ મા
ણુસોમાં તથા દેશેદેશના રહીશોમાં વેપાર વણ
જને ખીલવવા સારૂ, અદલબદલ કરવા માટે
એક જાતનું હવેથી તે ગોયા એક નવુંજ સાધન
થઇ પડયું હતું. અસલી બુરજીગરો, ભરવા
ડો તથા વેપારીઓ પોતપોતાના માલોના અ
વેજમાં બીજા સાહુકાર સોદાગરો કનેથી મા
લને બદલે માલ જે લેતા હતા, તેમાં હવેથી
સુધારો થતો ચાલયો અને આગલા લોકોમાં
ગાય ઢોરો, જે તેઓની માયા પુંજી તરીકે
જે ગણાતાં હતાં, તેને બદલે પઇસાનું ચલ
ણ ચાલવાનું હવેથી લોકોમાં શરૂ થવા માં
ડયું અને દોલતમંદ લોકો અસલી રૂઢી પ્ર
માણે આટલા હજાર ગાય ઢોરોના ધણી ત
રીકે નહી; પરંતુ આટલા હજાર સોનેરી કે
રૂપેરી દેરમ યાને સીકાના ધણીઓ તરીકે હવે
થી ખાશોઆમમાં ઓલખાવા લાગયા. કોઇ
કહેશે કે એમ બોલવાની સહાદતો તે શું છે?
તો તેનો ઉતર એમ આપી શકાય છે જે, શબદો
ખુદપોતેજ તે વાતની સાફ ધવાહીઓ આપણી
સનમુખ અદયપી લાવીને રજુ કરે છે; જેમકે
આપણા લોકોનાં બાયદાં હજુર વેર પોતાના
ધણી યાને ખાવંદોને ઢોરી કરીને કહે છે અને ધ
ણીધારી એવો શબદ તેઓ સાધારણ રીતે વાપ
રયાં જાય છે, યાને મારો ધણી તે આટલા હજા
ર ઢોરોનો સાહેબ છે એમ તેનો અરથ અસલ
માં ઉઠતો હતો. જેમ જેમ તેની કને વધારે
ગાય ઢોરો, તેમ તેમ અલબતાં તે વધારે માત
બર માનવીમાં ખપતો હતો. તેવીજ બોલવા
ની રૂઢી બીજાં આરયન ટોળાંઓમાં પણ
હતી, કેમકે લાટીનમાં પઇસા સારૂ પીકીઉન
આ અથવા તો પીકીઉલીઅમ એવો શબદ

જે વપરાય છે, તે શબ્દનો મુળ ધાતુ પણ પીકુસ કરીને છે, જેનો માયનો પણ ગાય ઢોરો કરીનેજ અસલમાં થતો હતો. તેમજ ગોથીક ભાષામાં ફાઇહુ તથા એનગલો–સાક્ષન બોલીમાં ફીહો એવો જે શબ્દ આવયો છે, તેનો અરથ પણ સોનુ તથા ગાય ઢોરો કરીનેજ થાય છે. હોમરની ઇલીઅડ નામની કવીતામાં (બા૦ ૭ ઓવી ૪૩૭) ગાય ઢોરોને માલને બદલે માલમાં આપ લે કરવાની રૂઢી અકસર કરીને લોકોમાં જાએજ હતી, એમ સાફ જણાવવામાં આવેલું છે; જો કે તેના ેરમાં ધાતુઓમાં સોનું, લોહું અને કાંસુ પણ તે કારણુસર અવારનવાર વપરાતું હતું એમ પણ તે બોલી જાય છે. જેમ કે વંદીદાદના જમાનામાં પઇસાને બદલે આટલાં નાનાં મોટાં પશુઓ, હરેક ડાકટરની ફી તરીકે આપવાનો રેવાજ હતો અને હરેક ગુનાહની તોજેશ તરીકે અશો માણસોને આવી કીસમનાં અને આગલી જાતોનાં જાનવરો આપવાં એમ જે ફરમાનો આવેલાં હતાં, તેમજ અસલી રૂમીઓમાંબી ગુનેહગારો કનેથી મેંઢાં તથા ગાય ઢોરોના આકારમાં દંડ લેવામાં આવતા હતા. આસતે આસતે તે લોકોમાં ગુનેહગારો કનેથી જાનવરો સીવાય "એયસ" યાને ત્રાંબુ લેવાનો રેવાજ પણ પછી ઉતપન થયો હતો. પ્રથમમાં તો ત્રાંબાના બેડોળ કકડાની આપ લે થતી હતી, જેમાં પાછલથી સુધારો કરી, તે ત્રાંબાના સલીયા અને કકડાઓ કરીને તેઓપર તેઓની કીમત માલુમ પડે તે સારૂ ગાય, મેંઢા યાતો ડુકરના છાપો તેઓ મારતા હતા. તબાર બાદ છેક પાછલા વખતમાં ચોકસ નીશાનો સાથે તેઓની કીમતો જણાની, ત્રાંબાનું ચલણ પછી તેઓમાં ચાલુ થયું હતું. (જુઓ હુલતશયનો "રોમીસચ મેત્રોલોજી" ને સફે ૧૮૮ મે) પરંતુ માનવી જાતોની સઘલી વરણો આરયનો જેવી બાહોશ અને ચાલાક રહેતી નથી, "સુપીરીઅર લેક" યાને સરોવર આગળ ઉતર તરફના અમેરીકન ઇનદીઅનો હજારો વરસો થયાં તયાં જે વાસો કરી પડયાં હતાં, તે જગયા ઉપર યુરોપના રહીસો સપર પહેલીવાર જયારે ઘુસી ગયા તયારે, તે જંગલી લોકો નીખાલેશ ત્રાંબુ વાપરી જાણુતા હતા એમ તેઓની નજરે પડયું હતું; કેમકે તેઓના દેશમાં તે ધાતુ કકડાના આકારમાં જમીનમાં જરાબી ખોદણી કરી હોય તો, સહેલથી મલી શકતી હતી અને તેમાંથી હથોડાઓથી ટીપીને તેઓ પોતાના બાજુબંધો, કોદાળા, વાગેરે જણસો બનાવી શકતા હતા; (જુઓ આનદરેનો "દાઇમીતાલના ચુરફોલ કરન" ને સફે ૨૨૦ મે) પરંતુ તે ધાતુનો બીજો સારો અને વધારે જેવો ઉપયોગ કરવાથી, પોતાની કમઅકલને લીધે તે બીચારા જંગલી લોકો યુરોપીયન લોકો ત્યાં જઇલાગયા ત્યાં વેર તો, પોતે ગોથા મેહેરમજ રહેલા હતા. તેમજ આફ્રીકા ખંડના હોતેનતાત નામના સીધી લોકો, જમીનોમાં ખાડાઓની ખોદણીઓ કરીને લોહોડાનો ઉપ ધાતુઓને ગાળીને લોહડું કહાડી તેમાંથી તરેહ તરેહવાર જાતનાં હથીયારો બનાવી જાણુતા હતા. માટે "પેરીપલસ આફ ધી ઇરીથરીઅન સી" નામની ચોપડી (૬) માં કહયા પ્રમાણે, તે લોહોડાંનાં ઓજારોનો બોહોળો વેપાર આફ્રીકા ખંડના છેક ઇશાન દીશા ભણીના કોસ્તાંઓ વેર તથા અરબી સમુદ્રના નઇરૂત દીશા ભણીના કીનારાઓ સુધી તેઓ કરી શકતા હતા; પરંતુ કમઅકલને લીધે તે જંગલી ટોળો તેમાં પછી કશો લાંબો સુધારો તો કરી શકયોજ નહોતો અને પોતપોતાની જંગલીજ હાલતમાં તે પડી રહેલો હતો. વળી મીસરનાં અસલી બાંધકામો તરફ નીગ્રાહ પોહોંચાડતાં, એમ તો સીધ થઇ શકે છે જે, લોહોડાં જેવી ધાતુ આફ્રીકા ખંડમાં તો છેક ઘણાજ પુરાતન જમાનાથીજ માલુમ હોવી જોઇયે; કેમકે ત્યાંની "બુકાહાપીન" નામની એક કાફરી વરણુ જે લોહોડાને પોતાની કાફરી બોલીમાં "તસીપી" કરીને કહે છે, તે ધાતુનું નામ બીજી સરવે ધાતુઓ સાથે તેઓ લાગુ પાડે છે; જેમકે સોનાને તેઓ "તસીપીઈ તસીકા" યાને પીલું લોહોડું, રૂપાંને "તસપીઇ શું" યાને સફેદ લોહોડું, તથા ત્રાંબાને "તસપીઇ કુબીલા" યાને રાતુ લોહોડું એવાં નામો તેઓ આપે છે. (જુઓ: રૃગીમોનતનો "દાઇબ્રોનઝીઝ ઇત સીમીટન ઇમ ઓકસીદનત" ને સફે ૧૪) જબાનશનાસ વીદયારથીઓ પોતે અદયપી કરેલી શોધોને આધારે એમ બોલે છે જે, અસલી આરયન તાયફાઓમાં ધાતુ એવો શબદજ નહોતો. ફકત જે અગસની ધાતુ તેઓને માલમ હતી તેના નામ ઉપરથીજ બીજી ધાતુઓનેબી તેઓ પીછાણી શકતા હતા. એટલાજ સબબોને લીધે ધાતુઓ સારૂ સામાનય રીતે અસલમાં સંસ્કીતમાં આયસ (આઇ

સ), જંદમાં આહેન યાને આઈઓખશુસ્ત યાને "ધાતુઓનો પ્રવાહી પદારથ"; કદીમ ફારસી ભાષામાં આઇઓ ખશસ્ત; ઉતર તરફની ઇરાની બોલીમાં આયો કશુસ્ત; ગ્રીકમાં ચલકોસ; પુરાની જરમનમાં એરઝ અને સ્લેવો-લીથુઅન ભાષામાં રૂદા કરીને કહેતા હતા અને તેઓનો સપર પહેલા અરથે પણ જુદા જુદા દરેક ભાષામાં જોવામાં આવતા હતા, કે જે વીશે આગળ ચાલતાં વખતે વધુ ખુલાસો કરવામાં આવશે.

હવે યુરોપની ઘણીખરી ભાષાઓમાં ગ્રીક શબ્દ મેતાલોન તથા લાટીન શબ્દ મીતાલુમ પરથી ધાતુ સારૂ સામાનય રીતે "મેટલ" એવો શબ્દ જે વપરાય છે, તે સાધારણ નામ છેક પાછલા જમાનામાં આપવામાં આવેલું છે અને ઉતપન થયેલું છે. એ ગ્રીક શબ્દ ઉપરથી હાલની જરમનમાંબી ધાતુ સારૂ મેતાલોન; આરમીનીઅનમાં મેતલ; આઇરીસમાં મીનાલ (જુઓ સ્તોકસના "આઇરીસ ભાષાની ફરહંગ" પા૦ ૯૬ મું) તજ ફ્રેનચ અને બીજી લાટીનમાંથી ઉતપન થયેલી ભાષાઓમાં મેતાલ એવા શબ્દો વપરાય છે. અસલમાં મેતાલોન એવો ગ્રીક શબ્દ, હીરાડોટસનાજ પુસ્તકમાંથી મલી આવે છે, કે જેનો અરથ ધાતુની ખાણ અને તેની કારીગરી કરવી એવો ત્યાં ઉઠાડવામાં આવેલો છે: અને ફકત પાછલાંજ યવન સાહીતયોમાં તે શબ્દ ધાતુ તરીકે પછી વપરાસમાં આવેલો જણાય છે. લાટીન વાળાઓએબી એ મીતાલુમ શબ્દ કોઇક પારકી ભાષા ઉપરથી અસલમાં ઉછીકો લીધેલો છે અને તેનો અરથ તે ભાષામાં અદલપી ધાતુ અને ધાતની ખાણ કરીનેજ થઇ શકે છે. એ શબ્દનું મુલ આરયન ભાષામાંથી શોધી કહાડવા જે પ્રયતનો અતયાર સુધી થએલા છે, તે સઘળા ફોકટ જેવા વીચરાએલા છે. (જુઓ કરસીઉસનો "ગરૂનદઝ" નામનો ગ્રંથ પા૦ ૫૫ મું) હીબરૂ ભાષામાં મતાલ અથવા તો મતીલ એવો શબ્દ જે આવયો છે ને જેનો અરથ તયાં લુહારનું કારખાનું એવો થાય છે, તેવા સીમેટીક ભાષાના શબ્દ ઉપરથી, ગ્રીક શબ્દ મેતાલોન અસલમાં ઉતપન થયો હતો, એમ મો૦ રેના પોતાના એક પુસ્તકમાં સાબેત કરવાને પ્રયતન કરે છે. (જુઓ તેની "સીમેટીક ભાષાની તવારીખ" વા૦ ૧ પા૦ ૩૧૬ મું) લુહવારના કારખાંના ઉપરથી ધાતુ એવો શબ્દ અસલમાં કેમ ઉતપન થાય, તે સપર પહેલીવાર અવલોકન કરતાં તો આપણને બેહુદું જેવું લાગે છે; પરંતુ જયારે આપણે વીચાર કરીએ છીએ કે, વેપારને અરથે, અસલમાં ફીનીશીઅન લોકોએ ગ્રીસ દેશમાં ઠેકાણે ઠેકાણે લોહડાંના કારખાનાં ઉઘાડયા હતાં અને તે ઉપધાતુને પારકા દેશાવરો ખાતે લોહોડું બનાવીને નીકાશ કરવા સારૂ તેની અસલી ભુમીમાંથી જે આયાત યુનાન ખાતે કરવામાં આવતી હતી, તયારે આવા નકલ કરેલા સીમેટીક ભાષના શબ્દની સમજણ આપણા ધયાનમાં બરોબર રીતે ઉતરી શકે છે. તે સાથે આ વાતબી યાદ રાખવી જોઈયે જે, યુનાન સરજમીનમાં ઘણીએક જગયાઓનાં એવાં તો નામો અપાએલા હતા કે, જેઓનો અરથ લુહારની ભઠી તથા લુહારનાં કારખાના કરીનેજ થતો હતો. પરંતુ ધાતુ સંબંધી એક નીયમ જે ઘણી ખરી આરયન ભાષાઓમાંથી એકસારોખો મલી આવે છે, તે તેઓના લીંગ સંબંધી છે. સંસ્કીત, જંદ, સ્લેવોનીઅન, લાટીન તથા તયુતાનીક ભાષામાં ધાતુને નપુશક લીંગ તરીકે વરણવે છે, કે જે નીરજીવવાલી વસ્તુઓને લાગુ પાડવામાં આવે છે, એમ ગુજરાતી વયાકરણના ભણનાર આપણે સરવે કોઇ જાણીએ છીએ. (જુઓ, ગ્રીમનું "જરમન વયાકરણ" વા૦ ૩ પા૦ ૩૭૮ મું) તેથી ઉલટું ગ્રીક તથા લીથુનીઅન જેવી બીજી આરયન ભાષાઓમાં તેને પુરૂશ લીંગ તરીકે વાપરે છે; પરંતુ કોઇબી આરયન ભાષામાં સ્ત્રીલીંગ તરીકે તો તે વપરાતુંજ નથી. હવે વખતે કોઇ એમ કહેશે કે, જેમ જેમ આપણે યુરોપના ઉતર તરફના દેશાવરોની ઉગમણુ બોરડુ ભણી દુરદરાજ આવેલી ભુમીઓ તરફ નીગાહ પહોંચાડીએ છીએ તો તેમ તેમ, એ નીયમ બરોબર રીતે જળવાયલો ત્યાં આપણી નજરે પડી શકતો નથી; કેમકે તયુતાનીક ભાષામાં સ્તાલ એવો જે શબ્દ આવયો છે તે ઘડીકમાં પુરૂશ લીંગ તથા ઘડીકમાં નપુશક લીંગ તરીકે પણ વપરાઇ શકે છે (જુઓ "ગ્રાફ" વા૦ ૬ પા૦ ૮૨૭ મું) અને ધાતુ સારૂ તેજ ભાષામાં સમાદા એવો શબદબી જે વપરાય છે તે તો સ્ત્રીલીંગ તરીકેજ ત્યાં ફકત વપરાઇ શકે છે. લુથાનીઅન ભાષામાં ધાતુની ખાણને રૂદા તથા લોહોઢાને ગીલાઝી કરીને જે કહે

છે તેભી સ્રીલીંગ તરીકે તેઓ વાપરે છે. તે
મજ સ્લેવેનીઅન ભાષામાં રૂદ અથવા તો
મેદી એવા જે શબદો આવયા છે, તેઓના
માયનાભી ત્રાંબુ કરીને થાય છે અને ઓસે
લી શબદનો અર્થ તેઓ તીખું લોહોડું
એવો કરે છે; પરંતુ તે સઘળા શ
બદો સ્રીલીંગ તરીકેજ તેઓમાં વપરાય છે
અને કોસીતીરૂ યાને કલાઇને તો તેઓ પુરૂષ
લીંગની વીભગતી લગાડી જાય છે. પરંતુ તેમ
કરવામાંભી કાંઇક ભેદ સમાયલો છે, જેનો તવા
રીખને અરથે હવે પછી કાંઇક ખુલાસો વખતે
આગળ ચાલતાં આપવામાં આવશે. વલી એ
શીયા તથા યુરોપના અસલી સુધરેલા દેશાવરો
ખાતેના પુરાતન મનારાઓ ઉપરથી એકજ
અનુક્રમમાં ગોઠવાએલા આ ચાર જાતની
ધાતુઓનાં નામો આપણી દ્રષટીએ વારંવાર
પડી શકે છે; જેમકે સુનું, રૂપું, ત્રાંબુ તથા લો
હોડું, જેપરથી એમ સાર વખતે નીકળી શકે
છે જે, અસલી આરયનોમાં તે ધાતુઓની
શોધો એ મુજબ એક પછી એક તેઓને હા
થ લાગેલી હોવી જોઇયે. એ અનુક્રમો મીસર
ના પુરાતન લેખોમાંજ નહીં, પરંતુ આસી
રીઅનોના ખીલા રોકા હરફો અને લેખોમાં
તથા વેદ, ઇનજીલ તથા યુનાની લોકોમાં હી
સીઅદના લખાણોમાંભી ગોઠવાએલા સાફ આ
પણી દ્રસ્તીએ પડી શકે છે; અને એ યવન સાહેર
તો આગલી પાછલી પોતાના લોકોમાં ચાલતી
આવેલી દંતકથાઓને આધારે બાખત્રીઆવાલા
અસલી જરતોસ્તીઓ માફક, યવન લોકોના
અસલી સુધારાને સોનાં, રૂપાં, ત્રાંબા ત
થા લોહોડાંનો જમાનો એવા ચાર દોરોમાં
ભી પોતે વેહેંચી નાખે છે. વળી ઘણા કદીમ
લોકો દરેક ગ્રહ સાથે એક એક ધાતુનું
નામ જોડી જતા હતા, કે જેનું મુળ કારણ
હજુર વેર આપણે બરોબર રીતે સમજી શ
કતા નથી; જેમકે સુનાને તેઓ સુરજ સાથે,
રૂપાંને માહાતાબ સાથે; પારાને બુધના ગ્ર
હ સાથે, ત્રાંબાને શુકર સાથે, લોહોડાંને મં
ગળ સાથે; કલાઇને ભરેસ્પતી સાથે અને
સીસાંને શનીશ્ચર સાથે તેઓ સરખાવી જાય
છે; ગોયા તે ગ્રહો તેઓની ઉતપતીઓ ઉપર
કાંઇક અણદીઠ કાબુ ચલાવી શકતા હોય, એમ
તેઓ અસલ જમાનામાં માનવા જોઇયે. એ
પરથી ઇસુની છેક તેરમી સદીમાં યુરો
પયન રસાયણીઓએ ગ્રહો ઉપરથી જુદી
જુદી ધાતુઓનાં, નોખાં નોખાં ચીનહો
મુકરર કરેલાં છે અને સોનું લખવું હોય
તો તેઓ ૦ આવી નીશાન અને રૂપું
લખવું હોય તો ) આવી નીશાનો કરી દેખડા
વે છે; તેમજ બીજી ધાતુઓ સારૂભી
તેજ પ્રમાણે જુદી જુદી નીશાનો તેઓ મુકરર
કરી ગયા છે, એમ હાલની રસાયણ વીદયા
જાણનાર શાસ્રીઓ સારીકાની તરત પીછાની
શકે છે; અને તે શાસત્રો વીશે રચાએલાં પુસ્ત
કોમાં તે ધાતુઓના આખાં નામોને બદલે
જાવતમાં તેવી નીશાનોજ ગોયા હવે બસ
ગણાય છે. સરવે દુનીઆના લોકોના પુરાણો
કત ઇતીહાસો ઉથલાવતાં અને ત્યાંના અસલી
રહીશોની લઉકીક દંતકથાઓ તપાસતાં, જેવી
તારીફ આપણે ઘણાજ કદીમ જમાનાથી આહં
ગર લોકો સારૂ વાંચતા આવયા છીયે, તેવીજ
તારીફ બીજા પેસા ધરાવનાર શખસો વીશે
આપણે કવચીતજ જોઇ શકીએ છીયે.

ખ્રીસ્તી લોકોની જેનીસીસની પોથી
( ૧–૪ ને ૨૨ ) માં એવાજ સબબોને લીધે
તુબાલકેન જેવા મોટા કનસારા તથા આહં
ગરની તારીફનાં બાંકાં જાબજા ફુકેલાં આ
પણી દ્રષટીએ પડે છે, કે જે શખસ લોહોડું
અને કાંસા જેવી બંને ધાતુઓનાં ઓત કામો
એવી તો ઉતકરૂષટ કારીગીરીથી કરી શકતો
હતો કે તેથી તે જોકે તુહની રેલની પણ ઘ
ણુંક પુરવે પોતે હયાતી ભોગવી ગયો હતો
તોભી તેનું નામ ખ્રીસ્તી લોકોમાં ગોયા
અમર રહી ગયું છે. તેમજ રૂગવેદમાંભી
ઈંદ્ર જેવા બળવંત દેવતાની સામે થવા તવ
સ્તાએ એક મોટો ગુરૂજ ઓતી કહડયો
હતો. અવસ્તામાંભી ધાતુ ઉપર ' ક્ષથ્ર–વે
હેરીઓ જેવા અમસાસ્પંદને મવકલ ફરેસ્તા
તરીકે ગણેલો છે અને ઝોહાક જેવા બદમાસ
ની [illegible]મે થવા ફરેદુનને ઉશકેરી કાવા જેવા આ
હંગરે જે કીમતી મદદો તેને આપી હતી, તેના
બદલામાં અસલી પારસી લોકોના વડીલો તેન
પાએજામાં (એપરન) માંથી માનની ઇધા[illegible]
તરીકે પોતાનો " દરફશે કાવા " નામનો [illegible]
ઇરાની ઝુંડો બનાવી ગયા હતા; કે જે
કડો વરસો સુધી પારસીઓની મીરાથ [illegible]
કે ગણાઇને આખરે આરબોને હાથ પા[illegible]
થઇ ગયો હતો એમ શાહાનામાના વાં[illegible]
ઓ સરવે કોઇ સારીકાની જાણે છે. [illegible]
પારસીઓના આ ખાસ લોકીક ઝુંડાર
યવન ગ્રંથકારો તો કશો પણ એશારો
મા નથી, તોપણ ફારસી તથા અરબ

ખનવીશો તે વીશે જાબજા લખાણો કરી ગયા છે અને તે ઝુંડો જ્યારે યજદેજરદના દોર માં અરબોને હાથ ગયો, ત્યારે કહે છે જે તેની લંબાઇ ૨૨ ફીટ તથા પોહોળાઈ ૧૫ ફીટ જેવડી થઇ રહેલી હતી અને તરેહવાર બે કીમતી જવાહેરાતોથી તે જડાવદાર અને આરાસ્તા થઇ ચુકેલો હતો. (જુઓ મારી "તવારીખે કદીમ ઇરાન" પા૦ ૯૦ થી ૯૧) અસલમાં એ ઝુંડો આખત્રીયન લોકોની મીરાસ તરીકે ગણાતો હતો, પરંતુ કુરૂસે જ્યારે તે રાજને પોતાને તાબે કરી લીધું અને તે પછી દારયવુશ વીસ્તાપે ત્યાંનું રખપાણુ બેસાડી દઈને, તયાંની હાકમી પોતાના બાપ વીસ્તાસ્પને સોંપી દીધી, ત્યારે તે ઝુંડો ઇસ્તખર ખાતે બલ્ખથી મોકલાવી આપવામ આવ્યો હતો, કે જ્યાં તે "દેઝુઝી નપીસ્ત" યાતો કોઇક બીજા પાદશાહી કીલ્લા અંદર સહીસલામત રીતે જાળવી રાખવામાં આવેલો હતો; કેમકે સીકંદરે જ્યારે ઇરાન લીધું ત્યારે, તે ઝુંડો તેના હાથમાં જવાથી બચવા પામયો હતો અને તેનીજ બરકતથી અશકાનીઓના મુળ પુરૂષ નામદાર આરસે ઇરાનીઓને ઉશકેરી, ગ્રીક લોકોને પાછા પોતાની સરજમીનમાંથી હાંકી કહાડયા હતા એમ "જીનતુલ તવારીખ" કરતા પોતે ખુલે ખુલી રીતે એકરાર કરી ગયો છે. ( જુઓ મારી "તવારીખે કદીમ ઇરાન" પા૦ ૫૫ ને ૫૮ મું તથા "તવારીખે મલુકે તવાયફે જરથોસ્તીઆન" ને સફે ૩૦૮ મે) ગ્રીક લોકોમાં બી અસલમાં ઓલીમપસને હીફાસ્તુસ નામના કોઇએક કારીગરે ધાતુની કારીગરીની જણસો પોતે પુરી પાડી આપી હતી; તેમજ વલકને અસલી જમાનામાં ધાતુઓ ઓતવાનું કામ રૂમી લોકોને પ્રથમમાં શીખવયું હતું. વળી કારમન સલીએર જેવાં પુરાતન લખાણોમાંબી મામુ રીકસ એવા કારીગરનું નામ આપણા વાંચ ામાં આવે છે તથા ઇદાની અસલી પવીત્ર ાથીના વોલસપાનાં ગીતો (બેત ૭ ) માં મ વરણવે છે કે, " આસાસોએ, આ નાં મેદાનમાં પેલા કારીગરો સારૂ એક તથા દેહેરૂં પોતે બાંધી આપયું હતું, કે તેઓ તેની ઉંચાણમાં એક મસ મોટો બ ઉડાવી શકે. તેઓએ તે સારૂ ચીમટા, ી ભઠી વીગેરે સુંદર આભુષણોબી આપીને પોહોચતાં કરયાં હતાં." કથાઓ ઇનદો—જરમાનીક ટોળાંઓમાં લુહારનાં કામો ઘણાજ કદીમ જમાનાથી જણાએલાં હતાં એમ જો પુરવાર થઇ શકે તો, તે પરથી એમ તો પછી સહેલાઇથી સાબેત થઇ શકશે, કે આરયન ટોળાંઓએ પ્રથમમાં પોતાનું તે અસલી વતન છોડયું અને ચોમેર વીખરાવા માંડયું, તે પુરવે તેઓની તે અસલી બાપીકી ભુમીમાં લુહારના કામોની તેઓને સારી કાની માહીતગારી હોવી જોઇયે અને તેમ જો હોય તો, ચોકસ ધાતુઓથી તેઓ પોતાનાં તે અસલી વતનમાં પુરતી રીતે પોતે જાણીતા પણ હોવા જોઇયે એમ સારાંશપર આપણે તરત આવી શકીએ તેમ છે. પરંતુ તે વીશેની જ્યારે આપણે શોધખોળ કરવા મંડી જઇયે છીયે, ત્યારે તો શબદ સાંધન વીદયા આપણને ઝાઝી મદદ આપી શકતી નથી; કેમકે ઘણીખરી આરયન ભાષાઓમાંથી લુહાર, કનસારા કે સોનીઓ સારૂ એકશાન શબદો મળી આવતા નથી. યુરોપની ભુમીમાં વસનાર આરયન ટોળાંઓની કેટલીએક ભાષાઓમાંથી લુહાર સારૂ કંઇક જુજ ફેરફારો શીખે કેટલાએક એકશાન શબદો મલી આવે છે ખરા અને તે શબદો પારકી ભાષાઓપરથી ઉછીકા લીધેલા હોય તેમબી કંઇ ઝાઝું દીસતુ નથી; પરંતુ એક આરયન ભાષામાંથી બીજી આરયન ભાષામાં તે શબદો ઉછીકા લીધેલા હોય તેમ તે સહેલથી પુરવાર થઇ શકે છે. આપરથી સાર એમ નીકળી શકે છે જે, જો કે ઇનદો-જરમાનીક ટોળાંઓમાં ઘણાજ પુરવ જમાનાથી લુહાર, સોની કે કનસારા વીશેનાં નામો માલુમ તો હોવાં જોઇયે; પરંતુ તેઓની અસલી બાપીકી ભુમીમાં તે પેશા જણાએલા હોય એવો સારાંશ કંઇ હાલ નીકલી શકતો નથી. અકસર કરીને લુહાર વીશે તો આપણે ચોકસ કહી શકશું કે લોહોડાં જેવી ચીજજ આરયનોના અસલી વતનમાં માલુમ જ ન હોતી, તો લુહારનું નામજ તે કયાંથી તેઓમાંથી મલી તે શકે. તેમજ લુહાર અને તેના હુનર અને ધંધા સંબંધી જેબી પુરાતન દંતકથાઓ અને કહેવતો જુદાં જુદાં આરયન ટોળાંઓમાં ઉપર જણાવયા પ્રમાણે જે મશહુર છે, તેઓનેબી કાંઇ ઝાઝી પુષ્ટી મળી શકતી નથી; કેમકે ભાષાશાસ્ત્રનો એલમ તેની વીરૂધ જાય છે અને જ્યાં સુધી તે એલમથી તેને સારીકાની મજબુતી મલી શકે નહીં, ત્યાં સુધી તેવી અસલી દંતકથાઓ અને

વયાખયાનોપર હાલ જમાનામાં કોઈ પણ સ
મજુ શખસો ઝાઝો એતબાર મેલી શકે તે
મ નથી. મજબુત બુરહાનો વગર કોઇ પણ
અસલી કથાઓને એકદમ માનય કરી દેવી
તે જમાનોજ હવે વહી ગયો છે. હવે તો
દલીલો અને સાયનસો યાને નવાં નવાં
શાસ્ત્રોનો દોર ચાલે છે અને તેઓનીજ મા
રફતથી તેવી બાબદોને આમન સામન તકરા
રોના બળથ પુષ્ટી મળવી જોઇયે અને તે
મ જો ન થાય તો કોઇ પણ દાનાવ-માણસો
તેવી બાબદો સ્વીકારવાને આનાકાની કરે
સો તેમાં દોષ કંઇ તેઓને સર ચોંટતો નથી.
હવે કારીગર એવો શબ્દ અને અક્સર કરી
ને લુહાર એવું નામ અસલી ઇનદો-જરમા
નીક તાયફાઓમાં કેમ ઉતપન થયું હતુ તે
વીશે યુરોપના આરયનો સારૂ તો ત્રણ તરેહ
ની દલીલો હાલમાં રજુ થઇ શકી છે; (જુઓ
સરેદરનો "પ્રાહીસ્તારીક આરયન પીપલ"
પા૦ ૧૫૮ થી ૧૫૯ મું) પરંતુ લંબાણ થ
ઈ જાય છે અને તે બાબદો આપણી એશી
યાની ભુમીથી તદનજ નયારી હોવાથી તેઓ
ને પડતી મેલી, ફકત હીંદ તથા ઇરાની આ
રયને જેવા બે મોટા પંથો વીશેજ હું અ
ત્રે હેઠળ જરા તપાસ લેવાને દુરૂસ્ત વીચારૂ
છું; કેમકે તે બાબદો આપણી હીંદની સર
જમીનના રહીશો સાથે ઘણો અતલગનો સં
બંધ ધરાવતી હોવાથી આપણુ લોકોને તે
જાણવાની વધારે અગત્ય છે. હીંદુ
અને પારસીઓના અસલી સાહીતયોમાં લુ
હારની ભઠી સારૂ એકથાન શબદો મલી
આવતા નથી; તો જોકે તે બંને ટોળાં એકમેક
સાથે લાંબો વખત સુધી પુરાતન કાળમાં મ
ધય એશીયા ખંડમાં પોતે કેઠે વાસો તો
કરી ગયાંજ હતાં. રૂગવેદમાં તેને સારૂ ધમા
તા એવો શબ્દ વપરાએલો છે, જેનો અરથ
કે તયાં પીગળાવી નાખનાર એવો થાય છે.
તેમજ તયાં ધમ યાતો ધમાં એટલે જે ફુકવુ
અને ધમાતા સદરતીસ એવા શબ્દો પણ
આપણી નજરે પડે છે, કે જેનો અરથ આ
ગ ફુંકવાની ધમણ એવો થાય છે; પરંતુ
અવસ્તામાં તો તેઓ સારૂ સઈપ, આઇયો સ
ઇપ અને ઇરીઆતો સઇપ, એવા જુદીજ તરેહ
ના ઉચારવાલા શબદો આપણા દીઠામાં આવે છે.

હવે ગાઈગર જેવો એક જંદ વીદયારથી
(જુઓ તેનું "ઓસ્તીરાન કલચર"ને સ
ફે ૩૮૯ મે) એ સઇપ શબદનો મુળ ધતુ
કદીમ ફારસી શબ્દ સીફતન અને અવસ્તાઇ શ
બદ સીપ યાને સખત કરવું તથા પીસરા એ
વા બીજા જંદ ધાતુમાંથી શોધી કહાડવાની
પોતે પેરવી કરે છે; અને એ પીસરા જેવા
જંદ શબદનો અર્થ, તે લુહારકામ એવો ઉ
ઠાડે છે, કે જે શબ્દ અસલમાં સંસ્કીત મુળ
શબદ પીસ ઉપરથી ઉતપન થયેલો છે ને જેનો
માયનો કે સુંદર રૂપ આપવું એવો થાય
છે. ગેલદનર જેવો બીજો એક જંદ વીદયા
રથી લુહારકામો સારૂ જંદમાં ખુમબા તથા
અયોની એવા પણ શબ્દો આવેલા છે, એમ
એક જરમન માહાવારી ચોપાનયામાં જણા
વી જાય છે (જુઓ "કે જાહંદુગ" નું
દા૦ ૨૫ મું પા૦ ૫૮૫ મુ ) વળી સંસ્કૃત
માં કરમારા યાતો કરમાર એવો પણ એક શ
બદ આવેલો છે, જેનો મુળ ધાતુ કર યાને
કરવું એવો થાય છે ને જેને મળતો લાટી
ન શબદ ફેબર કરીને છે, કે જેનો અસલ
માં અરથ સાધારણ રીતે કારીગરો કરીને ઉ
ઠાડવામાં આવતો હતો. વળી વંદીદાદની પ
વીત્ર પોથીમાં (ફ૦ ૮ કરદો ૨૫૪ જરમન વી
ભાગો પ્રમાણે) અસલી ઇરાની લોકો ધાતુ
ઓનું પરૂથકરણ કેમ કરતા હતા, તે સરૂ એ
ક અગતનો ફકરો આવેલો છે અને ત્યાં ધા
તુઓને પીગળાવવાની ભઠી સારૂ તનુર એ
વો જંદ શબદ વાપરવામાં આવેલો છે (જુ
ઓ મજકુર જરમન ચોપાનયું દા૦ ૨૫
પા૦ ૫૭૮ મું) કે જે સીમાટીક શબદ તન
નુર સાથે એકમળતો ઉતરે છે; કેમકે હીબ
રૂ ભાષામાંબી લુહારની ભઠીને તનનુર કરીને
જ કહે છે; અને જે શબદ હાલની ફારસી
તથા અફઘાન લોકોની ભાષામાંબી તેવેજ
અરથે હજુરદેર વપરાય છે. શરેદર તે શ
બદ અસલમાં ઇરાનીઓએ વખતે ફીનીશી
અન લોકોના સંબંધમાં આવયા પછી, પોતે
ઉછીકો લીધો હશે, એમ દયુપચુ રીતે પોતા
નો અભીપ્રાય દરશાવે છે (જુઓ તે
ની "પ્રીહીસ્તારીક આરયન એનતીકવીતીજ"ને
સફે ૧૫૯ મે) પરંતુ તે મત સાથે હું એક
મત થઇ શકતો નથી, કેમકે વંદીદાદની પો
થી છેક બાખત્રીયાની સરજમીનમાં પ્રથમમાં
જયારે રચાઇ હતી, તયારે, ફીનીશીઅન લોકો
ની તો હસ્તીબી થએલી વટીક નોહતી. દીનકર
વાલો એમ જણાવી જાય છે જે, યાહુદી લો
ઇરાનીઓના સંબંધમાં પ્રથમમાં છેક જો
ના દોરથી આવવા માંડીઆ હતા, માટે તે

માનામાં સીમાટીક લોકોની સલતનત ઇરાણસર જમીન ઉપર લગભગ એક હજાર વરસ સુધી ચાલુ રહયાથી, ઘણાએક સીમાટીક શબ્દો તે ઘણા પુરાતન કાળમાં ,વખતે ઇરાની લોકોની બોલીઓમાંબી પેવસ થઇ ગયા હોય, તો તેમાં આપણે ઘણા આશ્ચરય પામીશું નહી. આ વાત તો ચોકસજ છે કે અસલમાં આહેનગર શાને લોહોડાંને બનાવનાર, જેને મળતો શબ્દ કુરદ લોકોની બોલીમાંથી હસીનગર કરીને આપણને મલી આવે છે, તે શબ્દ પરથમમાં આહન એવા ફારસી શબ્દ ઉપરથી ઉતપન થયેલો છે ને જેનો માયનો લોહોડું કરીને થાય છે. તે અસલી જમાનામાં લુહારોમાં હથોડા કે એરણ કે ભઠી જેવી ચીજો માલુમ ન હોવાથી, તેઓ પથરને પોતાના ઉપયોગમાં આણતા હતા. કેમકે સઘળી ઇનદો–યુરોપીયન ભાષામાં પથરને તેવુંજ સ્વરૂપ આપવામાં આવેલું છે. દાખલા તરીકે જુઓ જે સંસ્કીતમાં આસ્રમાનનો અસલી અરથ પથર કરીને થતો હતો કે જે પાછળથી હથોડા, એરણ તથા ભઠી સારૂ પણ વપરાવા લાગયો હતો. તેમજ તયુતાનીક શબ્દ હામાર જે પરથી પુરાની જરમનમાં હેમર ( હથોડી ) તથા પુરાની સ્લેવોનીઅન ભાષામાં કામી અથવા તો કામીની એવો શબ્દ જે ઉતપન થયેલો છે, તેનો અરથ પણ અસલમાં પથર કરીનેજ થતો હતો અને પાછળથી લુહારની ભઠી સારૂ કામીના એવો શબ્દ તેઓ પોતે પોતાના વપરાસમાં લાવયા હતા. ગ્રીકમાંબી આ કમોન શબ્દનો અર્થ એરણ કરીનેજ થાય છે, કે જે શબ્દ સંસ્કીત શબ્દ આસમાન યાને પથર સાથે ગોયા એક મળતો આવે છે. તેમજ તે ભાષામાં ભઠી સારૂ કામીનાસ એવો શબ્દ જે આવયો છે તેબી, આ બેહુબ મજકુર પુરાણી સ્લેવોનીઅન ભાષાના કામીની યાતો કામીનાં યાને ભઠી એવા શબ્દ સાથે એકસરખોજ ઉતરે છે. વળી મેગીયર જેવી બીજી એક યુરોપીયન ભાષામાં કીમેનાઇ એવો જે શબ્દ આવયો છે, તે ગ્રીક શબ્દ કામીનોસ યાતો લાટીન શબ્દ કામીનુસપરથી બનેલો છે ને જેને મળતો જરમન શબ્દ કામીન કરીને આપણા જોવામાં આવે છે, કે જેનો અરથ સંસ્કીત શબ્દ આસમાન માફક થોડી, એરણ તથા ભઠી કરીને પણ થઇ દે છે. ચામડાને સીવીને તેમાંથી ધમણ બનાવાનો હુનર અસલી આરયનોમાં ઉતપન તે પુરવે પેલા લુહારો પોતાની ભઠીઓ ને મોરાં પક્ષીઓની પાંખના ફફડાવાથી રોશન કરતા હતા એમ રૂગવેદમાં જણાવવામાં આવેલું છે; (જુઓ મા૦ ૯ તથા સુક્ત૦ ૧૧૨. ૨) કે જે ઉપરથી અસલી ઇનદો–જરમાનીક તાયફાઓના ઘણાજ પુરાતન લખાણોમાં, આહનગરીના પેશાની આપણી સાથે પીછાનીઅત કરાવતી વેળા, પદયરૂપી ઢપછપમાં આવો એક હેડલો ફકરો આપણી નજરે પડે છે અને તેવો બેત તેઓમાં સારી કાની પ્રસાર વટીક પામી ચુકયો હતો, એમ અસલી પુસ્તકોને આધારે હજુર બી આપણે હીમતથી કહી શકીએ છીયે. તે

બેત.–" કરી સાફ ભઠી ઝહાડુ ધરી
વળી હંસ પાંખેજ પંખો કરી,
લુહારો જયાહારે પુરી અગની હોય
તવંગર ઘરાકો તણી વાટ જોય."

( જુઓ ગેલદનરનો " કાઇગાઇ " ૭૦ અને લાઈદરનો "રૂગ વેદ" પા૦ ૧૬૭ મુ૦ ) આથમણુ પ્રાંતના તાયફાઓમાં ફીનીક લોકોએ તે પેશા વીશેના ઘણાએક શબ્દો તયુતન તથા લીથો–સ્લેવોનીયન જેવી આરયન ભાષાઓમાંથી ઉછીકા લીધેલા છે; દાખલા તરીકે જુવો જે ફીનીક શબ્દ પાજા અથવા પાદા જે એ જાતની કારીગરી સારૂ વપરાય છે, તે તયુતાનીક ભાષાના પોતતા, પોત યાતો પોતતી અને લીથુનીઅન ભાષાના પુદાસ એવા શબ્દો ઉપરથી ઉતપન થયેલો તથા ઉછીકો લીધેલો છે અને જે શબ્દોનો અસલ અરથ કેહાંડલું યાને ઘડો કરીને થતો હતો. તેમજ અસલી જરમનમાંબી તેનો અરથ ઓવાન અને ગ્રીકમાં ઈપવોસ યાને તંદુર કરીનેજ થતો હતો. સંસ્કીતમાંબી ઉખ્ખા એવો જે એક શબ્દ આવયો છે તેનો માયનો પણ ઘડો કરીનેજ થાયછે. એપરથી એમ સાર નીકલી શકે છે જે, હાલ જમાનામાં જેમ જીપસીઓ જેવો એક રખડતો રઝળતો ટોલો, ઠેકાણે ઠેકાણે પોતાનાના કારીગરીના હુનરો કરવા મંડી જાએ છે; તેમજ પુરાતન કાળમાં એ પેસો કરનારા કારીગર લોકોબી ઠેકાણે ઠેકાણે રઝળી રખડીને પોતાના કારખાના ગમે તે ઠેકાણે ઉઠી ઉભાં કરી શકતા હતા અને તેવી રશમ જરમની દેશમાં, છેક અગીઆરથી તે બારમી શદીવેરત્માંના રહીશોમાં ચાલુ જોવામાં આવતી હતી, કેમકે તે જમાનામાં તેવાં જાહેર કારખા

ના ઠેકાણે ઠેકાણે ત્યાં ફિભાઇ જતાં હતાં, જાહાંથી હરેક જણ પોતપોતાની ચીજો પોતે હાથે જાતે જઇને બનાવી લેઇ જતા હતા. હોમર બી એ પેશા વીશેની પોતે જાતે સારીકાંની માહેતગારી ધરાવતો હતો, કેમકે તેની ઓદી સી (૧૮-૩૨૮) માં લુહારના પેસાને હીબરૂ લોકોના લીસ ઇકાના પેશાની સાથે એક હાર માં તે ગણી ગયો છે. આ સઘળા વાદવીવાદો ઉપરથી એમ તો અનુમાન થઇ શકે છે જે, અસલી આરયનો ઇરાનવેજમાં એ પેશાઓથી વાકેફ હતા કે નહીં, તેના ભાષા શાસ્ત્રના એ લમોથી તો હાલમાં કશા પુરાવા મલી શકતા નથી; પરંતુ તેઓ વીશે સઘળા તાયફાઓમાં ચાલતી આવેલી એકશાન અસલી દંતકથાઓ તથા પહેલવાની વારતાઓ ઉપરથી તે બાબ દોને થોડી ઘણીબી પુષ્ટી મલી શકે તેવું છે, કે તેઓ એ જાતના હુનરોથી થોડા ઘણા બી વખતે વાકેફગાર તો હોવા જોઇયે; પછી તો એવી શકમંદ અને કદીમ બાબદોસર જેમ ફારસી નવી શંદાઓમાં લખવાની એક રૂઢી છે, કે "ખુદા બેહેતર મીદાનદ" યાને ખુદા જાણે તેમ બુલ કરયા વીના મને અત્રે ચારોજ રહેતો નથી.

## કદીમ સીમાંટીક ટોલાં અને અસલી ઇરાન વેજમાં સોનનુ પ્રથમ ધરથીજ માલુમ હતું, તે વીશેની હાલનાં એલમોપરથી મલી આવતી સાબેતીઓ.

બાબ ૨ જો—ભાગ ૧ લો.

હવે ચાલો આપણે તે લોકોમાં કઇ કઇ ધાતુઓ, તેઓના તે અસલી વતન માં તેઓને માલુમ હતી, તે વીશેની શોધો લંબાવવા હેઠળ જરા આપણે પ્રયતનો કરીએ. તે ધાતુઓમાં સપર પહેલું નામ તો અલબતાં સોનાનું આપણી સનમુખ આવીને ઉભું રહે છે; માટે સોનું તેઓ જાણતા હતા કે નહીં, તે વીશેની બાબદ પ્રથમમાં આપણે હાથ ધરીએ. ધાતુની એ સરવોતમ લક્ષમી દેવી, જેની ઇચ્છા રાય અને રંકો વટીક ધરાવે છે; જેની સુધરેલા તથા અભણ લોકોબી ગોયા પરેસતેશો કરે છે; જેની દેવડી આગળ હજારો લોકો ટવલે છે, પરંતુ તે દેવી પોતાના કંઇક જુજ જજમાનો સીવાય બીજા હજારો બલકે લાખો લોકોને કશી પણ દાદ આપતી નથી; જેને સારૂ કે લખો કીમતી જાનોની સદા ખુહારીઓ થાય છે અને લડાઇનાં રણશીંગડાંઓ વારવાર ફુંકાય છે; જે ઇનસાફને ઉંધો વાળે છે; પઇસાદાર ચોરટીઆ ગુનહેગારોને પોતાના મહાબળથી બચાવી લેછે; ભાઇ બેહનો તથા સ્નેહીઓ વચે કજીઓ કંકાસ કરાવે છે; બાપ દીકરાઓ વચે વેર પડાવે છે; તોબી સઘળા દેશોમાં તથા સઘળા જમાનામાં લોકો તેણીની પોતાના એક દેવતા તરીકે ગોયા સદા પુજા પાઠીઓ કરતાજ આવયા છે અને તેણીને પોતાના હાથમાં લાવવા પોતા તરફથી કંઇની પ્રરાકમો કરવામાં હરેક માનવી કેવલે પોતે ચુકતો નથી અને પછાત વટીક પડતો નથી. આવો તેણીનો આ દુનયાના સંસાર વહેવારમાં જબરો કોરડો ચાલે છે એમ તમામ શાહેરો, ફીલસુફો તથા તવારીખનવીશો એક અવાજે કબુલ મજુર રાખી ગયા છે. ઘણાજ કદીમ જમાનાથી સોનું લોકોને માલુમ હતું, એમ અદયપી ખાત્રી પુરવક દાખલાઓ મળી શકે છે. પુરાતન મીશર દેશ તો ગોયા અસલ ધરથીજ તેની ઓયા એક ખાણ જેવોજ ગણાતો હતો. હબસાન અને આફ્રીકાની દક્ષીણ તરફની ભુમીઓમાંથી ત્યાંના રહીશો, તે દેશના ફરાઉન રાજાઓ સારૂ ખંડણીઓ તરીકે સોનાના લાઠા, ઈંટરડીઓ, પત્રાં, વીટી અને તરેહ તરેહવાર જાતનાં આભુષણો જે લાવતા હતા તે વાતની ગવાહી ત્યાંના લેખો તથા કોતરકામો ઉપરથીબી હાલમાં સપષ્ટ રીતે આપણને મલી આવે છે. ત્યાંના અસલી લોકો સોનાને નુબ કરીને કહેતા હતા, કે જે કોપતીક ભાષાના નોઉબ શબ્દ સાથે ગોયા એકમળતો આવે છે ને તેપરથી ત્યાં આવેલી ધુળ અને રેતી સાથે મીશ્રીત થયલાં સોનાના દાણાઓની કોથલીઓને, હવામાં ઘણી જોરથી વગોલી કાહાડીને પછી પેલા દાણાઓને તેઓ નોખા નોખા પાડી શકતા હતા અને તે કોથલીયો ઉપર સોનું બનાવવાના કોથળા એવા લેખો ઓ કોરાવતા હતા. તયાંનાઅસલી લેખોમાં જાતના સુવરણ વીશે હેવાલો દરશાવવ

આવેલા છે; એક જાતના સુનાને "નુબઅન
સેત" યાને પાહાડી સુનું તથા બીજાને "નુબ
અનમુ" યાને નદીનું સોનું એવાં નામો તયાં
આપવામાં આવેલાં છે. આજબી "બહુ નાઇ
લ," આગળ નદીનું સોનું તયાંના હબસીઓ
કુવીલ પેનથી કરીને એકઠું કરી શકે છે અને
તે જાતનાં કુવીલોને તેઓ તીબર કરીને પોતે
કહે છે. હુવે કદીમ આસીરીયન તખતીઓ
પરબી નીધાહ પોહોચાડતાં, તયાંના શેહેનશા
હો કને સામના પ્રાંતની કેટલીએક વરણો
જેવી કે તાહી, ચીતાઇત તથા મીગીદો, ખંડ
ણીઓ તરીકે સુનું લાવતા હોય તેમ ગોયા
ચીતારેલીઓ આપણી નજરે પડી શકે છે, જે
પરથી એમ સાર નીકલી શકે છે જે, ઘણા પુ
રાતન જમાનામાં લેબોનાનના પ્રાંત ખાતે
સોનું અને ત્રાંબુ ખાણી કહાડવાનો હુનર સા
રી ફાની લોકોમાં જણાએલો હોવો જોઇએ.
આ ખરૂં છે કે માનવી જાતોમાં નદીઓ માં
હેલાં સુનાંથી પ્રથમમાં લક્ષ તે ધાતુ તરફ ખેંચા
વવું જોઇયે; કેમકે એબો લખે છે જે (પા ૧૪૬)
તુરદીતાનીઅન નામની નદીઓમાં સુવરણ ઉતપ
ન કરે તેવી જાતની રેતીએ.માંથી વારંવાર
અરધો રતલ જેટલા સોનાના લાઠા હાથ લા
ગી શકતા હતા; કે જે લાઠાઓને તે "પા
લાઇ" એવું ગ્રીક નામ આપી ગયો છે, કે
જે પલીનીના કેહેવા ઉપરથી ( જુઓ
તેની "કુદરતી તવારીખ" ૩૩, ૪, ૨૧ )
અસલમાં વખતે આઇબીરીઅન ભાષા
ને શબ્દ હશે એમ હાલમાં અનુમાન થઇ
શકે છે. જયારે માનવી જાતોએ સપર પેહે
લીવાર સુવરણને શોધી કહાડયું, તયારે નદી
ઓ આગલની સુવરણ ઉતપન કરે તેવી જા
તની રેતીઓનો તેઓએ પ્રથમમાં ઉપયોગ
કરતોજ જોઇયે; કેમકે ઘણા કદીમ લોકો વી
શે બોલતી વેલાએ પુરાતન યવન ગ્રંથકારો
સોનું ઉતપન કરે તેવાં નદી નાલાઓ વીશે
વારંવાર એશારા કરી ગયા છે. આથીજ ક
રીને સ્ત્રેબા ( પા, ૬૨૬ મું ) જણાવે છે જે,
લીદીઆવાલો ક્રીસશ બહુજ પઇસાદાર આ
સામીમાં ખપતો હતો, કેમકે પેકતોલ્સ નદી
જે તીમોલ્સના પહાડમાંથી ઉતપન થતી હતી
તેમાંથી તેને તયાંપુષકળ સુનું ઘસડઇ આવતુ હ
તું, એટલુંજ નહીંપરંતુ તે ગ્રંથકારના ખુદ પો
તાના જમાના સુધીબા તે નદીમાંથી અવાર
નવાર સુનું હાથ લાગતું હતું એમ પણ તે
તે જણાવી ગયો છે. વળી બેહદ પુરાતન
કાળમાં કહે છે જે ઓછી મહેનત અને ખર
ચે પાહાડોમાંથી પણ સોનું હાલ થાનેબી વ
ધારે કીફાયત રીતે મળી શકતું હતું; કેમકે
એબોના કહયા પ્રમાણે ( પા૦ ૨૦૮ મું )
પોલીબીઅસ એમ જણાવી ગયો છે જે, નો
રીક તોરીસસીના પ્રાંત ખાતે એક એવી તો
ઉમદા સોનાની ખાણ હાથ લાગેલી હતી,
કે બેથી તે ત્રણ ફીટ જેવડીજ ફકત ત્યાં ખોદણી
જો કરી હોય તો, એકદમ સુનું તયાંથી
હાથ લાગી શકતું હતું ને જેમાંથી કે પછી
તરેહ તરેહવાર જણસો બનાવવોમાં આવ
તી હતી. પુરાતન મીશર દેશના અસલી પા
દશાહોમાં સોનાની ખાણોમાં ખાણ ખોદનાર
બેગારીઓને કેવી રીતે કામે લગાડવામાં આ
વતા હતા, તેનો એક નાદર ચીતાર દાયોદો
રસ સીકલસ પોતાના ગ્રંથ (૩, ૧૨, ૧૪)માં
આપી ગયો છે. તે કહે છે કે જનમ દેશની
કાલ કીધેલા બંદીવાનોને તયાંના પાદશાહો
સોનાની ખાણો ખોદવાના કામોપર
મોકલાવતા હતા, કે જયાં તે અંધારાગા
રોમાં ચાબકાના સખત મારોથી તેઓના
ઉપરીઓ સરવે કામો તે બીચારા બંધવાઓ
કનેથી બેડીઓ શીંખ. રાત દાંન મહેનતો ક
રાવીને પોતે લેતા હતા અને તેઓને તેઓ
ગોયા જાનવરો પેઠે ગણી, તરેહ તરેહવાર
આપદા અને વીપતીઓ તેઓના શરીરો પર
તે મુજી બચચાઓ પાડવાને જરાબી અચકાતા
નહોતા.

આથી તે ગ્રંથકાર તેઓની આવી ખ
રાબ વરતણુક ઉપર પોતે ગોયા વાજબીની રાહે
બેહદ ફીટકાર નાખી ગયો છે, એમ તેના
એક ફકરામાં ખુલેખુલી રીતે આપણે
હાલમાં વાંચી શકીએ છીયે. ઘણાજ અસલી
સીમાઇટ ટોળાં, જેઓ મીસરના ખાસ એખ
લાસમાં પ્રથમ ઘરથીજ આવી ચુકેલાં હતાં
અને જેઓ તે દેશ સાથે વેપાર વણજમાંબી
સારો ભાગ લેતાં હતાં, તેથી અસલ ઘરથીજ
તેઓ સોનાની કીંમત સારીકાની પીછાની
શકયાં હતાં અને તે ધાતુ મેળવવા સારૂ તે
ઓ તરેહવાર પરાક્રમો વટીક પોતે હાથે જા
તે જે કરી શકતા હતા, તે પરથી એવો ખ
યાલ જાય છે જે, તે લોકો પાછળથી એકમે
કથી છુટા પડતા ચાલયા તે પુરવે, તેઓના
અસલી ખુદ બાપીકા વતનમાં તેઓને સુવ
રણ જેવી ધાતુ માલુમ હોવીજ જોઇયે; કેમકે
તે વાતને ભાષાશાસ્ત્રો ઉપરથીબી હાલ

માં સારી ક્રાની પુરવારીઓ મલી શકે તેમ છે. એ ધાતુને હીબરૂ લોકો ઝાહાબ, અરબો દહાબ, ખીઆલદીઅનો દેહાબ તથા સુરીઆનીઓ દાહબો કરીને કહે છે, કે જે શબદો અસલી સીમેટીક શબદ દા હબુ ઉપરથી ઉતપન્ન થએલા છે ને જેને મલ તો શબદ એસીરીઅનો કનેથી હુરાસુ તથા યાહુદીઓ કનેથી ચારૂઝ કરીને હાલમાં ઇસ્તેમ્રા હી દપછપમાં ગોયા આપણે હાથ લાગી શકે છે, કેમકે તે બંને શબદોનો અરથ તે ભાષાઓમાં પ્રકાશીત યાને ચળકતી ધાતુ એવો થાય છે. મજકુર ઝાહાબ શબદને મલતો બીજો એક યાહુદી શબદ કીતીમ કરીને છે, કે જે કદીમ મીસરી લુગત કદામા સાથે ગોયા આબેહુબ એકમળતો ઉતરી શકે છે. એમ તો બાબેલાનવાલા સુમારીઅન વરણના વતની ઓમાં ગુશકીન નામનો એક શબદ સુનાં સારૂ વપરાતો હતો, કે જેને ઉપલા શબદો સાથે કશો પણ સંબંધ લાગતો નથી અને જેનો માયનો કે "વાળેલી વળી શકે એવી ધાતુ" કરીને થતો હતો. પરંતુ હાલની શો ધો ઉપરથી એમ માલુમ પડેલું છે જે, એ સુમારીન લોકો જયારે બાબેલાનના પ્રાંત ખાતે આવીને આખરે પાછળથી કાયમ મુકામ થઇ પડયા, ત્યારે તયાંના અસલી રહીશો કનેથી એક ફકત ત્રાંબા સીવાય બીજી સરવે ધાતુઓનાં નામો તેઓ પોતે જાણતાં શીખયા હતા, (જુઓ હોમેલનો "દાઇ વોરસેમીતીસચીન કુલતુરન" ની ઇ૦ સ૦ ૧૮૮૩ ની આવરૃતીનું પા૦ ૪૦૭ મું) કે જેમાં સુનું પણ આપણને ગણવું જોઇએ.

આટલો ઇશારો કરયા બાદ, ઇનદો-ઇરાની ટોળાંની અસલ મુળ ભુમી ઇરાનવેજ, જેને હીંદુઓ આરયવરત એવું નામ આપી ગયા છે, ત્યાં સુવરણ જેવી કીમતી ધાતુ અસલ જમાનામાં માલુમ હતી કે નહીં, તે વીશેની જુસ્તેજુઇ કરવાને ચાલો હવેથી આપણી કલમને જરાક આપણુ ફરીને કસી દેખડાવીએ. સઘળી પ્રજાઓના ઇતીહાસીક કાળનો પુરાતન બાબ યાને દરવાજો, જ્યાં આગળ ઘણા કદીમ જમાનામાં મીદ તથા સીમાહટી ટોળાંઓનો પ્રથમમાં સમાગમ થવા માંડયો હતો, ત્યાં આગળ આવેલી જેઅરાસ યાને કુરદીસ્તાનના પાહાડોની લંગાર આગળની પાસેમાંથી ઈન્દો જરમાનીક ટોળાંઓની ભુમીઓની સપર પહેલીવાર આપણી સાથે હ માજેર થવા માંડે છે. તયાં આગળથી ભુગોલના નકશાઓ ઉપર ઇરાની અખાતના છેક ઉત્તર તરફના ભાગ આગળથી તથા કાસ્પીઅન સરોવરના છેક દક્ષીણ ભણીના કીનારાઓ ઉપરથી, તે છેક ગંગા નદીના મુખડાવેર, જો એક ત્રીકોણાકાર આકરૃતીનો ચીતાર ચીતારયો હોય તો, તયાં આગળ બે એવાં આરયન ટોળાં કાયમ મુકામ થઇ પડેલાં હતાં, કે જેઓ હજારો વરસ પુરવેથી એકમેક સાથે ભાષાશાસ્ત્ર, ધરમ, આચારવીચારો, ફીલસુફી તથા હરેક તરેહના સુધારામાં આબેહુબ એકમેક સાથે ગોયા એકમળતાં આવતાં હતાં અને જેઓ હાલબી ઇનદો-ઇરાની ટોળાંની એક આરયન શાખા લેખે તવારીખના દફતરોમાં મશહુર થઇ ચુકેલાં છે. માટે તે બંને ટોળાંબી પોતાની અસલી ભુમીમાં સુના જેવી ધાતુથી અસલમાં વાકેફ હતાં કે નહી, તેમ જો કોઇ આપણને સુવાલ પુછે તો, તેનો ખાત્રીપુરવક રીતે જવાબ આપણે હાલમાં આપી શકીએ છીયે જે "હાજી સાહેબ". હવે વેદમાં સુવરણને હીરાનીય તથા અવસ્તામાં જરનીય કરીને કહે છે. તે બંને શબદો એકમેક સાથે પોતાના મુલ અક્ષરોમાં એકમળતા ઉતરે છે એટલુંજ નહી, પરંતુ તેઓના પ્રતયયોબી એકમેક સાથે આબેહુબ ગોયા એકમળતા આવે છે, કે જે બાબદ ભાષાં શાસ્ત્રોની રૃઢી મુજબ ઘણીજ અગતયની હોવાથી સ્પષટ રીતે તે ઉપરથી એમ સાબેત થઇ શકે છે જે, એ બંને ટોળાં છુટાં પડી ગયાં તે આગમ જ તેઓને પોતાના અસલી બાપીકાં વતનમાં સુના જેવી કીમતી ધાતુ માલમ હોવીજ જોઇએ. પરંતુ અસલમાં તેનો અર્થ તે બંને ભાષાઓમાં શો ઉઠતો હતો, તે વીશેનો કશોબી પતો હાલમાં આપણે હાથ લાગી શકતોજ નથી. સઘળી ઇરાની ભાષાઓમાં એ ધાતુ સારૂ જર એવો સાધારણ શબદ આપણી દ્રષટીએ પડી શકે છે; જેમકે ફારસીમાં જર, કુરદ ભાષામાં જર, જીર યાતો જર, અફઘાન તથા બલુચી ભાષાઓમાં જર, ઓખારાની બોલીમાં ઝેર, (જુઓ કલેપ્રોથનો "એસીઆટીક પોલીગલોત" પા૦ ૨૫૨ મું) તથા પારસી ભાષામાંબી જર એવો શબ્દ અદયપી વપરાય છે એટલુંજ નહી; પરંતુ તેઓની ઓસેતીક તથા દીગોરીક જેવી ની શાખાઓમાંથીબી તેને લગતા એક શબદો મલી આવે છે; જેમકે તે માંહેલ

હેલી બોલીમાં એ ધાતુને સુજધરીન તથા
બીજીમાં સુધ–જરીન કરીને કહે છે, કે જેઓ
નો અરથ તેઓમાં નીખાલેસ સુનું એવો
હોય છે. (જુઓ હુબશમાનની "ઓસેટીક લો
કોની બોલી" પા૦ ૫૬ મું) વળી પારસીમાં
તીલી તથા હાલની ફારસીમાં તીલેહ, તીલે યા
તો તીલાહ એવો બીજો બી એક શબ્દ જે સુવ
રણ સારૂ વપરાય છે; તે તો અરબી શબ્દ તીલા
ઉપરથી ઉતપન થયેલો દીસે છે. અરમાની
ભાષામા એ ધાતુને ઓસકી કરીને કહે છે, કે
જે શબ્દ ઈનદો જરમાનીક ભાષાનો તો ન
હીંજ; પરંતુ અસલી અરમાની ભાષાનોબી
નહીંજ હોય એવા સારાંશપર આપણે હાલમાં
આવી શકીએ છીયે. એક હાથ તરફ તે શા
બ્દ મજકુર શુમારીઅન ભાષાના શબ્દ ગુશ
કીન યાતો ગુશગીન સાથે કદાચને સરખાવી
શકાય તેવો છે અને બીજા હાથ ઉપર તે
ગુરજીસ લોકોના ઓકરો અથવા તો ઓકર
શબ્દ સાથે ગોયા એકમળતો આવે છે,
કે જેને. માયનો તે ગુરજીસ લોકોની બોલી
માં પણ સુવરણ કરીનેજ થાય છે ને તેમાંથી તે
કુહેકાફના પહાડની ઉતર તથા પશ્ચીમ ભણી
બોલાતી કેટલીએક ભાષાઓમાંબી પછી લાગુ
પડી ગયો છે એટલુંજ નહીં; પરંતુ ફીનીક
લોકોની ભાષામાંબી પેધા પડેલો છે; કેમકે તે
ભાષામાં ત્રાંબા અને કાંસાને વાસકી કરીનેજ
કહે છે. કારણ એ જે એશીયા ખંડની કેટલા
એક પુરવ તરફની ભાશાઓમાં બી તુરકો–
તાતારી જેવી તુરાની બોલીઓ માફક ત્રાં
બા અને સુના સારૂ એક સરખાજ શબ્દો વપ
રાય છે.

વળી કુહેકાફના વતનીઓની બોલી
ઓમાં સુના સારૂ લેસઘીઅન મસદ અથવા
તો મીસીદી અને મીજ દજ ઘીઆન દીસી
યાતો દીસો એવા નોખા શબ્દો પણ કામે
આવે છે, કે જે મજકુર અરયન ભાશાનાં શ
બ્દો સાથે તો કશો બી સંબંધ ધરાવતાજ ન
થી. સુવરણ વીગેના આપણા આ મજકુર
વીચાર સાથે ગાઈગર (જુઓ તેનો "મયુસે
ઓન" ૪–૧૭) તથા સ્પીગલ જેવા (જુઓ
તેનો "આરીસ્ચ પીરીઓદ" પા. ૩૩ મું)
ાહોશ જંદ વીદયારથીઓ પણ એકમળતા
ય છે, એટલુંજ નહીપરંતુ જે ભુમીઓમાં
ાલી ઇનદો–ઇરાની ાળાં પોતે એકવાર
ા કરીગયાં હતાં, તે ભુમીઓની ખાસી
ા ઉપરથી બી તે વાતને હાલમાં સારી

કાની પુશટી મળી શકે તેવું છે; કેમકે જઘુ
ન નદીની એક જાણીતી શાખાને હાલ જ
માના વેર જર અફઘાન યાને "સુનું છાંટ
નારી" નદી કરીને કહે છે, કે જેને અસલી
યવન લખનારાઓ પોલીતીમેતસ એવું નાઃ
મ આપી ગયા છે. વળી હીંદુકુશના પહાડ
માંથી ઉતર તથા દક્ષણ ભણી વહેતી કેટલી
એક નદીઓનાં સ્વચ્છ પાણીઓમાંથી સુના
થી ચલકતી રેતીઓ, તે પાણીના પ્રવાહો સા
થે ગોયા બેધડક પસાર થતી જાય છે, કે જે
પર અસલ ધરથીજ તયાંના રહીશોનું ધયા
ન ખચીતજ ખેંચાવવું જોઇયે. તેમજ હી
માલય પરવતમાંથી આથમણ તથા નઇરૃતય
કોણ તરફ વહેતી નદીઓને બી આ સુચના
બરોબર રીતે ગોયા લાગુ પડી શકે છે, ને
જેમાં કે હાલ હવે શક લાવવા જેવું કશું પણ
કારણ.આપણી કને છેજ નહી. જે પુરાતન
ભુમીમાં હીંદુ અને પારસીઓના વડીલો એ
ક વેળાએ વાસો કરી ગયા હતા, તયાં આવે
લી રસા નામની એક નદીનું નામ હીંદુઓ
વેદમાં તથા પારસીઓ અવસ્તામાં દફતરોમાં
બચાવી શકયા છે અને તે નદીની યાદ ઉપ
રથી છેક હીંદુસ્તાનમાં પેઠા પછી, હીંદુઓ
એ પોતાની એક મોટી તીરથની નદીનું નામ પ
ણ ગંગા કરીને રાખયું છે. તેજ રસા ના
મ તે બહુત નદીનું ઘણુ જ કદીમ નામ છે, એમ
વાજબીની રાહે સ્પીગલ વટીક હાલમાં કબુલ મ
જારીરાખે છે. (જુઓ તેનો "એરીસ્ચ પીરી
ઓદ" પા૦ ૧૦૭ મું ) વળી આગલા હીં
દુઓ સીંધુ નદીની એક શાખાને પણ રસા
એવું નામ, પોતે ત્યાં જ્યારે પ્રથમમાં આવી
ને વાસો કરી પડયા તે વેળાએ આપી ગ
યા હતા. માટે પોતાની અસલી ભુમીનાં શેહે
રો, નદી નાળાં તથા પરવતોનાં નામોની યા
દદાસ્તો ઉપરથી પોતાનાં નવાં નવાં વસાવે
લાં દેશાવરોમાંબી કેટલીએક જગયાઓને એ
ઇનદો–ઇરાની ટોળાં તેવા નામો જે પાછળ
થી આપતા ગયા હતા, તે ઉપરથી હાલ જ
માનાનાં કેટલાએક ચુલબુલીઆ તીસમારખાં
વરગનાં યુરોપીયન જંદ વીદયારથીઓ અને
નામનાં ફીલસુફો ! તરેહ તરેહવાર હવાઇ ખયા
લો ઉપર ઉતરી પડયા છે અને અવસ્તાની ઘણી
જ બેહદ પુરાતન કાલની ભુગોળ વીશેની
સમજણ હાલમાં બેહદ જમાનો ગુજરી ગયા
ને લીધે, બરોબર રીતે જે આપણા ધયાન
માં આવી શકતી નથી, તે પરથી તે ભુગોળ

ને કલપીત કરીને જે એકદમ ઠોકી બેસાડ
વાનાં જે ફાંફાં મારવા લાગયા છે અને હવા
ઇ-કીલા પોતે તે ઉપરથી જે બાંધવા મંડયા
છે; તે વીચાર હાલમાં નહી તો આવતી સ
દીમાંબી એલમનાં આસ્તે આસ્તે થતા જતા
જબરા જેવા વધારાની બરકતથી આખરે જ
મીનદોસ્ત થઇ પડયા વીના તો રેહેશેજ નહી.
દાખલા તરીકે જુઓ જે આતુલાનતાનો પેલો
અસલી ગરક ગીએલો ભુખંડ, જેને જમબુ
દવીપ એવું નામ, હું ધારૂં છું જે, પાદશા
હ જમશેદનાં નામ ઉપરથી અસલી હીંદુઓ
નાં વડીલો આપી ગયા હશે; ત્યાં ઘણા સ્વ
ચછ નદી નાળાં પુરાતન કાળમાં આવયાં હ
તાં, એમ અફલાતુન પોતે સાફ એકરાર ક
રી ગયો છે. માટે હીંદુ અને પારસીઓનાં
નીયાએગાંનો નાહાશભાગ કરતા, આખરે
જયારે પંજાબ આગળ આવીને શઠપર પેહેલી
વાર કાયમ મુકામ થઇ પડયા, ત્યારે પોતાની
અસલી બાપીકી ભુમીના પેલાં નદી નાળાંઓ
ના નામો ઉપરથી તે નવી વસાવેલી ભુમીને
પણ, સપત-સીનધવ યાતો હપ્ત-હીંદુ
એવાં નામો તેઓ આપી ગયા હતા; એમ વેદ
ની કેટલીએક મજમુનો ઉપર ઘણું બારીકીથી
ધયાન પોહોંચાડતાં હાલમાં સાર નીકળી શકે છે.
હવે હીંદુસ્તાનના ફકત વાયવય કોણ
ભણી આવેલા દેશાવરોનેજ હીરાડોતસ તથા
મેગાસ્થીનીશ જેવા કદીમ યવન લખનારાઓ
ભુલથી આખું હીંદુસ્તાન સમજીને, તે આ
ખા દેશને "ઇનદીઆ" એવું જે ગ્રીક ના
મ આપી ગયા છે; તેથી એ તમામ મુલક
સોનાની ગોયા મોટી ખાણ જેવો હતો; એમ
પાછલા ગ્રંથકારો તે પરથી લઇ નાઠેલા છે;
તો જો કે તે બંને ગ્રંથકારોના જમાનાઓ
માં તો, ગ્રીક લોકોને ફકત ઉતર તરફનુંજ
હીંદુસ્તાન માલુમ હતું અને મધય તથા દ
ક્ષીણ હીંદુસ્તાનની તો તેઓ કશી પણ મા
હેતગારી ધરાવતાજ નહોતા. પલીની પોતાની
"કુદરતી તવારીખ" માં (૬-૨૫) તેથી ગં
ગા નદીની પુરવ બોરડુ ભણીની ખાડી આ
ગળ કરાઇસી અને આરગોઈરી એવા બે
સુના રૂપાંવાળા ટાપુઓ આવયા હતા એમ
પોતે જણાવી ગયો છે. પાછળથી તે વલી "ચરૂ
સી ચીરસોનીસોસ" એવા એક બેટ વીશે
પણ બોલે છે, કે જે હાલ જમાનાનો મલાકા
નો ટાપુ છે એમ કાઇપરત પોતે વીચારે
છે. (જુઓ તેની ભુગોળ પા૦ ૪૨ મું) વ
ળી રૂગવેદના શલોકોમાં એ અટક નદીને
"અરે એ સુનનાંથી તું ભરપુર સીનધુ" તથા
"અરે એ તું હીરાનઇઆઇ હીરાનઇઆ વ
રતાની" યાને સુનાની તલેટીવાળી નદી, એ
વાં નામોથી આરાધવામાં આવેલી છે. સુના
ની ખાણો, તથા સુનાની કરચો અને તેઓ
ના ઉપયોગો સારૂ બી, એ પોથીના શલોકોમાં
વળી પેટ પુરતાં ગોયા સવાદ લઇને કેટલાંએ
ક લખાણો આવેલા છે, કે જેપરથી તે લોકો
નો પ્યાર એ ધાતુ ઉપર અતયંત હોવો જોઇએ
એમ રોશન રોજની માફક આજબી માલુ
મ પડી શકે છે. જેમ અસલના મીસર દેશ
ના રહેવાસીઓ, ખાણોમાંથી મલેલાં સોનાંને
પાણીથી ધોઇ લેતા હતા, તેમજ વેદમાં પણ
"અદાભાઉઓ હીરાનઇઆમ પુનનતી" એવા
શબદો આજબી આપણી દરશટીએ પડી શ
કે છે; (જુઓ ઝીમરનો "આલતીનદ-લીબન"
ને સફે ૪૯ મે) જેપરથી હીંદુઓમાં તેવી ર
સમો પુરવે ધરથીજ ચાલતી આવેલી હતી એમ
પણ સ્પસ્ટ રીતે દીપી નીકલે છે. આવી સર
વોતમ ધાતુ, જેનાપર તમામ લોકો મુરી ફી
ટે છે, તેને હીંદુઓ કેવી પયારી ગણતા હતા
તે વીશેના બેસુમાર શબદો જે પાછલા સં
સ્કરીત દફતરોમાં વપરાએલા છે તેપરથી સા
ફ જણાઇ આવે છે, કેમકે નર હરી પોતા
ની "રાજની ધનતુ" નામની એક ચોપડી
(પા૦ ૩૩) માં સુના સારૂ સંસ્કરીત ભાશા
માં છેક બેતાલીસ શબદો આવયા છે એમ
વરણન પોતે દરસાવી ગયો છે. એ ચોપડી ઇ
સુની તેરમી સદીની અધવચમાં પ્રસીધીતા
પામેલી હતી અને તેની આવરૂતી
લાઇપઝીગ શહેરમાં મોં૦ આર ગારબે થોડા
ક વરસોની વાત ઉપર છપાવીને પ્રગટ પણ
કરેલી છે. સંસ્કરીત ભાશામાં બીજી તમામ
ધાતુઓનાં આવેલાં નામોનાં મુલો બરોબર
રીતે હાલમાં સમજણ પડી શકતાં નથી; મા
ટે જરમન વીદયારથી પૅાત પોતાની "કોશ"
(વા૦ ૨ પા૦ ૪૧૦) માં સુનાં વીશે હીંદુ
લોકોનાં આપેલાં નામોને, તેઓના ગુણ, ચ
ળકાટ, રંગ તથા જે ખરી કે ખોટી ભુમી
ઓમાંથી તે ધાતુ મલી શકે છે, તે ઉપરથી
તેને ચાર વીભાગોનાં મથાળાં હેઠળ પોતે
થવી જાએ છે.

આ મુજબ સોનાં સારૂ પાછલા જમ
ની સંસ્કીત ભાશામાં જે જે જુદા જુદા શ
ઉતપન થયેલા છે, તેઓ માંહેલા ફકત

જ શબ્દની આપણે જરા પરીક્ષા કરીએ, કે જે શબ્દ કલપીત હોવા છતાંબી ઘણુાજ અ સલી જમાનાથી છેક યુરોપની ભુમીમાં પણ પ્રસાર થવા પામયો હતો. હીરાડોટસ (૩–૧૦૨ થી ૧૦૫) અને તેની પછીના ક દીમ યવન નવીશંદાઓ આપણને એવું જણાવી ગયા છે કે, હીંદુસ્તાનની ઉતરમાં એક બહાદુર અને હીમતવાન ટોળો એક વે ળાએ અસલી જમાનામાં વસ્તો હતો કે, જે પોતાની સાંઢણીઓ ઉપર સવાર થઇને, સુવરણ હાથ કરવાના હેતુથી એક બીઆબાન જંગલ ખાતે પોતે બડી બામદાદની વેળાએ ઉતરી પડતો હતો. તે બોલે છે જે "તે લતા તરફ કુતરાં અને કોહોલાં જેવાં ચોપગાં પ્રાણીઓ વચે આવેલાં શરીરો ધરાવનાર, એ ક જાતના મોટા કીડા મંકોડાઓ વસે છે, જે ઓ બેહદ ઝડપુ હોવાથી, કીડીઓ માફક જ મીનની ભીતરમાં પેસી જઇને, તયાંથી ઓ દણીઓ કરીને સુનાની રેતીઓના ઢગના ઢગ બાહેર પોતે ફેંકી દે છે. તે સુવરણ સાથે ભેળસેળ થયેલી પેલી રેતીઓને સ મી સાંજ પડે તે આગમજ પેલાં માનવીઓ એ ઉંટો ઉપર લાધી દઈને તે તરફથી પછી પોતે સીતાબીથી નીકળી જવું જોઇએ, નહી તો કે બપોરની ગરમીને લીધે તે કીડાઓ જે પોતાના દરોમાં ભરાઇ બેઠેલા હોય છે તેઓ સાંજ પડતાંજ, જરા ઠંડક થવા માં ડયાથી, પાછા પેલાં દરોમાંથી બાહેર નીકળી આવી પેલી રેતીઓના વાસ ઉપરથી ટોળે ટોળાં એકઠાં થઇ જઇને પેલા સુનું ચોરવા આવેલા રાહુજનો ઉપર એકદમ પોતે તુટી પડીને તેઓને તયાંથી પછી નસાડી મેલે છે." આ વારતા જે અસલી લોકોમાં સારીકાની ખાસો આમમાં પ્રસીધતા પામી ચુકેલી હતી; તે વીશે હુસીચીયુસ જેવો એક કદીમ ગ્રીક નવીશંદો પોતાના કોશમાં ઇશારો કરી ગયો છે એટલુંજ નહીં: પરંતુ હેનીઓદોરસ પો તાની "ઇથીઓપીકા" નામની ચોપડી (૧૦-૨૬) માં તથા ફીલોસ્રેતસબી પોતા ના ગ્રંથમાં લખાણો કરી ગયા છે. (જુઓ ૧પાલોદોરસ (૬–૧)) વળી મજકુ હેલીઓદોરસ પોતાની તેજ ચોપડીમાં એમ વરણન દરશાવી ગયો છે જે, ત્યાં "સીરાઇ । રેશમ તથા અરબ લોકો સરવે ા મરી મસાલો વટીક પુરો પાડી જતા હવે બરોબર રીતે જો આપણે જુ સતેજો કરીશું અને હીંદુ લોકોની અસ્લી પોથીઓ ઉપર જરાક નીધાહ પહોંચાડીશું તો, આ વાતની સસતા આપો આપ આપણુ ને જણાઇ આવે છે; કારણ એ જે અસલી હીંદુ લોકો એક જાતના સુનાને "પીપાઇલી કા" એવું નામ આપી ગયા છે, કે જે શ બ્દનો અર્થ મહાભારત (૨; ૧૮૬૦) માં જ ણાવયા પ્રમાણે કીડાઓ એવો પણ થઇ શકે છે. કહે છે જે તે જાતનું સોનું ઉતર હીંદુ સ્તાનમાં વસનારી દારદ નામની એક જાત કનેથી મળી આવતું હતું, કે જે લોકોને કદીમ નવી શંદાઓ "સોનું શોધનાર" લો કો એવુંપણ નામ આપી ગયેલા છે. લાસ ન કહે છે જે આ નામ ઉપરથી એક જાત નાં પ્રાણી વીશેનો અત્રે ઇશારો કરેલો સ્પસ્ટ રીતે દીશી નીકળે છે, કે જે પ્રાણીઓ અદય પી તીબેટનાં રેતાળ મેદાનોમાં ટોળાંબંધ વ સે છે અને કીડીઓ માફક જમીનોમાં દરો પાડી શકે છે. એ જાતનાં પ્રા ણીઓ જેઓ રેતીઓને ખોદીને તેને જમીનોપર ફેંકી દેતાં હતાં, તેમાંથી વારંવાર સોનું હા થ લાગી શકતું હતું, કે જેથી સોનાની શોધ કરનાર પેલા હીંદુ વેપારીઓ એમજ સમજ તા હતા કે તે પ્રાણીઓમાં તે જણસને શો ધી કહાડવાની કુદરતથીજ ગોયા સારી જેવી પ્રેરણા બુધી રહેતી હતી. એ વીશેની બીજી સમજણ એમબી આપી શકાય છે જે, સુનું ખોદનાર આ કલપીત કીડાઓથી મુરાદ એક જાતનાં માનવીઓનીબી ઉઠે છે, કે જેઓ અરવાચીન શોધીપરથી તીબેટની સરજમીન પર હજુર વેર મળી આવે છે. તે દેશમાં આ સુનું ખોદનાર માણસોનાં ઝુડાબંધ કુટું બો એકઠાં થઇને ઠેકાણે ઠેકાણે પોતે ત્યાં વાસો કરી પડેલાં છે અને શીયાલાની અધવ ચમાં પોતાની સાથે પોતાના ઘણા ડરામણા વેહેશી કુતરાઓને લઇને ત્યાં જે ઠેકાણેથી સુ વરણ ઢોકબંધ હાંસલ થઇ શકે છે, તે તરફ ઉતરી પડી પોતાના લાંબા લાંબા લોહોડાના ભાલાઓથી તે કીમતી ધાતુને પેલી જમીનો માંથી પોતે ખોદી કહાડે છે. (જુઓ ઇ૦ સ૦ ૧૮૭૩ માં છપાએલો "આઉસલાં દ" નો ગ્રંથ પા૦ ૩૯ મું) ઉગમણુ પ્રાંતના દેશ વરોની છેક શહુન અને જહુનના દરીઆવોથી તે ઠેઠ નીલના દરીઆવ સુધીની, હાલની જબાનશનાસીના એલમ પ્રમાણે ઉપર આ પ્રમાણે તપાસ લીધા બાદ; ચાલો હવેથી

આપણે યુરોપની ભુમીની બી તપાસ હાથ ધરીએ અને જોઇયે જે ત્યાંબી એ કીમતી ધાતુ કદીમ જમાનાથી ત્યાંના આરયનોમાં માલુમ હતી કે નહીં, તે વીશેનીબી સાથે લાગ્યા અત્રે જુસ્તેજો કરી દેખડાવીયે. કુદરતે એ કરમ બક્ષીસથી યુરોપની ભુમીનેબી કંઇ પછાત રાખેલી નથી, કેમકે છેક પુરાતન જમાનાથી આપણે સ્પેન, ગાલ(ફ્રાનસ), સ્વીતઝરલાંડ, નોરીકમ તથા મકદુનયા (મેસીદોનયા) ની દોલત વીશે તવારીખના દફતરોમાં સદાકાલ વાંચતા આવેલા છીયે. વારંવાર વળી લાંબા જમાનાથી આપણે ગ્રેટ બ્રીટન, આયરલાંડ, તથા બોહીમીઆમાંથીબી સોનાની ખાણો વીશેના દાખલા મલી આવેલા આપણે જાણીએ છીયે. તે સાથે આસ્ત્રીઆ તથા હંગેરીના દેશાવરો ખાતેથી અને દાનયુબ, રાહીન, મોઝેલ, ઇદર, સ્વારઝા તથા રોહન વીગેરે યુરોપની મોટી નદીઓની રેતાળ કરચોમાંથી સોનહું મલી આવવાના સમાચારો વીશેબી આપણે સારી કાની માહેતગાર છીયે, તો જો કે જે પઇસો ને મહેનત તેઓપર ખરચવા તથા લેવામાં આવે છે, તેના પ્રમાણ પ્રમાણે તેમાંથી નફો તેટલો બધો તો કાંઇ આપણને હાંસલ થઇ શકતો જ નથી. તવારીખના હીંગામનીબી પુરવે ધરથી હંગરી, સાઇબેનબુરજ, નોરસલાનદ તથા પુરાતન સીથીઆના પ્રાંતો ખાતેથી પણ સોનું કહે છે જે મળી આવતું હતું, તેમજ હોલસદાત તથા માઇસીનીના પ્રાતો અને સ્વીસ સરોવર આગળનાં રહેઠાણો તથા સેનત ઓબીન અને મોરીનગન આગળથી પણ સોનાની ખાણો મળી શકતી હતી.

મો. મરચ જેને "યુરોપની ભુમીમાં ત્રાંબુ" એવે નામનો એક મોહોટો ગ્રંથ રચયો છે, તે (જુઓ પા૦ ૧૭૬) માં પુરાતન કાળમાં સોનું યુરોપની ભુમીમાં જણાયલું હતું કે નહી, તેપરબી સારૂં જેવું અજવાલું તે પોતે નાખી ગયો છે. પોતાની શોધોનાં પરીણામ તરીકે તે ગ્રંથકાર પોતે એવા સારાંશ પર આખરે આવી જાય છે જે, યુરોપના આરયનોમાં સઘર પહેલાં ત્રાંબુ અને ત્યારબાદ સોનું જરાક ઘણી લાંબી મુદત બાદ, ટેઓમાં જણાઇ ચુક્યું હતું તથા તે જણસ છેક અગનીકોણ તરફ એશીઆટીક તથા સીમેટીક ટોલાંઓના વેહેવારથી પ્રથમમાં ત્યાંની ભુમીઓ ખાતે પ્રસાર થવા પામી હતી એમ તે જણાવે જાએ છે. પરંતુ આવી ઉપર ટપકેની તપાસપરથી આપણું કાંઇ વળે તેવું નથી, માટે ભાષા શાસ્ત્રના એલમને આપણી સાહેતાએ અત્રે ફરીને બોલાવવાને હવે આપણને પાછી ફરજ થઇ પડે છે. આથી સુધારાની પ્રથમ ભુમી જે કદીમ જમાનાથી ભુમધય સમુદ્ર આગળનાં દેશાવરો ખાતેથી શરૂ થતી હતી, તેપર સઘર પહેલાં આપણું લક્ષ દોડવું જોઇયે. હવે ગ્રીક ભાષામાં સોનાને ચીરૂસોસ કરીને કહે છે, જે શબદ ચીરતીઓસ યાતો ચીરાઇતીઓસ એવા મુળ ધાતુમાંથી ઉતપન થયેલો છે, એમ કેટલાએક વીદયારથીઓ વીચારે છે અને તેને પછી ઇનદો-ઇરાની ટોળાઓમાં સોનાં સારૂ જે શબદો આપણે ઉપર જણાવી ગયા છીયે તેઓ સાથે મુકાબલો કરીને પોતે એમ સાર કહાડવા માગે છે જે, તમામ ઇનદો-જરમાનીક ટોળાંઓની તે કીમતી જણસ છેક અસલ ધરથીજ ગોયા બાપીકીજ મીરાસ હતી; પરંતુ જ્યારે તે ગ્રીક શબદના પ્રત્યયની આપણે પેલા સંસ્કીત તથા અવસ્તાના મજકુર શબદોના પ્રત્યયો સાથે બરોબર રીતે સરખામણીઓ કરયે છીયે અને બારીકીથી વયાકરણના કાયદા કાનુનો પ્રમાણે જો તેઓપર અવલોકન કરીએ છીયે તો, તેઓમાં એક સરખાપણું કેવલે પણ દીસી શકતું નથી એવા સારાંઉસપર આપણને અત્રે આવયા વીના ચાલતુંજ નથી, માટે મજકુર વીદયારથીઓની ઉપલી તકરાર અત્રે પાયદાર રહી શકતી નથી; કેમકે ભાષાશાસ્ત્રનો એક મુખય નીયમ અને સીધાંત એવોબી છે કે, એક જ વરગને લગતા જુદી જુદી ભાષાઓના એકસરખા શબદો તેઓના ફકત મુળ ધાતુઓમાંજ નહી; પરંતુ તેઓના પ્રત્યયોમાંબી એકસરખાજ ઉતરવા જોઇયે; નહી તો કે તેઓ વચેનો બરોબર સંબંધ સાબેત થઇ શકતો નથી; તો જોકે આવાજ શાસ્ત્રના નીયમો પ્રમાણે તેઓના ઉચારોમાં જો જુદી જુદી ભાષાઓમાં હેરફેરો થઇ ગયા હોય અને કોઇ કોઇ હરફો તેઓમાં મુબદીલ કેસાકેન વટીક થ ગયા હોય, તોબી તેનો આપણને કશો પણ મુકો રાખવો જોઇતો નથી; કારણ એ જે આપણી સરખામણી સંબંધી મુલ મતલ કશી પાંતીએ પણ ન્હાની પહોંચી શકતી આ મજકુર નીયમો ધયાનમાં રાખતાં પર જણાવેલો સોનાં વીશેનો પેલો ગ્રી

આરયન ભ.ષાનો નહી, પરંતુ સીમેટીક ભાષા
માંથી ઉછીકો લીધેલો છે એમ હવે રેના, હ
ઈના તથા બેનીફીની એક અવાજે ઉઠાવેલી ત
કરારો ઉપરથી ખુલી રીતે સીધ થઇ શકે છે;
કેમકે એ ગ્રીક ચીરૂસાસ શબ્દ હીબરૂ ચારૂ
ઝ તથા આસીરીઅન તખતીઓ પરના શબ્દ
ક્ષુરાસુ ઉપરથી ફીનીશીયન વેપારીઓના સં
બંધને લીધે પાછલથી યવન ભાષામાં ઉતપં
ન થયેલો લાગે છે. ઉપર આપણે જણાવી ચુ
કયા છીયે જે, પુરાતન જમાનાના એ મલેકુલ
તુજજારોએ થેસો યવન લોકોના દેશાવર ખાતે,
થેસાસના ટાપુ ખાતે અને પાનજીઉમના પરવત
ઉપર એવી સુનાની ખણો ખણવાનાં કાર
ખાનાંઓ ઉભાં કરેલાં હતાં. જાબની ખ્રી
સ્તીપોથી ( ૨૮, ૧–૧૧ ) માંથી તે લોકો
વીશે બોલતી વેળા એમ સ્પસ્ટ રીતે જણા
વવામાં આવેલું છે કે, તેઓ કને " રૂપાંની
ખાણો અને સુનું પીગલાવવાનાં કારખાનાં
ઓ વટીક જોવામાં આવતાં હતાં. " થરે
સના દક્ષીણ કોસ્તા ઉપર જે ખાણો ખોદી
એ ફીનીશીયન લોકો પાછળથી ત્યાંથી પોતા
નાં વતન ભણી પાછા ફરતી વેળાએ, પોતા
ના દેહેરા તંબુઓ જે ઉલાવી ગયા હતા, તે
ખાણો હીરાડોટસે પોતે પોતાની નજરે નજ
ર જોઇ હતી અને તેઓ વીશે બોલતી વેળા
તે ગ્રથકાર આપણને એમ જણાવે છે જે,
તયાં તે ફીનીશીયનોએ એક આખો ડુંગર
વટીક પોતે ખોદી કહાડેલો હતો. પલીની
( ૭–૧૯૭ ) બોલે છે જે "પાનજીઉમના
પહાડ ઉપર ફીનીશીયન લોકોના કાદમસ
નામના એક શખસને ધાતુઓની ખાણો મા
લુમ પડયાથી, તયાંથી સુનું મેળવવા સારૂ
તેને સુરંગો પોતે તે તરફ ખોદાવી હતી.
એબો વળી એશીયા માઈનર તથા ગ્રી
સ દેશના માનયામાં ન આવે તેટલું
બધું દ્રવ્ય ધરાવનાર જબરા તાલે
વાન પાદશાહોનાં નામોની એક ટીપ પોતાના
ગ્રથમાં આપી ગયો છે. ( જુઓ
તેનું પા૦ ૬૮૦ મું ) અને અરમસ્તાનના
પુલકમાંથી પુરાતન જમાનાથી પુષકળ સુનું
દકતું હતું, એમ ત્યાંના સીમેટીક વતનીઓ
સારીકાની જાણતા હતા. વળી એ ફીની
ન લોકોની ભાષા ઉતર તરફના સીમાટી
લાંઓની ભાષાઓ સાથેબી આબેહુબ
એકમળતી આવતી હતી અને તે
ગ્રીક લોકોના દેશાવરોના ઉગમણ
તરફના કોસ્તાઓ ઉપરથી ઇસુની છેક પંદ
ર સદીઓ પુરવેથી પોતાનો પગપેસારો જે
કરવા માંડયો હતો, તેપરથી ઠેઠ કદીમ જમા
નાથી ચીરૂસાસ એવો લોગત તેઓની ઇસ્તે
લામાં જે દાખેલ થઇ ચુકેલો હતો, તેપરથી તે
યવન લોકો પોતાનાં શેહેરો તથા માનવીઓનાં
નામોમાંથી તે શબ્દ પાછળથી પછી આમેજ
કરતા ગયા હતા. એમ એ શબ્દ તેઓમાં પ્ર
થમ ધરથીજ ધરગતુ શબ્દ જેવો થઇ પડયા
થી, તેની ઉતપતી વીશે પાછળથી તેઓને ભા
ન વટીક કશું રહેલું નહોતું અને હોવુંબી
નહી જોઇયે, તે વાત આપણા ધયાનમાં પણ
હાલમાં ઉતરી શકે તેવી છે. એમ તો હોમ
રની કવીતાઓ ઉપરથીબી સાફ જણાય છે કે,
છેક તેના જમાનામાંબી લોકો સુનાની તા
રીફથી છક થઇ જતા હતા અને તે કી
મતી ધાતુથી તે શાહેર પોતાના પહેલવાનોનાં
બખતરો તથા બીજા પહેરવેસો, તેમજ તેઓ
ના ઘોડાની રકાબો અને ઝુલો ઇત્યાદી બા
બદોને સીનગારવાનો તે ચીતાર પોતે જે
દરશાવી ગયો છે, તે બરોબર રીતે બારીકી
થી અવલોકન કરશો તો માત્ર શાહેરી કલ્પ
ના તરીકે ચાલી શકે તેવો છે, કેમકે સુના
જેવી કીમતી વસ્તુ વખતે જુજ જુજ ગ્રીસ
દેશના કોઇ કોઇ ભાગોમાંથી હાથ બી લાગી
હોય; પરંતુ તે જણસ કંઇ જથાબંધ તો
ત્યાંથી મળી શકતીજ ન હોતી. સબબ એ જે
ઇસુ પુરવે છેક છઠી સદીમાં વટીક જયારે સ્પાર
તન લોકોએ પોતાના દેવતા એપાલોનું પુત
લું બનાવવાનો એરાદો કરયો, ત્યારે તે સારૂ
જોઇતી સુનાની ખરીદી માટે તેઓને લીદી
આના રાજા કરીસસને એલતેમાસ કરવાને
ફરજ થઇ પડી હતી; ( જુઓ બલુમનરનો
"તરમીનુ ઉ તેકનોલોજીક" ( દા૦ ૪ પા૦
૧૧ મું ) વળી તે સાથે તે આખા ગ્રીસ દે
શમાં કયાં કયાંથી એ સુનુ જુજ જુજ, ત્યાં
ના રહીશોને હાથ લાગતું હતું, તે વીશેનો
અછો સંગ્રહ વટીક એજ ચોપડીમાં આપે
લો આપણા જોવામાં આવે છે. ( જુઓ એ મ
જકુર ચોપડીનું દા૦ ૪ થું પા૦ [illegible]ર મું),
તેમજ છેક પાછળથી તેજ દેશાવરે [illegible]ાતે મ
ના એવો જે એક શબ્દ દાખેલ થવા પાં
મીયો હતો, તે કંઇ ફીનીશીયન લોકોના સં
બંધથી નહીં; પરંતુ એશીયા માઇનરનાં બી
જાં સીમેટીક ટોલાંઓના સંબંધને
લીધેજ યવન ભાષામાં ઉતપન થયો હતો.

તે શબ્દ સપર પહેલીવાર હીરાડોટસનાં દફ્તરમાંથી આપણને મલી આવે છે, કે જે આ સીરીઅનોના મનાહ શબ્દ ઉપરથી ગ્રીક લોકોના દેશમાં પ્રથમમાં દાખલ થયો હતો અને જેને લગતો આકાદીઅન ભાષામાં મન તથા મીસરની અસલી બોલીમાં મીંન તથા લાટીમાં મીના અને સંસ્કૃતમાં મના એવા શબ્દો ઉતપન થયેલા છે. (જુઓ મુલરની "બાયોગ્રાફીસ" પા૦ ૧૧૫ મું ) એ શબ્દ હીંદુ લોકોબી ઘણુ કદીમ જમાનામાં આસીરીઆ તથા બાબેલોનીઆનો વતનીઓ સાથે જય રે વણજવહેપારના સંબંધમાં આવીયા, તયારે પોતાની ભાષામાંબી દાખેલ કરી ગયેલા હોય એમ કેટલાએક ફરંઘસ્તાનનાં આલમાઓ વીચારે છે. આ પ્રમાણે જો કે સીમેટીક લોકો કનેથી ગ્રીક લોકો અસલમાં સોનાં વીશેની સમજણ પોતે ધરાવવા લાગયા હતા, તોમી તે હીંગામની પણ પુરવે યુરલ અને આલતાઇના પહાડોની ખીણોમાં ધાતુઓની કીમતી ખાણો જે ભરાઈ રહેલી હતી, તે વીશેની ખબર તેઓના દેશીઓ જે પોનતસના પ્રાંત ખાતે જઇને વાસો કરી પડેલા હતા, તેઓ તરફથી મળેલી તો હોવીજ જોઈયે. આગળ ચાલતાં આપણે શેહેનશાહ દારયુશ વીસ્તાસ્પના દોરમાં, રૂથીયાના ઘણા ઉતર તરફના દેશાવરો ખાતે આરીમાસપી નામનો એક એકચશમી ટોળો જે વસ્તો હતો, તેઓ વીશેનો દરોબસ્ત હેવાલ આપી ગયા છીયે; કે જે પરથી બી કેટલીએક નવી સમજણ એ ધાતુ વીશેની આપણને મલી શકે તેવીછે.

હીરાડોટસ (૪–૨૪ થી ૩૧ ) કહે છે જે, પોનસતના લોકોનાં આવેલાં કારખાનાંઓની ઇશાનકોણ ભણીની ભુમી, જયાં વરસના આઠ મહીના વેર બરફ ઠોકબંધ જમીન ઉપર પડી રહે છે અને જયાંની હવા બહુ થરદ રહે છે, તથા શીયાળો લાંબો વખત સુધી ત્યાં ટકી શકે છે, ત્યાં આગલ એ ટોલો રહેઠાણ કરી પડેલો હતો, એમ આગલા સીથીયનો જણાવી ગયા છે. તે દેશાવરો ખાતે આરગીપપાઇ જાતનો એક બોડાં માથાંવાળો ટોલો પણ વસ્તો હતો, ત્યાં સુધી તો વેપારને અરથે યુરલનો પાહાડ ઓલંગાવીને એ યવન વેપારીઓ અસલ ધરથીજ પેધા પડેલા હતા; પરંતુ તે લોકોનીબી વધારે ઉતરમાં, આલતાઇના પહાડોની આથમણુ તરફની લંગારો આડે આવયાથી અને તે તરફનો રસ્તો પણ બહુ બીકટ હોવાથી તયાં વેર તો કોઇ પણ ગ્રીક વેપારી કે મુસાફરનો પગપેસારો વટીક કેવલે થયેલોજ ન હતો. માત્ર આટલીજ વાત તે જમાનાના યવન લોકોને ચોકસ રીતે માલુમ પડેલી હતી કે, તે ભુમીનીબી પુરવે આઈસીદોનીસ નામની એક જાત વસ્તી હતી; જેઓની રીતભાતોથી પણ તે ગ્રીક લોકો સારી કાની પોતે માહેતગારી ધરાવતા હતા. માટે તે લોકો કનેથી આ ગ્રીક લોકોએ આ મજકુર આરીમાસપી ટોળા વીશેની બીનાઓ સાંભળી હતી, કે જેઓ કને તેઓના દેશમાં આવેલા જથાબંધ સુવરણની માહાફેજત સારૂ ગ્રીફીન જેવાં ડરામણાં પ્રાણીઓ રહેતાં હતાં; જે કુદર બીહામણા જેવાં જાનવરોનાં શરીરનો બાંધો કહે છે જે, અરધો સીંહ જેવો ને બાકીનો અરધો ભાગ ઉનકા યાને શીમુરગને ગોયા મળતો આવતો હતો. બેશક યુરલ–આલતેક જાતની ભાષાઓ બોલનાર તુરકો–તાતારી તાયફા, જેઓ કે આ આલતાઇના પાહાડની આથમણે વસ્તા હતા, તેઓ આપોઆપ કુદરતીજ મળી આવતી આવી કીમતી ખાણો વીશે પ્રથમ ધરથીજ માહેતગાર પોતે હોવા તો જોઇયે. આ જાતના લોકો તે વેળાએ તે તરફ બોહોળા વીસ્તારવાળો દેશ એકહાથ કરી બેઠેલા હતા અને તેઓ માંહેલી છેક હાલ જમાનાવેર વસ્તી અને જાણીતી વરણો જેવી કે જાકુતસ, બાસચકીરસ, કીરઘીશ, યુગરસ, ઉજબેગ, તુરકોમન, અને યુરોપ તથા એશીઆ ખંડમાં રેહેનારા ઓસમેનાલી જાતના તુરકી લોકો તથા બીજાં તુરાની ટોળાં જેઓ કે દારદનસની પડોશમાંથી તે ઠેઠ લીનાં નદીના કીનારાઓ સુધી વસે છે, તે સઘલી વરણોમાં સુના સારૂ આલતુન, આલ્લાઇન તથા ઇલતાઇન એવા એકથાન શબદોજ જોવામાં આવે છે, કે જે શબદો અસલમાં સોનું ઉતપંન કરે તેવા આ આલતાઇના પાહાડના નામ ઉપરથીજ ઉતપંન થયેલા છે, એમ કલારોથ વીચારે છે. (જુઓ તેનો "એશીયા લીગલોતા" પા૦ ૮ ને ૨૮ મું) તે શ ચાલતો ચાલતો એશીયાની છેક ઇશાન ભણી ઘણી દુર આવેલી સીમેઆદીક તંગુસીક ભાષાઓમાંબી પછી દાખેલ થેલો છે અને તે ભાષાઓમાંબી સુતેજ લવજો અદયપી વપરાય છે. લી જકુતીક ભાષામાંજ એ આલતુ

સુના સારૂ નહીં, પરંતુ ત્રાંબા સારૂજ વપરાય
છે અને રૂપાં સારૂ તુરકી–તાતારીક ભાષાનો "કા
ઇસાઈલુ કોમાયુસ" યાને "રંતું રૂપુ" એવો
શબ્દ તે ભાષામાં ચાલુ રેવાજમાં જોવામાં
આવે છે. વળી અરવાચીન સંસ્કીતમાંબી સુ
ના સારૂ "માહારાજત" "યાને મોટું રૂપું"
એવો શબ્દ પણ કામે આવે છે. વલી દીગર
અજાયબ જેવી ઘણી બીનાં તો એ છે જે, આલ
તાઇના પાહાડી મુલકો આગળ અને
તસચુદીક લોકોની કબરોમાંથી, સુના રૂપાનાં
જથાબંધ વાસણો જે અદયપી મલી આવે છે,
તેઓપર પેલાં કદીમ લોકોનાં જણાવેલાં ગ્રી
ફીન જેવાં કલપીત પ્રાણીનાં ચીત્રો આપણી
દ્રષ્ટીએ ખુલી રીતે પડી શકે છે, એમ સ
જોગ્રીન જેવા એક અરવાચીન મુસાફરનાં
લખાણો ઉપરથી સાફ માલમ પડી આવે છે.
સીથીઅન લોકોની જાતો કનેબી હીરાડોટસ
(૪–૭૧) તથા સ્ત્રેબોના કહેવા પ્રમાણે (પા૦
૧૬૩ મું) પુષકળ સુનું તો રહેતું હતું: પ
રંતુ તેઓમાં રૂપાના ઘણા વાખા હોય તેમ
જણાય છે. સ્ત્રેબો કહે છે જે (પા૦ ૪૯૯)
સુનેરી પશમ જેવી જણસ મેળવવા સારૂ ગ્રી
ક લોકોએ, એક વેળાએ આરગોનાત નામ
ના વાહાણોના કાફલો, કોઇએક દેશાવર ખાતે
પોતે રવાના કરી આપયો હતો. આગળ
ચાલતાં તે ગ્રંથકાર વળી એમ પણ બોલે
છે, જે કોલચોસના લોકો કને પુષકળ
ધન સુવરણના આકારમાં રહેતું હતું અને
ત્યાંના જંગલી લોકો પાહાડના વેહેતા ઝરા
ઓમાંથી, ચાનની અને ઉનથી ઢાંકેલાં બેડોલ
પરંતુ છેદવાળાં વાસણો મારફતથી, તે જણ
સને પોતે એકઠી કરતા હતા, કે જે પરથી
એ ગ્રીક લોકોમાં સુનેરી પશમ વીશેની કહા
ણી કથા જેવી વાત પાછળથી ઉતપન્ન થયે
લી દીસે છે. અસલમાં ફીનીશયનો જેવા સીમા
રીક નકેકાશાસ્ત્રી લોકો કનેથી એવી કથાઓ
ભળીને, ગ્રીકો પોતાની જબાનની રૂઢી માફક,
પોતાના વારતાઓમાં તેઓનાં ઉતારા કરી
છે એમ કાઇપરત (જુઓ તેની ભુગો
પા૦ ૨૪૨ મું) તથા પીટર જેવા જરમ
ન દયરથીઓ (જુઓ તેનો "ઝાઇના ફે
પા૦ ૫ પ૦ ૧૧ મું) વીચારે છે. હ
વેલો આપણે એપીનાઇનના દ્વીપ
વસનારા અસલી ઈટાલીયન ટોલાં
પાસ લેવાને શરૂ કરીએ અને જોઇ
તેઓમાં સુનાં જેવી કીમતી
ધાતુ પુરાતન કાળથી માલુમ હતી કે ન
હીં. હેમ યાને સુવરણને લાટીન ભા
ષામાં ઓરમ કરીને કેહેતા હતા. વળી પારલ
જેવો એક બીજો વાદીયારથી એમ કહે છે જે,
(જુઓ તેનો કોશ પા૦ ૯.૩) સેબાઇન જેવી
બીજી તેની એક શાખામાં તેને ઓસમ કરીને
કેહેતા હતા, કે જે શબ્દો અસલમાં ઇટાલીયન
ભાશાના એક મુળ શબ્દ ઓસો ઉપરથી ઉતપ
ન થયેલા છે. એ શબ્દને વાજબીના રાહે
કેટલાએકો લાટીન ઓરા અને ઓસોસ એટ
લે જે બરી બામદાદ તથા યુરો અથવા તો
યુસો યાને બળતું, એવા શબ્દો સાથે સરખા
વી ગયા છે અને કમલાના મરજ સારૂ તે ભા
શામાં ઓર–યુગો એવો જે લોગત આવયો
છે, તેનો અસલ માયનોબી પ્રકાશવું કરીનેજ થ
તો હતો, જે પરથી પછી પીલું અને પાછળથી
સુવરણ એવો અરથ તે ભાષામા ઉઠવા
લાગયો હતો. આ એક જરા તાજુબ
જેવી બીના છે, કે પારસીઓના રૂમીઓ જેવા
આગલા આવા જબરદસ્ત હમનબરદો કને
સુવરણ સારૂ સંસ્કીતમાં હીરાનઇયા યાતો
અવસ્તામાં ઝરેનઇઆ, ગોથીકમાં ગલ્પ ત
થા પુરાતન સ્લેવોનીયન ભાષામાં ઝલાતો
એવા પોતાના બાપીકા શબ્દો જેમ આવેલા
છે, તેવો કોઈક શબ્દ યુરોપના એ આ
રયનોની ભાષામાં આવેલો કંઇ આં
પણા દીઠામાં હાલ આવતો નથી. અલબતા
એ રૂમીઓની ભાષામાં સોના સા
રૂ હેલવુશ એવો એક શબ્દ તો આવયો હ
તો ખરો: પરંતુ તે ઘેલ યાને પીલુ એવા
મુળ ધાતુ ઉપરથી ઉતપન થયેલો છે ને જે
શબ્દ કે કદાચને ફીરીજીઅન લોકોના ગલોવરો
સ; ગ્રીક લોકોના ગલોરાસ અને ગલોવનોસ
યાને લીલું, પીલું એટલે જે સુનું એવા સ
બ્દો સાથે સરખાવી શકાય છે ને જેને લગ
તો પુરાતન સ્લેવોનીયન ભાષામાં ઝીલીનું
યાને લીલુ પીલું એવો શબ્દ આવેલો છે, કે જે
પરથી હેસચીલસ પોતાના ગ્રીક ગ્રંથમાં તેવો એ
ક બોલ પોતા તરફથીબી વાપરી ગયો છે.

**સોનું વગેરે શબ્દોની ઉતપતી.**

પરંતુ તોબી એ ઇટાલયન લોકો સોના સા
રૂ ઇત્રુરીઆ, સ્પેન, ગ્રીસ કે કોઇ બીજી જગયા
તરફથી પહેલીવાર વાકેફગાર થયા હતા કે કે
મ, તે વાતની ખબર ચોકસ રીતે ભાશાશાસ્ત્ર
કે આગલી તવારીખ ઉપરથી હાલમાં માલ
મ પડી શકતી નથી, તો જોકે સ્પેનીશ લોકોની

ખાસક નામની એક બોલીમાં તો સોનાને મુળ
ધરથીજ 'ઉરરીઆ' યાતો 'ઉરરીગોરીઆ' કરી
ને કહેતા હતા. વળી આ વાત તો ચોકસજ છે
કે, પોનદીનાં મેદાનોનાં સરોવર આગળનાં રહે
ઠાણોમાં સુવરણ કેયેથી હાથ લાગી શ
કતુંજ નથી. તેમજ અસલી રૂમીઓના જા
ણીતા પેલા "બાર ધારાઓની ટીપમા" સાફ
ફરમાન આપવામાં આવેલું છે કે, કોઇબી શખ
સે કબરોમાં સોનાને ગારદ કરવું નહી અને
જે કોઇ તેમ કરે તો તેઓ સારૂ તેમાં સ
જા વટીક ફરમાવેલી છે. પરંતુ સોનું એક
વેળાએ ઇટાલી દેશમાં પેધુ પડયું, કે તયાંથી
તે યુરોપના બીજા દેશાવરો ખાતે પણ તર
તજ પથરાવા માંડયું હતું; કેમકે તમામ સે
લતીક ભાષાઓમાં સોનાં સારૂ લાટીનમાંથીજ
શબ્દો ઉછીકા લેવામાં આવેલા છે. વળી આ
ઈરીશ લોગત ઓર જેનું છઠી વીભકતીમાં ઓઇર
એમ થાય છે તથા કાઇમીરીઅન અત્ર તથા
કેમ્બરીઅન અવર અથવા તો ઇયુર એ સઘ
ળા શબ્દો લાટીન લોગત ઓરમ ઉપરથી ઉત
પન થયેલા છે. એક બોલ બીજી ભાષામાં
આવાજ શાસ્ત્રના કાયદાને અરથે કેમ મુબદી
લ થઇ શકે છે તેના કેટલાક પુરાવા હાલમાં
આપણી કને મોજુદ છે. દાખલા તરીકે જુ
ઓજે આઇરીશ શબ્દ ઓસમ, જે કે સેલતીક
શબ્દ સાથે જો એક મળતો આવતો હોય તો,
તે પરથી એમ સીધ થઇ શકે છે જે, તે શબ્દ
આઇરીશ ભાષામાં દાખેલ થતી વેલા પો
તાની જોરથી ઉચાર કરવાની વચલી ની
શાની ખોહી બેઠેલો હોવો જોઇએ. જેમકે
બેહેનને આઇરીશ ભાષામાં સીઉર કરીને
કહે છે, કે જે સીસુર એવા લાટીન શબ્દપર
થી બનેલો છે; તેમજ તે ભાષામાં આવેલો
બીજો એક શબ્દ સોરોર તે લાટીન શબ્દ
સ્વીસોર પરથી મુબદીલ થયલો છે; કેમકે તે
ભાષામાં ર હરફ તો બોલી શકતોજ નથી,
કારણ એ જે એ સેલતીક ભાષામાં ઉચ્ચારોના
ફેરફારોમાં તેવો કાયદો મુતલકજ જોવામાં
આવતો નથી. આપરથી એ ફેરફાર સંબં
ધી તવારીખનો કાળ હવે સ્પષ્ટ રીતે પુરવાર
થઇ શકે છે, કે બે સ્વરો વચ્ચે જો સ આ
વયો હોય તો તે ર માં મુબદીલ થઇ
જવાનો કાયદો, રૂમીઓએ ઇ૦ સ૦ પુ૦ ૩૪૩
માં ઉઠાવેલી પહેલી સેમનાઇતની લડાઇના દો
રમાં ઉતપન થવો જોઇયે; બલકે તેથીબી પ
ચાસ વરસ પુરવેથી તેવી હેરફેર ઇસ્તેલાઇ
લધન ખાસોઆંમમાં જો પ્રસાર પામી હોય તો,
તે વાતથી પણ આપણે જરાબી વીસ્મીત પામી
શું જ નહીં. વળી તેજ હીંગામમાં તવારીખ
કહે છે જે, સેલ્ત લોકો ટોલે ટોલાં બંધ દ
ક્ષીણ તથા ઉગમણ તરફના દેશાવરો ભ
ણી ઉતરી પડયાં હતાં; જેથી રૂમી ટીપણાઓ
માં અલલીઆને સીહા દીવસ દાખેલ કરવામાં
આવયો હતો. રૂમીઓમાં એવી કહેવત ચાલતી
આવી છે કે, તે બેઅદબ અને શોખ સરદારે
તે હીંગામમાં પોતાની તરવારને રૂમીઓના
એક હજાર પાઉંડના સોનેરી કોથરા ઉપર
અજમાવી જોઇ હતી અને ત્યાર બાદ તે ગા
લ લોકો કહે છે જે સોનાને પયારૂ ગણી પો
તે પછી માલદાર થવા લાગયા હતા. (જુઓ
દાયોદોરસ સીકલ્સ ૫–૨૭) જેમ હવેથી ઇટા
લીયન સોનું આથમણે છેક સેલટીક લોકોના
દેશાવરો ખાતે પ્રસાર પામતું ચાલ્યું હતું;
તેમજ તે ઉતર બાલકાનના દ્વીપકલ્પમાં
વસનારાં ઇલીરીઅન ટોલાંઓમાંબી દાખે
લ થવા પામયું હતું. તે લોકોની હાલ
સુધી બચેલી અલબાનીઅન નામના ટો
લાંની ભાષામાં, આર અથવા તો આરીક કરીને
સોનાં સારૂં જે શબ્દ વપરાય છે તે લાટીન
શબ્દ ઓરમ ઉપરથીજ નકલ કરવામાં આવે
લો છે, એમ તો હાલમાં સ્પશટ રીતે પરખાઇ શ
કે છે. વળી સીક્કાનાં આકારમાં પડાવેલાં
સોના સારૂ તેઓમાં ફલજોરી યાતો ફ
લજોરીઓન એવો જે એક શબ્દ કામે લા
ગે છે, તેબી ગીર્જીક ભાષાના ફલીઓરી યા
તો ફલજોરજની એવા શબ્દ સાથે એકમળ
તો આવે છે, કે જે મેગીઉર ટોલાંના ફલોરી
યાતો ફલોનરી શબ્દ સાથે બંધબેસ્તો ઉતરે છે
અને તે બંને શબ્દો લાટીન શબ્દ ફલોરીનુંસ
યાતો ફીઓરીનુસ ઉપરથી ઉતપન થયેલા
છે. પરંતુ લાટીન યાને ઇટાલીયન શબ્દ
ઓરમ ઉપરથી ઉછીકો લીધેલો જે પુરાતન
માં પુરાતન શબ્દ, જયાં સુધી તે ભાષામાં
બે સ્વરો વચેનો સ હરફ ખુદ પોતે હજુ
સુધી તો સાબેત કદમજ રહેલો હતો, તે
ળાએ જે લેવામાં આવયો હતો, તે શબ્દ
કદાચને બાલટીક તરફ બોલાતી પરૂસી
ભાષાવાળો ઓસીસ તથા લીથુનીયન ભાષ
ઓકસાસ એવો શબ્દ હોવો જોઇયે
તે લીથુનીયન ભાષામાં આવાજોના હેર
વાની જે રૂઢી ચાલુ છે, તેપરથી તેમાં
જોરથી ઉચાર કરવાના શબ્દો આગમ

વો બાંટીમાંથી આવાજ કાહાડવાનો જે હરફ આવ યો છે, તે વીશેની સમજણ આપણને હાલ સેહેજ માં ઉતરી શકે છે; કેમકે તે તો તેમાં અસલ ધર થીજ એવી ઇસ્તેલાહ જે જોવામાં આવતી હતી તેને લીધે છે; દાખલા તરીકે જુઓ જે, લીથુનીય ન શબ્દ તુકસ્તાનતીસ તે જુની પરૂશીયન ભાષા ના તુસીમતોનસ તથા ગાથીક શબ્દ પુસનદી સા થે ગોયા એકસરખાજ ઉતરે છે. આ પરથી એમ સીધ થઇ શકે છે, કે એ ઉછીકો લીધેલો શબ્દ, જયારે એદ્રીઆટીક અને બાલટીક સમુદરો વચે વેપાર વણજ ઘણો જોરથી આગળ એક વેળાએ ચાલતો હતો અને ઉતર તરફ ઉતપન થતી કેરબા જેવી કીમતી જણસનો, ઇટાલી જેવા દક્ષીણ ભ ણી આવેલા દેશાવર ખાતે સારીકાની જયારે ની કાશ થતો ચાલીઓ તે વેળાએ દાખેલ થઇ ચુક યો હશે; કેમકે પોનદી આગલ આવેલા પેલા સ રોવર આગળનાં રહેઠાણમાંથી અદયાપી કેરબા ના દાના આપણે હાથ લાગી શકે છે. (જુઓ હેલબીગની "પોનદી આગળની ઇટાલી અનોની ભુમી" એવે નામના ગ્રંથને પા૦ ૨૯ મે)

કેરબો—હવે તેજ રસતેથી ઉતર તરફના દે શાવરો ખાતેથી અદલીબદલી તરીકે દક્ષીણ તરફ ના તે દેશાવરોમાંથી કીમતી તથા હલકી ધા તુઓના કકડાઓનો નીકાશ તો થવોજ જોઇ યે. આ કલ્પનાની બલકે હાલની એક ઠાવકી થયેલી શોધની વીરૂધ બાબત જે જણાયલી છે, તે પરથી એમ સાફ જણાય છે કે, રૂમી શેહે નશાહ નીરોના દોરમાં, પેલા ઇતરસકનો અને બાલટીક તરફના કોસ્તાઓ ભણી વસનારાં જે ટોળાંઓના મુલકોમાં કે કેરબો મલી આવ તો હતો, તેઓ વચે કેહે છે જે એક સલગનો સલગ ધોરી રસ્તો આવેલો હતો અને તેથી જ કરીને રૂમી મુશાફરો અને વેહેપારીઓ કેરબા જેવી કીમતી જણસને તે જમાનાંમાં સપર પેહેલીવાર પીછાનતા સીખીઆ હતા; કેમકે એક રૂમી "નાઇત" સાંહાંનાં વેહેપાર વનજની શોધખોલ ખાતર તે રસ્તેથી તેઓનાં મુલકનો તે જમાનાંમાં પોતે પ્રવાસ કરી આ વીયો હતો. (જુઓ ફીસીસની "કુદરતી ત વારીખ" ૩૭, ૩, ૪૫)

## સોનાં જેવી કીમતી ધાતુ ઈરાનવેજના અસલી આરીયન રહીશોમાં માલુમ હતી, તે વીશે હાલની શોધોપરથી પડેલી કાંઇક બીજી નવી રોશની.

હજુ જ્યાં સુધી આપણે એમ નહીં દેખાડી શકીએ, કે એઇત્રસ્કનો પાસે લાટીન એ સો જેવો કોઇક શબ્દ સોના સારૂ વપરાતો હ તો, ત્યાં સુધી એ લીથે—પરૂશીયન અને લાટીન શબ્દ વચેનો સંબંધ કદાચ કલ્પીત જેવો આપણને જણાયા વીના રહેશે નહી; કેમકે આ વાત આપણા માનવામાં આવે તેવી છે કે, બાલટીક તરફની ભાષાઓમાંથી પોતા કને ચળકતો યાતો પીળો એવો કોઇક શબ્દ હોય તો, તેમાં કશું નવાઈ જેવું આપણને લાગ શે નહી, કારણ એ જે લાટીન ઓસો તથા લીથુની અન શબ્દ આઉસઝરાનો અરથ બી અ સલમાં બડી બામદાદનો ચલકાટ એમ થતો હતો અને જુની પરૂશયન ભાષાના શબ્દ ઓસીસ તથા લીથુનીઅન ભાષાના આકસાસ એવા બીજા શબ્દનો પણ, તેમજ અરથ થમમાં ઉઠતો હતો ને જે પાછલથી સોના સા રાતો ચાલ્યો હતો. વળી છેક પાછલા જમા નાં એ લાટીન શબ્દ ઓરમ છેક સ્કેનદીને લોકોની પુરાતન ભાષામાં પણ દાખલ થવા ગો હતો અને એ રૂમીઓજ કનેથી ખેલંદના લોકો પણ સોનાંના સીકા પ્ર થમમાં હાથ કરતાં શીખયા હતા અને તેઓ ને તેઓએ એક વચનમાં આઇરીર જેનું છ ઠી વીભકતીમાં આઇરીસ કરીને થાય છે તથા અનેક વચનમાં ઓરાર એવું નામ આપયું હતું ને જેનું કે છઠી વીભકતીમાં ઓરો કરીને થાય છે. ચોખ્ખું સોનું જે તે લોકોમાં અસલથી માલમ હતું અને જેને તેઓ ગલ કરીને કહેતા હતા અને જેની અકસર કરીને તેઓ વીંટીઓ (બોગર) બનાવી રાખતા હતા, તેની વીરૂધમાં એ મજકુર શબ્દ તેઓ પો તાના વપરાસમાં લાવતા હતા. એ બોગરને લગતો શબ્દ આપણી ગુજરાતી ભાષામાંથી બાંગડી કરીને મલી આવે છે તે ઘણી તાજુ બ જેવી બીના છે. એહલકવીસ્ત જેવો એક બીજો જરમન વીદયારથી, ઉતર તરફના એ સ્કાનદીનેવયન શબ્દ આઇરીરનો અરથ જુદોજ તરેહનો ઉઠાડે છે. (જુઓ તેનો "આ થમણ તરફના ફીન લોકોની બોલી" પર લખે લો ગ્રંથ પા૦ ૧૯૨ મું) પુરાતન નોરવેના ઈવા ઇરા શબ્દ સાથે તેને તે સરખાવે છે, જેનું અનેક વચનમાં ઇવાઇરૂ કરીને થાય છે અને છ ઠી વીભકતીમાં તે શબ્દ ઈવાઇરના એવો

રૂપમાં બદલાઇ જાય છે અને જેને લગતો ગોથીક શબ્દ ઓસો અને લાટીન શબ્દ ઓરીસ કરીને છે, કે જેનો અર્થ કાન કરીને થાય છે; કેમકે અસલી લોકોમાં કોઇક ચોકસ જાતના જાનવરોના કાનના ટીપપાને એક નાના સીક્કા તરીકે ચલાવવાનો રવઇયો હતો એમ તે ગ્રંથકાર જણાવી જાય છે; પરંતુ તે બીના આપણને જરા શક જેવી દીસે છે. વળી રૂશીયન લોકોમાં કાનના અરધા ભાગને પોલુસચકા કરીને કહે છે, તેની સાથે પણ તે શબ્દને તે સરખાવવાને પ્રયતનો કરે છે. આ સઘળા વાદવીવાદ ઉપરથી હું એવા સારાંશપર આવી શકું છું કે, યુરોપના આરયનોમાંબી સંસ્કીત હીરાનઇઆ તથા અ વસ્તાના જરનઇઆ શબ્દ માફક કોઇ એક મળતો શબ્દ અસલમાં હોવો તો જોઇયે. પરંતુ જયારે તેઓ યુરોપની ભુમીમાં પેઠા ત્યારે લાંબા દીવસની હેરાનગતી અને હેજગારી ભોગવવાથી તથા તે કીમતી જણસ તે લોકો કને ઘણું સુધી દીઠામાં ન આવયાથી, તે અસલી શબ્દને પાછળથી તેઓ ભુલતા ચાલેલા હોવા જોઈયે, જેથી સોના સારૂ તેઓએ પાછળથી ફીનીશી અન લોકોની સમાટીક જેવી પારકી ભાષામાંથી તે શબ્દ ઇસુની છેક પંદરમી સદી પુરવે ઉછીકો લીધેલો છે, એમ ઉપર આપણે પુરવાર કરી ચુકયા છીયે.

**ઇરાની તથા આસપાસની બીજી ભાષાઓમાં 'સોના' વીશેનાં શબ્દની ઉત્પતી.**

હવે ચાલો આપણે આપણી ઇરાનની અસલી ભુમી તરફ જરા ફરીને નજર પહોંચાડીએ, કેમકે ત્યાંથી હેમ યાને સોનું પ્રથમમાં એશીયાની ભુમીમાં ચોમેર પંથરાવા માડયું હતું. સોના સારૂ ઇરાની ભાષામાં જે શબ્દ આવયો છે, તે ફીનીક ટોલાંની તમામ ઉગમણુ તરફની શાખાઓમાં, જે જમાનામાં તેઓના અસલી પ્રતયયો કે ગુમ થયાજ નહોતા, તે જમાનામાં છેક દાખેલ થઇ ચુકયા હતા અને જેમ અદયપી હાલની ફારસી અને અફઘાન ભાષાઓમાંબી તેઓ સાબેત કદમજ રહી ગયેલા આપણી દ્રષટીએ પડી શકે છે. તે શબ્દ મોરદેવીઅન ભાષામાં હાલ સીરના; વોતીઆક તથા સાહરીહા ભાષાઓમાં ઝરની, તસચરમાં સોરતની; વોગીસમાં સોરની તથા ઓસ્તીઆક જેવી બીજી એક છેલી ફીનીક શાખામાં સઓરનાઇ કરીને અદયપી આપણા જોવામાં આવે છે. માંગીઅર લોકો પણ તે પોતાનો બાપીકો શબ્દ પાછળથી પોતાની નવી વસાવેલી ભુમીમાંબી પોતા સાથે લઇ ગયા હતા; કેમકે હુંગેરીયન ભાષામાંબી સુવરણ સારૂ એરાનાઇ એવો એક શબ્દ આવેલો છે. હવે એ ફીનીક તાયફાઓની આથમણુ તરફની ભુમીઓ તો તયુતન લોકોના સંબંધમાં વધારે આવેલી હોવાથી, તયાંની તમામ શાખાઓમાં સોનાં સારૂ તયુતાનીક ભાષાનો શબ્દ દાખેલ થઇ રહેલો છે: કેમકે ત્યાંની ફીનીક બોલીમાં સોનાને કુલદા, એસ્થાનમાં કુલદ તથા લાપ જેવી બીજી એક શાખામાં ગોલલી કરીને કહે છે. આ સંબંધ અકસ્માત સંજોગોને લીધે થયેલો હોય તેમ તો કાંઇ દીસ્તું નથી, કેમકે આગળ ચાલતાં આપણે ખોલાસાથી દેખાડી શકીશું કે લોઢાં જેવી બીજી એક ધાતુ સારૂ પણ એવોજ મામલો તે ભાષાઓમાં જોવામાં આવે છે. રૂમી અને ઇરાનીઓ જેવી એ બે બલવંત પ્રજાઓના વગ વસીલા વચે બે મોટી પ્રજાઓનો મુલક આવયો હતો, કે જેઓના દેશો એકમેકની પડોશમાં આવેલા હતા અને તેઓની ભાષાઓમાં ઇનદો-જરમાનીક ટોળાંઓની ભાષાઓનો અતલગનો સંબંધ વટીક સમાયલો હતો. તે લોકોને આપણે લીથુ-સ્લેવો-તયુતાનીક લોકોના નામથી હાલમાં પીછાંનીયે છીયે. હવે એ તયુતન લોકોનો સમીદા શબ્દ તે સ્લેવોનીયન તાયફાના મીદાઇ શબ્દ સાથે એકમળતો આવે છે અને ઉતર તરફની એ વરણોમાં ધાતુઓ સારૂ ઘણાએક શબ્દો આવેલા છે, કે જેઓ એકમેક સાથે બરોબર રીતે બંદ બેસતા ઉતરે છે. વળી એ બંને ટોળાંઓ યાને સ્લેવોનીઅનો અને તયુતનોની ભાષાઓમાં સુવરણ સારૂ એકજ શબ્દ વપરાય છે, જેમકે ગાથીક પુલથ શબ્દ તે અસલી સ્લેવોનીયન શબ્દ ઝલાતો સાથે બંધબેસતો ઉત્રે છે અને તેને લગતો ફારસી શબ્દ પુલ કરીને છે, જેનો અરથ પઈસો કરીને થાય છે. એમ એ શબ્દ બીજી સઘળી સ્લેવોનીયન ભાષાઓમાંથી પણ મળી શકે છે.

વળી લીથો-પરૂશયન ભાષામાં સોના સારૂ એક આડકતરો શબ્દ જે આવેલો છે તે ઉપરથી એમ સારાંશ નીકળી શકે છે કે, બેલ ંવાં અસલી મુળ ધાતુમાંથી પીળો રંગ એ વીશેશણ કદીમ જમાનામાં જ્યારે દાખેલ યું અને તે પછી તયુતો-સ્લેવોનીક ભાષ સોના સારૂ પાછળથી તે વપરાવા લા ત્યારે તેઓની બાલતીક વરણોની શાખ

આથી દુર રહેતી હતી. વળી લેપલનદરો ક નેબી છેક અસલી જમ[illegible]ાંથી લીથુનીયન શ બ્દ ઓકસાસને મળતોઃ કાંઇક શબ્દ સુવરણ સારૂ આવવો જોઇયે, જે પરથી તેઓમાં ઝોલત સ એવો શબ્દ પાછળથી તબદીલ થયેલો છે ને જે શબ્દ સ્લેવોનીયન ભાષાનો છે એમ હાલમાં માલમ પડેલું છે.

**સોનું ઉગમણુ તરફથી આવવાનો ખીઆલ–સોના વીશે વીદવાનોનો તીરસ્કાર.**

પહાડો અને નદી નાળાંમાંથી સુવરણ મેળવવા લાગયા તે પુરવે, યુરોપની ઉતર ત રફના આરયન તાયફાઓ લાંબી મુદત સુધી સોનું ઉગમણુ તરફથીજ આવે છે એવો ખી આલ પોતે ધરાવતા હતા. (જુઓ સી૦ પી૦ તી લનો "જરમાનીઆ" પા૦ ૨૯૧) આગાથાએ રસી લોકો જે પાછળથી પારસીઓના શેહે નશાહ દારયવુશ વીસ્તાસ્પ સાથે જંગ ના મેદાનમાં ઉતરયા હતા અને જેઓ સાઇ બેન બુરગેનના પ્રાંત ખાતે વસ્તા હતા તે ઓના મુલકનાં નદી નાલાંઓમાંથી સુવ રણ પુષ્કળ હાથ લાગતું હતું એમ હીરાડો ટસ વરણવી ગયો છે (૪–૧૦૪) અને તેઓ ની પડોશમાં જે તયુતાનીક વરણો વસ્તી હ તી તેઓનું નામ તે કાઇરૂસોફોરોઇ કરીને જણાવી ગયો છે. તાસીતસ પોતાની "જરમા નીઆં" (બા૦ ૫)માં ગરવથી એમ બોલે છે કે, "હું નથી જાણતો કે દેવતાઓએ પોતાની મેહેર યાતો કેહેરથી તે બીચારા લોકોને સોના રૂપાથી સા સારૂં બાતેલ રાખેલા હશે. પણ આટ લું તો હું કદાચ હીમતથી કહી શકું છું કે, જ રમની દેશમાં સોના રૂપાની થોડી ઘણી ખા ણો તો હોવીજ જોઇયે, કેમકે તે દેશની બા રીકીથી જુસ્તેજો અને તપાસ હજુ સુધી કોઇ એ કરેલીજ નથી." વળી નયુબીલુન ગેનલાઇદ નામનો એક જરમન તો સોના સારૂ માનવી જા તો જે અઝીમ ગુનાહ કરે છે તે માટે, તે કી મતી ધાતુ ઉપર બહુજ તીરસ્કાર ઘણીજ સુ ભાષીત ભાષામાં દરશાવી ગયો છેઃ કેમકે તે ચળકતીજ ધાતુની લાલચને લીધે જરમની દે શના અસલી બહાદુર જુવાનીઆઓ પોતાના દેશને પોતાનાજ જનમકાળના વેરીઓનેબી [illegible]ાચવાને કશી રીતની શરમ કે મરજાદા રાખ [illegible]જ નહોતા. તેમજ સેમયુઅલ જાનસન બી [illegible]ના સારૂ નીચે મુજબ પોતાનો ખેદ પોતા "માનવી જાતોની ઇચ્છાઓની અમસથકી [illegible]જી" ઉપર રચેલી બેતોમાં વરણવે છે કેઃ

"જર થકી તલવાર એંચે બાહુતી ખુની જુવો,
જર થકી ઇનસાફ તોડી બાહુતી મુનસફ જુવો;
સાચવતને શાન્તી નહી લે, મસ ઢગો જરના ગણે,
જર વધે બસ જેમ તેમજ, આફતો જયાદા બને."

વળી ફારસી શાહેર નીજામી કહે છે કે, "ફરાવાં ખઝીને ફરાવાં ગમ અસ્ત; કમ અનદુ હ આંરા કે દીનાર કમસ્ત" યાને "જેમ જે મ હરેક જણ કને ખજાનો બીસીઆર હોય છે, તેમ તેમ તે ગમને ગમમાંબી વધારે ગર કાવ રહે છે અને જેની કને દીનાર કે કમતી હોય છે તે વગર દુખે અમન ચમનથી પોતા નો રોજગાર ગુજારે છે." એ સોનાની જ લાલચ અને પયારથી જરમનો જેવા આ ગલા જંગલી અને નગન લોકોએ, રૂમીઓ ની પ્રબળ શેહેનશાહતનો તે વેળાએ ઘાણ ક હાડી નાખયો હતો અને તેઓના એશીયા ખંડના બીજા ઘણા જબરા હુમનબરદ સાસા ની પાદશાહોનોબી અરબો જેવાં ભીક્ષુક ટોળાં ઓએ સદંતરજ નાશ, ઈરાન સર જમીનમાં થી કરી નાખયો હતો એમ તવારીખના ગ્રં થો રોશન રોજની માફક આપણી પુર ખા ત્રી કરી આપે છે. આ મજકુર સઘ ળી તકરારોનો ભાવાર્થ હવે એમ માલુમ પડી આવે છે કે, અસલી સીમાટીક તથા હી નદુ–ઇરાની ટોલાઓમાં બેશક સોનું બેહદ પુરાતન જમાનામાંથીજ માલુમ હતું અને એશીયા માઇનરના પ્રાંત ખાતે તો તે કીમતી જણસ તવારીખના ખરા હીંગામનીબી ઘણું ક પુરવે ધરશીજ જણાયલી હોવી જોઈયે. ત્યાં થી યાને એશીયા માઇનરના પ્રાંત ખાતેથી સુવરણ એક હાથ ઉપર ફીનીશીયન લોકોના આશેબથી છેક ગ્રીસ દેશમાં પ્રથમમાં દાખલ થયું હતું, તેમજ બીજા હાથ ઉપર ઇરાની લોકોના આશેબને લીધે તે છેક યુરોપના ઉગમણુ તરફના ફીન લોકોના મુલકોમાં પણ પ્રસાર થવા પામયું હતું. તોબી તેનો વધારે પ્રસાર તો યુરોપની ભુમીઓમાં પાછળથી ઇટાલીયન યાને રૂમી લોકોની જેહેમતથી થયો હતો, તેમાં તો કશો શંશય હાલમાં લાગતો નથી, કારણ કે સોના સારૂ લાટીનમાં જે શબ્દ આવયો છે તેનું મુળ અસલમાં કેમ નીકળયું તે વાત અદયપી જોકે ખાત્રી પુરવક રીતે સાબેત થઇ ચુકીજ નથી, તોબી સુવરન વીશેનાં શબ્ દો સેલતીક, અલબાનીઅન, તથા લીથુની નીઅન ભાષાઓમાં અને તશાર બા

ર છેક સ્કેનદીનેવયાની ભાષામાંબી જે આવયા છે, તે સઘળા લુગતો લાટીન ભાષાનાજ શબદ ઉપરથી ઉતપન થયલા છે એમ ઉપર આપણે પુરવાર કરી ચુકયા છીયે. વલી સ્લેવોનીયન તાયફાઓ કનેબી સોના સારૂ એક સાધારણ શબદ આવયો હતો, જે ઘણાજ કદીમ જમાનામાં કદાચ ને ઉગમણ પ્રાંત સાથનાં વેહેવારને લીધે તેઓના દેશાવરો ખાતે દાખલ થયલો હોવો જોઇયે. તેમજ બાલટીક સમુદ્ર આગળ વસનારા ફીનસ લોકોના તાયફાઓમાં, પુરાતન જરમનો કનેથી સોના વીશેનો શબદ ઉછીકો લીધેલો હતો, તેમ પણ ઉપર આપણે જણાવી ગયા છીએ. વળી તુરકો-તાતારીક ટોળાં કદીમ જમાનામાં આલતાઇ યાને "સોનાથી ભરપુર" એવે નામના પાહાડને છેડે છેક આથમણ ભણી આજુબાજુપર વસ્તાં હતાં, તેઓના અસલી વતનમાંબી સુવરણ ઉતપન કરે તેવો પાહાડ આવેલો હોવાથી, તે ધાતુ વીશે તેઓ પ્રથમથીજ સારી કાંની ખબરદાર હોવાં જ જોઇયે અને તે વાત છેક હીરાડોટસના દોરમાંબી પોનતસની ભુમીઓમાં વસનારા યવન રહીશો સારી પેઠે જાણી ચુકેલા હતા, કારણકે તે લોકોની દોલત વીષે તરેહ તરેહવાર ગપાટા, સપાટા તથા વારતાઓ તેઓમાં જણાયલી હતી, એમ આગલા ગ્રીક નવીશંદાઓનાં દફતરો ઉપરથી ખુલી રીતે માલમ પડી શકે છે.

## અસલી આર્યનવેજમા રૂપાં જેવી ધાતુ માલુમ હતી કે નહીં તે વીષેની જબાનશનાસીના એલમ ઉપરથી કરેલી તપાસ.

બાબ ૨ જો-ભાગ ૨ જો.

સોના જેવી કીંમતી ધાતુ વીશે આગળ જણાવયા બાદ, હવે રૂપાં જેવી બીજી એક ધાતુ વીશે તપાસ લઇયે અને અસલી ઇરાનવેજમાં તે ધાતુ હસ્તીમાં હતી કે નહી, તેની જબાનશનાસીના એલમની બરકતથી જરા બારીકીથી વળી જુસ્તેજો કરીયે. જેમ સોના વીશે આપણે ખાતરીપુરવક રીતે કહી શકીએ છીયે જે, તે કીમતી ધાતુ અસલી ઇરાનવેજમાં હીંદુ તથા ઇરાની આરયનોમાં માલમ હતી, તેમ રૂપાં વીશે કશા પુરાવા હાલની જબાનશનાસીની વીદયાની શોધો ઉપરથી કંઇ મલી શકતા નથી, જે જરાક અચંબા જેવી બીના લાગે છે. આપરથી એમ માલમ પડી શકે છે કે, જયારે હીંદુઓના પુરવજો પારસીઓના નીયાગાનોથી છુટા પડી ગયા, ત્યાર બાદ એ ધાતુ તેઓના વસાવેલા નવા નવા મુલકોમાં પ્રથમમાં તેઓના સંબંધમાં આવવી જોઇયે. તેનો સબબ એ છે કે, જેમ સુવરણ નદી નાળાંઓમાંથી જુજ મહેનતે સહેલાઇથી હાથ લાગી શકે છે અને રેતીઓ સાથે મીશ્રીત થયેલી તેની કરચો સેહેજમાં મલી શકે છે, તેમ રૂપાંની ખાણો પાહાડોમાં આવવાથી અને આનવી જતોએ અસલમાં તેઓને તરત પીછાની શકેલી ન હોવાથી, તે જણસ લાંબો વખત સુધી ગોયા અંધારામાંજ પડી રહેલી હોય તેમ દીસે છે. તે સાથે તેની ખાણો છુટીછવાઇયો આવવાથી અને સોના કરતાં ઘણી કમયાબ હોવાથી તથા મેહેનત અને કંઇ પણ હુનરથી પસીનો કહાડયા વીના તે જનસ મલી શકતી ન હોવાથી, અસલી આરયનોમાં તેઓની સંસારી બાલ અવસ્થાની વેળાએ તે માલમ પડેલી ન હોય તો, તે બીના આપણાં ધયાનમાં સેહેજમાં ઉતરી શકે તેવી છે. તે સાથે કદીમ તવારીખ અને પુરાતન વસ્તુશાસ્ત્ર ( આરકેઓલોજી ) ઉપરથી ખુલી રીતે માલુમ પડી આવે છે કે, અસલી લોકો સોના કરતાં રૂપાને વધારે પસંદ કરતા હતા, જેપરથી પુરવ તરફના દેશાવરોમાં તથા તમામ અસલી જાતોમાં તે જણસ કમયાબ હોવાથી, છેક પાછળથી માલુમ પડેલી હોવી જોઇયે, એમ સર જાન લબક જેવો એક જાણીતો અંગ્રેજ વીદયારથી દાખલા દલીલો થીએ હાલમાં પુરવાર કરી આપે છે. (જુઓ તેની "પ્રી. હીસ્તારીક તાઇમસ" પા૦ ૩, ૨૦, ૨૨ ને ૨૫) તે સાથે ઘણા કદીમ લોકોના ઘણા અસલી લેખોમાં, રૂપાને વારંવાર સોના કરતાં વધારે શ્રેષ્ટ દરજજો આપવામાં આવેલો છે અને તેનું નામ સોનાની ઉપર અકસર કરીને મેલ[illegible] આવે છે. આસીરીઅન

તખતીઓમાં જેમ સોના પછી રૂપાને ગણુ વામાં આવેલું છે, તેમજ ઘણી વખતે રૂપાની જગયા સોનાની ઉપરબી તેઓમાં કરેલી આપણી દ્રષટીએ અદયપી પડી શકે છે. આ પરથી ઘણા કદીમ લોકોમાં એ બંનેમાંથી શ્રેષટ અને ઘણી કીમતી ધાતુ તે કઇ હતી, તેવી શે સારી કાની વાદવીવાદ ચાલી રહેલો હોય તેમ હાલમાં સ્પષટ રીતે માલમ પડી આવે છે. જેમ અસલી સીમેટીક ટોલાઓમાં પુરવે ઘરથીજ સોના સારૂ એકજ સાધારણ શબદ આવેલો હતો, તેમજ તે વરગની બોલીની સરવે શાખાઓમાંથી રૂપાં સારૂબી અદયપી એકજ તરેહના લાગત આપણી દ્રષટીએ પડી શકે છે, કેમકે આસીરીઅન બોલીમાં રૂપાને જે સરપુ કરીને કહેતા હતા, તેમજ અરબીમાં પણ રૂપાનું નામ જરફુન કરીને છે. વળી આસીરીયન ભાષામાં રૂપા સારૂ કસપુ કરીને બીજોબી એક શબદ વપરાતો હતો, તે શબદ તો આબેહુબ યાહુદી શબદ કસફ સાથ ગોયા બંધબેસ્તો ઉતરે છે. (જુઓ હોમેલનો "રૂપાનાં નામો વીશેનો" ગ્રંથ પા૦ ૪૧૫ મું ) પરંતુ ઇનદો-જરમન ભાષાઓમાં તો ખુલી રીતે રૂપાં સારૂ પાછલથી ઉતપન થયેલા ઘણા એક શબદો મલી આવે છે, કે જે પરથી અસલમાં તે ધાતુ તેઓને માલમ ન હોય તેમ વયાજબીની રાહે સાબેત થઇ શકે છે. પુરાતન હીંદુસ્તાનમાં જણાએલી કદીમ ધાતુઓ વીશે સંસ્કીતમાં વાજેસની આઇસ સહીતા નામનો જે એક અસલી ગ્રંથ રચાયલો છે, તેમાં તો હીરાનીઆ યાને સુવરણ પછી આયસ એવો શબદ આપણા વાંચવામાં આવે છે, જેનો અરથ ખાણુ યાતો લોઢું કરીને થાય છે. રૂગવેદમાં સફેદ ઘોડા સારૂ ફકત એકજ મરતબે વીશેશણ તરીકે રાજતા એવો શબદ રૂપાં સારૂ વપરાયલો છે. જેમ દારસ્તા યાને દેખીતું, એવા શબદનું અસલી મુળ દારસ કરીને સંસ્કીતમાં જોવામાં આવે છે; તેમજ એ રાજતા શબદનો મુળ ધાતુબી પુજ કરીને થાય છે, કે જેનો અરથ પુજવા યાતો માન આપવાને લાયકની એવો ઉઠે છે. વેદની બીજી એક પોથીમાં રૂપાને સાધારણ રીતે "રાજતામ હીરાનઇઅમ" યાને સફેદ સોનું એવા નામ હેઠલ લખી ઘાલેલું છે, કે જે દેવતાઓને અરપણ કરવાને લાયક નથી એમ ત્યાં કહેવામાં આવેલું છે. ( જુઓ ઝીમરનો "આલતીન-લીબન" પા૦ ૫૨ "ન એ શબદનો અર્થ મીશરી બોલીમાં જેમ આસેમ શબદનો અરથ રૂપુ-સોનું કરીને થાય છે, તેમજ એ "રાજતાન હીરાનઇઅમ" શબદનો અરથ પણ રૂપું-સોનું એવો કરે છે (જુઓ તેનો "મીશરી બોલીપર ઇ. સ. ૧૮૭૩ માં પ્રસીધ કરેલો ગ્રંથ પા. ૨૧ મું) પુરાતન મીર દેશની ભાષામાં રૂપાને હાત કરીને કહેતા તા, જે પરથી કોપતીક બોલીમાં ચાત એવો શબદ ઉતપન થયેલો છે અને જેનો ખરે ખરો અરથ તેઓમાં તેજસ્વી યાતો ચલકતો સફેદ કરીને થતો હતો અને જેવી નીશાની કે તે અસલી મીશર દેશના રહીશો સોના સારૂ વાપરતા હતા, તેવીજ જાતમાં નીશાન તેઓ રૂપા સારૂબી પોતાના હાએરોબીફીક જાતના અક્ષરોમાં દેખાડી ગયા છે. વળી સુમેરીઅન ભાષામાં રૂપાંને કુબ-બાબર કરીને કહે છે. તેનો અરથ પણ "સફેદ" યાતો "ચળકતી" ધાતુ એવો થાય છે. (જુઓ હોમેલનો "દાઇ વેર સમીત કુલતરન" પા૦ ૪૦૯ મું) હવે રાજતા યાને રૂપુ એક નામ તરીકે સપર પહેલીવાર અથરવેદમાં જોવામાં આવે છે એમ ઝીમર બોલી જાય છે (જુઓ તેનો "આલતીન લીબન" પા૦ ૫૩ મું ) વલી રાજની ઘનતુ નામનો એક સંસ્કીત ગ્રંથ, જ ગારબે છપાવીને યુરોપના ઓલમાઓની જાણ સારૂ પ્રથમમાં પ્રસીધ કરેલો છે. તે (પા૦ ૩૫)માં રૂપાં સારૂ સંસ્કીત ભાષામાં પાછળથી ઉતપન થયેલાં નામોની એક ટીપ આપવામાં આવેલી છે. તેઓમાં જે શબદો કે ચંદ્રમાંનાં નામ ઉપરથી રૂપાં સારૂ ઉતપન થયેલા છે, તે ધયાન આપીને વાંચવા લાયક છે; કેમકે તેઓ પરથી તવારીખ ઉપર કાંઇક નવું અજવાળું પડી શકે તેવું છે. તે શબ્દો કંદ્ર લોહાકા યાને ચંદ્રની ધાતુ; કન્દ્રા ભુતી યાને માહાતાબ જેવી દેખાવવાલી અને કનદ્રહાસ યાને ચંદ્ર જેવી સફેદ રોસની આપનારી કરીને આવેલા છે. આપણે હવેથી ઇરાની ભાષાઓની જરાક તપાસ લેવાને હેઠળ શરૂ કર્યે. જેમ સુવરણ સારૂ સઘળી ઇરાની તાયફાઓની ભાષાઓમાં પ્રથમ ઘરથી એકસરખાજ શબદો મળી આવે છે, તેમ રૂપાં સારૂ કસું માલુમ પડી શકતું નથી. રૂપા વીશે તેઓની ભાષાઓમાંથી ઇરીઝતા એવો એક શબદ જે મળે છે, તે બોલ તો સંસ્કીત શબદ રાજતા સાથે એકમળતો આવે છે અને તે પણ ફકત અવસ્તાની ભાષામાંથીજ આપણને

હાથ લાગી શકે છે. વળી અફઘાનીસ્તાનના લોકો ની ભાષામાં રૂપાં સારૂ કોઇક ચોકસ શબ્દ આવેલોજ નથી, તેઓ તો તેને સ્પીનુ–ઝર યાને સફેદ સોનું કરીને કહે છે.

ફારસીમાં રૂપાંને સીમ તથા કુરદીસ ભાષામાં ઝીવ કરીને કહે છે તે સ્પીગલના ક હેવા પ્રમાણે ( જુઓ તેના " પારસી સા હીત્ય વીશેની દંતકથા " એવે નામના ગ્રંથ નું વા૦ ૨ પા૦ ૩૭૦ મું ) ગ્રીક શબ્દ આસીમોસ ઉપરથી ઉતપન થયલો છે, જેનો અર્થ વગર છાપ મારેલું એવો થાય છે અને જેપરથી હાલની ગ્રીક ભાષામાં રૂપાં સારૂ આ સીમી એવો શબ્દ વપરાય છે. વળી ફારસી માં રૂપાં સારૂ નુકરા એવો શબ્દ પણ આવેલો છે, તેનો અરથ પ્રવાહી રૂપું એવો થાય છે અ ને જેને લગતો શબ્દ યજદી ટોળાંની ભાષા માંથી નુકરજ તથા બલુચીમાંથી નુઘરા કરી ને મળે છે. તે સઘળા બોલો તો અરબી શ બ્દ નુકરા ઉપરથી ઉછીકા લેવામાં આવેલા છે એમ સેહેજમાં પરખાઇ આવે છે. વળી ઓસેતીસ લોકોએ આખરે પોતાની ભા ષાનો અવઝીસ્ત યાતો અવઝીસ્તી એવો રૂપાં વીશેનો લોગત ઉગમણુ તરફના ફીનીક લોકોની ભાષાઓમાંથી દેખીતી રીતે નકલ કરેલો છે; કેમકે વોતીઆક જેવી તેઓની એ ક શાખામાં રૂપાને અઝવીસ, સાઇરીઆહમાં ઇઝીસ; હંગેરીયનમાં ઇઝુસ્ત; પરૂશીઅનમાં ઓઝાઇસ અને વાતઝમાં ઉઝવેસ કરીને રૂ પાંને કહે છે અને આ છેલી ભાષામાં તો સીસાનેબી તેજ નામ આપવામાં આવેલું છે. આપરથી જે રસ્તેથી રૂપું તે દેશાવરો ખાતે પેધુ પડતું ચાલયું હતું, તે વીશેની ગેયા તવારીખ હાલ આપણે નીપજાવી પણ શકી એ છીયે અને જે વીશે વારંવાર વખતે હવે પછી બોલવામાં પણ આવશે. આમ સંસ્કી ત શબ્દ રાજતા અને અવસ્તાઇ લોગત ઇ રાઝતાની બારીક તપાસ ઉપરથી રૂપાંની શો ધ તેઓમાં અસલી જમાનાથી હાથ લાગેલી હોય તેમ તો કંઇ ઠરતું નથી; તોબી કેટ લાએક વીદવારથીઓ તેઓને મળતો રૂપાં વીશેનો શબ્દ અરમાની ભાષામાંથી આરક તક યાતો આરતસથ અને લાટીનમાંથીબી આરજેનતમ કરીને જે મલે છે તે પરથી અસલી ઇનદો–યુરોપયન તાયફાઓમાં પુરવે ધરથીજ, એ ધાતુ માલુમ હતી એવો અભીપ્રાય પોતા તરફથી દરશાવી જાય છે; પરં તુ તે વીચાર હાલમાં સાબેત રહી શ કતો નથી અને તેમ કદાચને અકસ્માત સં જોગોને લીધે પણ થયું હોય એમ બીજા ઘ ણાખરા વીદયારથીઓનો મત છે. કારણ એ જે ઈંદો–યુરોપયન યાને આરયન અને સી માટીક તથા તુરાની ભાષાઓમાં પણ રૂપાને " સફેદ ચલકતી " ધાતુ એવું નામ સાધા રણ રીતે આપવામાં આવેલું છે, માટે ઈંદો– યુરોપીયન ભાષાઓની સરવે શાખાઓમાં તે વું વીશેશણ કુદરતી રીતે કોઈની પણ સા મેલગીરી કે સંબંધ વીના રૂપાંને જો આપવામાં આવયું હોય તો, તેમાં તાજુબ થવા જેવું કશું પણ કારણ આપણી કને છે નહી. સંસ્કીત શબ્દ રાજતા તથા અવસ્તાઇ લુગત ઈરીઝતા અને અરમાની શબ્દ આરકતક તથા લાટીન બોલ આરજનત તમનો મુળ ધાતુ જુજ ફેરફારો શીખે રાગ યાતો રગં કરીને જોવામાં આવે છે અને તે ઓના પ્રતયયોમાંબી નતો એવો શબ્દ આ વેલો આપણને દીસે છે; તેમજ પાછલા વખ તમાં તમામ સેલટીક ભાષાઓમાંબી સફેદ રં ગ ઉપરથી રૂપાનું નામ રાખવામાં આવેલું છે; જેમકે બલગેરીયન ભાષામાં તેને આસપરા, સરવીયનમાં આસપ્રા યાતો જાસપ્રા; અલબાની યનમાં આસપર અને ગ્રીકમાંબી આસપ્રોસ કરીને કહે છે ને જે સઘળા શબ્દોનો અરથ સફેદ રંગ કરીનેજ થાય છે. તોપણ સંસ્કરૂ ત, અવસ્તા તથા અરમાની ભાષાઓમાંના રૂપા વીશેના મજકુર શબ્દો એટલા બધા તો એકમેક સાથ એકમળતા આવે છે, કે તે ઉપર થી તેઓ વચે અસલી ધરથીજ કંઇ ને કંઇ સંબંધ તો હોવોજ જોઈયે, કારણ એ જે એશી યામાઇનર ખાતે આવેલા તમામ પ્રાંતોમાં આરમીનીઆનો મુલક ઉતર ભણી છેક પોન તસના દરીઆવની બરોબરમાં આવયાથી, ત્યાં રૂપાંની કીમતી ખાણો તો ખરેખર આવેલીજ હતી. સ્ત્રેબોના કહેવા પ્રમાણે (જુઓ તેની ભુગોલનું પા૦ ૫૩૦ મું) પોમપીએ પોનત સવાલા મહાતમા મીથરદત જેવા જબરા પા રસી પાદશાહના જમાઇ અને આરમીનીઆના મજદીયસ્નાન પંથના રાજા તીગરાનને જ્યા રે હરાવયો, ત્યારે તેણે તેની કનેથી ઓછામાં ઓછું છ હજાર તાલેનત જેટલું રૂપું પોતે ઓકાવયું હતું. છેક ઈટાલીયન મુસાફર મારકોપોલોના જમાના સુધી ત્રેબી ઝાંડની પડોશમાંની ખાણોમાંથી રૂપું પુશકળ

મેળવી શકાતું હતું; ( જુઓ રીતરનો અેર કુનદી ૧૦–પા૦ ૨૭૨ મું ) અને તેમાંથી ત્યાં ની ખાણવાળાઓને સારીકાની નફો વટીક થતો હતો. બાઇબુરતની વાવય દીશા ભણી આજબી એક પાહાડ આવયો છે, કે જેને ત્યાંના રહીશો હજુર વેર ગુમીશ–દઘ યાને રૂપાનો પાહાડ કરીને કહે છે અને તેની ઉપર ગુમીશખાન યાને રૂપાંનું શેહેર એવે નામનું જે એક ગામડું આવયું છે, ત્યાંથી છેક ઈ. સ. ૧૮૦૬ નાં સાલવેર પચાસ હજાર પીઆસ્તર જેટલું રૂપું દર મહીને મલી શકતું હતું; તો જો કે તે વેળાએ રૂપાની ખોદણી કરવાનો હુનર હાલ જમાના જેવો કંઇ ખીલેલો તો નહોતો. કદીમ જમાનામાં ત્યાંના રહીશો તે રૂપાંને અસીબા કરીને કહેતા હતા, કે જે શબ્દ મજકુર કુરદીશ શબ્દ ઝીવ અને હાલના ગ્રીક શબ્દ અસીમી સાથે એકમળતો આવે છે ને જેરપથી છાપ મારેલા રૂપાના સીકાઓને આગલા ગ્રીકો અસીબેઓન એવું નામ આપી ગયેલા છે. હવે આપણે જો એમ વીચારીએ કે, આરમીનીઆ દેશમાં રૂપાની બેશુમાર માદનો જે પુરવેધરથી આવેલી હતી, તેથી તયાં પ્રથમમાં રૂપાં સારૂ આવું વીશેશણ બનયું હતું તો, તે ઇરાન સર જમીનમાં રૂપું ઘણું કમયાબ હોવાથી તયાં, તે વીશેશણ સહેલાઇથી પછી દાખેલ થઇ જવું જોઇયે; (જુઓ ગાઇગરનો "રૂપાની ખીલવણી" વીશેનો ગ્રંથ પા૦ ૧૪૭ તથા પા૦ ૩૮૯ મું) અને તયાંથી તે શબ્દ ઈરાન અને હીંદ વચે વેપારને અરથે પુરને ધરથી જે સડક આવેલી હતી તે રસ્તેથી કાબુલની નદી પસાર કરીને, તે છેક હીંદુસ્તાનમાં વટીક પેસી જવો જોઇયે, ( જુઓ વેબરનો "મ.નાત શરીફત" પા૦ ૬૭૧ મું. ) કેમકે આરમીનીઅન શબ્દ આરતસ્થ, તે રગો જેવાં મુળ ધાતુમાંથી આરગત એવા ઉચારમાં પછી તબદીલ થઇ જવો જોઇયે અને એવો કાયદો ગ્રીક, લાટીન તથા સંસ્કૃતમાંબી આપણા જોવામાં આવે છે. વળી ગ્રીકમાં આરગાઇરોસનું જાવતમાં આરગોસ કરીને થાય છે તેમજ સંસ્કૃત શબ્દ આરજુ–ન અને લાટીન શબ્દ આરગુ–તુસનો અર્થબી તીક્ષણુ યાને ચળકતી બુધી કરીને થાય છે. આ પરથી ઇરાન અને હીંની ભુમીઓમાં પણ આરમીનીઆ દેશના વગવસીલાને લીધે રૂપા સારૂ એ બોલ વખતે દર ખેલ થવો જોઇયે, એમ માંની શકાય છે. પરંતુ તે વીચાર સામેબી આપણને એક અથડાઇ આવીને નડે છે, કે એ પુરાતન જમાનામાં ઉતર હીંદુસ્તાન તથા કીરમાનીઆ અને બાખત્રીઆના પ્રાંતો ખાતેબી રૂપાંની ખાણો કેવલે કમયાબ હતી તેમબી કશું કંઇ માલુમ પડી શકતું નથી. (જુઓ બલુમનરનો "તરમીનોલોજી તથા તેકનીકાલોજી" નામનો ગ્રંથ વા૦ ૪ પા૦ ૩૧ મું) તેવી ખાણો તો તે મુલકોમાં છુટીછવાઇઓ આવી હતી એમ અસલી ગ્રંથો ઉપરથી ખુલી રીતે સાબેત વટીક થઇ શકે છે. તોબી કુહેકાફ તરફના મુલકોમાંની જુદી જુદી ભાષાઓમાં તો રૂપાં વીશેનો લોગત ચોકસ રીતે એ આરમીનીઆની ભુમીમાંથીજ પ્રસાર થવા પામયો હતો તેમાં તો કશો સંદેહજ લાગતો નથી: કેમકે તયાંની અવારીક ભાષામાં રૂપાંને આરતઝ, કારીમાં આરાઝ તથા કુઆસી–કુમુક નામની બોલીમાં આરઝ કરીને કહે છે. (જુઓ કલાપરાથનો "એશીયા પાલીગલોતા" પા૦ ૧૦૫ મું) હવે યુરોપની દક્ષીણ તરફની ભુમી ભણી નીશાહ પહોંચાડતાં, તયાંની ગ્રીક ભાષામાં રૂપાં સારૂ આરગાઇરોસ એવો જે શબ્દ આવયો છે, તે માંહેલો યુરોસ એવો પ્રત્યય, બીજી સરવે ઇનદો જરમાનીક ટોલાંઓમાં રૂપાં સારૂ જે લવજો આવયા છે, તેઓથી તદન વેગલો પડી જાય છે અને તે ઉપરથી ગ્રીક લોકો અસલમાં તે સફેદ ધાતુ કયા દેશાવરો ખાતેથી પાતે મેળવવા પામયા હતા, તે બીના ચોકસ રીતે કંઇ હાલમાં આપણને માલમ પડી શકતી નથી. પરંતુ ત્યાંની દંતકથાઓ, તે દેશ, કાલો દરીઓ જેને અસલી ગ્રીકો પોનતસ યુક્ષાઇનસ કરીને કહેતા હતા, તેના કોસ્તાની નજદીકીમાં આરમાનીઆનો મુલક જે આવયો હતો, તેની પડોશના કોઇક દેશાવર વીશે જે એશારો કરી જાય છે, તે બીના આપણું ધયાન સારી કાની ખેંચવાને લાયક છે એમ હું અત્રે સમજું છું. હોમરબી પોતાની ઇલીયદમાં ( ચો૦ ૨, બેત ૮૫૭ ) પોનતસની ભુમીમાં આલીઉબી નામે એક શેહેર આવયું હતું તેમ જણાવી, તે વીશે કાંઇક હેવાલ પોતે દરશાવી જાય છે અને આતીકાની ભુમીમાં જોકે રૂપાંની જબરી ખાણો આવી હતી; પરંતુ તેમાંથી રૂપું મેલવવા ગ્રીક લોકો ઇરાન સાથે જંગમા ઉત

રયા તેની થોડુંકજ પુરવથી પોતે શીખયા હતા. કહે છે કે તે ટોલાંના એરીકથેનીઉસ નામના કોઇક પહેલવાનને પ્રથમમાં તે રૂપા ની ખાણો હાથ લાગી હતી; પરંતુ બીજા ઓ એમ બોલે છે જે, તે ધાતુની શોધ તયાં થી ઠેઠ દુરદરાજ આવેલા પેલા સીથીઅનોએ સપર પહેલાં કરી હતી.

**રૂપાંની યુરોપમાં પ્રથમમાં થએલી શોધ ઉપર પડી આવતું કાંઈક નવું અજવાલું.**

પલીની કહે છે ( જુઓ તેની કુદરતી તવારીખ વા૦ ૭ પા૦ ૫૬ અને પા૦ ૧૯૭) જે "કેટલાએક ગ્રંથકારોના કહેવા પ્રમાણે એરીકથેનીઉસ નામના એક આથીનીઅને અને બીજાઓ કહે છે જે, ઇયાકુસ નામના કોઇક શખસે સપર પહેલાં રૂપુ તાં શોધી કહાડયું હતું." આગળ ચાલતાં વળી તેજ ગ્રંથકાર એમ પણ બોલે છે કે, "ઇનદુસ નામના રાજાએ સીથીઆના મુલકમાં સપર પેહેલાં રૂપું શોધી કહાડયું હતું, અને તે ધાતુ આથેનસ શેહેરમાં એરીકથેનીઉસે પછી. પ્રથમમાં દાખેલ કરી હતી." (જુઓ પલીની ના મજકુર ગ્રંથની સમીદતની છપાવેલી આવરૂતી પા૦ ૧૪૯ મું ) પુરાતન ગ્રીસ દેશમાં રૂપું છેક પાછળથી મા લમ પડેલું હતું, તેની બીજી સાબેતી એ છે જે, આરગાઇરો જેવો મુલ શબદ તેઓ માં કોઇબી માનવી જાત કે શેહેરોનાં નામો સાથે જોડાયલો આપણા વાંચવામાં આવતો નથી. પરંતુ તેથી ઉલટું પેલો કરૂસો જેવો મુલ ધાતુ શબદ ખુલી રીતે તેમ વપરાયલો વારંવાર આપણા જોવામાં આવે છે. વળી આ વાતબી જાણવા લાયક છે કે, હોમરના ગ્રંથોમાં આ મજકુર આરગાઇરો શબદ મી શ્રીત હાલતમાં ફકત ચારજ વખત વપરાય લો છે, પરંતુ કરૂસો જેવો બીજો મુલ ધાતુ શબદ તો તેઓમાં છેક તેર વખત સરાસરી વાપરવામાં આવેલો છે. પરંતુ ફીનીશીઅનો જેવા શાહાથીક વેપારીઓએ સ્પેન દેશની રૂપાની ખાણો સપર પહેલાં જ્યારે ખણવા માંડી, અને ચો મેર રૂપું તેઓએ ફેલાવા માંડયું, ત્યારે પ હેલાં યુનાન દેશમાં અને ત્યાર બાદ ઈટાલી ખાતે પદંસા સારૂ કુરૂસોસ નહી, પરંતુ આરગી-ઉરીઓન, જેનું લા ટીનમાં આરજેનતમ કરીને થાય છે, તેવા શબદને તે લોકોએ ખાશોઆમમાં સાધારણ રીતે ચાલુ વેહેવારમાં પછી દાખેલ કરી દીધો હતો. વળી ઓસકાનીઅન ભાષા આરાગી તુદ શબદ લાટીન શબદ આરજે . સાથે જે એક મલતો ઉતરે છે, તેપરે ઇટાલી ખાતે રૂપું જરા વધારે આગમજથે લોકે જ ણાયલું હતું, તોબી પોનદી આગલનાં કડયા ઓને તે કીમતી ધાતુ વીશેની કશીપણ મા હેતગારી છેક પાછલા જમાનાવેર થયેલીજ નહોતી. (જુઓ હેલબીગનો મજકુર ગ્રંથ પા૦ ૨૧ મું) તે દેશમાં તો રૂપાની કેવળે પેદા યશ થતીજ નોહતી, તેથી તે સફેદ ધાતુ પ્રથમમાં તેઓ કયા દેશાવરો ખાતેથી મેલવવા લાગ યા હતા, તે વીશેનો ખાતરખાહી ભરેલો ખુલાસો હજુરવેર આપણને કંઇ પડી શક તોજ નથી. અગર જો તયાંના રહીશોએ તે ધાતુ વીશેનો શબદ ગ્રીક વેપારીઓ યાતો તયાં આવીને વાસો કરી પડેલા યવન લોકો કનેથી સીકા, ઘરેણાં, કે વાસણોના આકા રમાં જો પ્રથમમાં લીધેલો હોય, અને ઇટાલીયન બુરજીગરોને કાને પેલા ગ્રીક ખ લાસીઓનો આરગાઇરોશ એવો શબદ જો કફોડો અને કઠોર જેવો લાગયો હોય તો, તેઓએ સેહેલથી પોતાની ભાષામાંથી "એનતો" એવો પ્રતયય તે સાથે આમે જ કરી નાખીને તેને પોતાનીજ ભાષાના શ બદ જેવો કરી નાખયો હોય તો, તેમાં વીસ્મીત પામવા જેવું આપણી કને કશુંબી કારણ નથી; કેમકે, એવા મીશ્રીત શબદો ઇ ટાલીયન ભાષામાંથી વારંવાર અપણને મળી શકે છે. દાખલા તરીકે જુઓ જે અનગુ-એનટુમ; ફલુ-એનટુમ; કરૂ એનતુસ તથા સા ઇલ-એનતુસ એવા સઘળા શબદોમાં મ જકુર "એનતો" એવો પ્રતયય હુમે રેલો ખુલ્લી રીતે પરખાઇ આવે છે ને તેમ કરીને તે ગોયા પોતાનીજ ભાષાનો શબદ હોય તેમ તેઓ પાછલથી ઠોકી બેસાડતા ગયા હતા. હવે રૂપાં વીશેના સેલતીક ભાષાના શબદોને લાટીન શબદ આરજેનતમ સાથે શો સંબંધ છે, તે સ્પષ્ટ રીતે સરખાવી દેખડાવાનું કામ કંઇ ઘણું સહેલું નથી. તે સબદો આઇરીશ ભાષામાં આરગત યાતો આરગેત; કાઇમીરીઅનમાં આરીઅનત; બ્રીટનીમાં આરચનત તથા કોરન વાલની ભાષામાં આરહેનઝ કરીને દીઠામાં આવે છે. લાટીન શબદ આરજેનતમ જેનો મુળ ધાતુ રગનતો કરીને જોવામાં આવે છે, તેની સાથે અસલી સેલટીક શબદ આરજે

તો વખતે સરખાવી શકાય તેવો છે; કેમકે, અસલી આઇરીસ ભાષામાં આરદ એવો જે લુગત આવયો છે, તે લાટીન શબ્દ આરદુયુસ સાથે સરખાવી શકાય તેવો છે, અને જે લાટીન શબ્દનો મુળ ધાતુ "રધવોસ" કરીને માલુમ પડે છે. શેહેરોનાં અસલી સેલતીક નામો જે અદયપી બચી શકયાં છે, તેઓમાંથી હજુરવેર એ શબ્દ સ્પષ્ટ રીતે ઓાલખાઇ આવે છે; જેમકે આરજેનતો-રેતમ, તે હાલ જમાનાનું સત્રાસબરગ અને આરજેનતો-મેગયુસ યા તો આરજેનતો-વેરાઆ, તે હાલ જમાનાનું આરઝનહીમ નામનું શેહેર. થડે છે અને તેઓમાં આવેલો એ આરજેનતો જેવા અરધા અરધ શબ્દનો અરથ પણ રૂપું જ કરીને થાય છે. રૂપાં જેવી ધાતુ ગાલ યાને ફ્રાનસના મુલકમાંથી કેવલે મલી શકતીજ નથી, એમ ભાર મેલીને દાયોદોરસ સીકલ્સ પોતાના ગ્રંથમાં જાણાવી ગયો છે. (૫-૨૭-૧) સ્ત્રેબો (પા૦ ૧૯૧ મું) કહે છે જે, એવીરોન ના પ્રાંત ખાતે રૂતીનીના મુલકમાં અને સીવીનીસના પ્રાંતની આથમણી ગેબીલી ખાતે જે રૂપાની ખાણો આવી છે, તેઓ સીવાય ફ્રાનસમાં બીજે કેહેથી રૂપું આપણને હાથ લાગી શકતું નથી. આ પરથી એમ સીધ થઇ શકે છે જે, શેહેરોના મજકુર અસલી સેલટીક નામોમાં આરજેનતો એવો જે શબ્દ આવયો છે, તેનો અર્થ પણ વેદની સંસ્કીતમાં જેમ રાજતાનો અરથ સફેદ કરીને થાય છે, તેમજ અસલમાં થવો જોઇએ, એમ વીસેનબુરગ, વીસેન ફેલ્સ તથા વીસલીગન જેવાં શેહેરોનાં નામો ઉપરથી સાફ જણાઇ આવે છે. આ પરથી આરજેનતો રેતમ, તે વીશેનબુરગ યાને હાલ જમાનાનું કોનીગસ બેરગનું નામીચું શેહેર ઠરે છે, કેમકે આઇરીસમાં રાથ યાતો રાઇથ શબદ પણ તેજ શેહેરને લાગુ પાડવામાં આવે છે. માટે લાટીન શબ્દ આરજેનતમ શબદનો અરથ જેમ રૂપું થાય છે, તેવેજ અરથે પેલા કદીમ સેલતીક લોકોએ બી આરજેનતો યાને સફેદ એવા પોતાના અસલી શબદનેબી રૂપા એવા નામમાં પાછલથી ફેરવી નાખેલા હોવો જોઇયે. આ મતની વીરૂધમાં વીનદીસ્ચ નામના એક જરમન વીદયારથી પોતે જુદોજ વીચાર દરસાવે છે. તે કહે છે જે સેલતીક લોકોમાં રૂપા સારૂ જે લોગત આવેલો હતો, તે તેઓએ લાટીન આરજેનતમ ઉપરથી પાધરીજ રીતે પોતે નકલ કરેલો છે. (જુઓ તેનો ટીકનો પ્રસીધ કરેલો "વોરતરબ" વા૦ ૨ ને પા૦ ૮૦૧ મે) બીજા હાથ ઉપર આ વાત પણ ચોકસજ છે જે, તે રૂમી શબ્દ ચાલતો ચાલતો છેક ઇલીરીઅન તાયફાઓની બોલીઓમાં પણ દાખેલ થઇ ગયો હતો, કેમકે, આલબાનીઅન ભાષામાં બી તેને લગતા એરગજુનત, અરગજાનત તથા આરગજન એવા શબ્દો આવેલા છે એમ માઇયર વીચારે છે. આપરથી અત્રે ભાષાઓ ઉપરથી સુધારા અને વધારાની તવારીખનો રસ્તો ગોયા મોકલો થઇ શકે છે; કેમકે રૂમી લોકોએજ ઇલીરીઆની પાહાડી ખાંણોની દોલત પોતે પ્રથમમાં ત્યાંના લોકોને શોધી કહાડીને દેખડાવી આપી, તેમાંથી પોતે પછી રૂપું કહાડવા માંડયું હતું. (જુઓ કાઇપરત પા૦ ૩૫૪ મું.)

વળી રૂપાં સારૂ આલ્બાંનીઅન ભાષામાં બીજો એક શબ્દ શેરમુઇઆ અને સેરમાજા કરીને પણ આવેલો છે, જે તુરકી શબ્દ ચરમાજી ઉપરથી ઉતપન થયેલો છે; કેમકે તે ભાષામા તે શમદનો અર્થ સુવરણ યાતો દોલત કરીને થાય છે. તેમજ હાલની સરવીયન ભાષાનો અમા યાને રૂપું તથા અસલી સરવીઅન ભાષાનો શબદ સીરૂમા યાને ધાગો તે તુરકી શબ્દ સીરમા યાને "સુનાનો ધાગો" અને ગ્રીક સુરમા યાને ધાગા સાથે મુકાબલામાં બરોબર બંધબેરતા ઉતરી શકે તેવા છે. (જુવો મીકલોસીચનો "સરવીઅન ભાષા" ઉપર લખેલો ગ્રંથ પા૦ ૧૨૭ મું) વલી યુરોપની ઉતર તરફની ઇનદો-જરમાનીક ભાષાઓમાં પણ, રૂપા સારૂ એકજ સાધારણ શબ્દ જોવામાં આવે છે, જેપરથી તેઓ વચેનો ખાસ સંબંધ તુરત માલમ પડી શકે છે, કેમકે ગોથીકમાં રૂપા સારૂ સીલુબ્ર; કદીમ સ્લેવોનીઅનમાં સીરીબ્રો; લીથુનીઅનમાં સીદાબ્રાસ અને પરૂશીયનમા સીરાબલાન એવા શબ્દો આપણી નજરે પડી શકે છે. એ તયુતાનીક શબદે પછી એક હાથ ઉપર લેપોનીક ભાષામાં પોતાનો પગ પેસારો કીધો હતો; કેમકે તે ભાષામાંબી રૂપાને સીલબબા કરીને કહે છે અને બીજા હાથ ઉપર આથમણ ગોથીક ભાષાના વગવસીલાને લીધે, બાસ્ક લોકોની ભાષામાં પણ પોતાનો છાપ મારી દેખાડયો હતો; કેમકે તે ભાષામાં પણ રૂપાને સીલરરા કરીને કહે છે.

(જુઓ ગ્રીમનો "જરમન ભાષા" ઉપરનો ગ્રંથ પા૦ ૧૧ મું) હવે આઇબીરયાના દવીપ કલ્પ ખાતે બોલાતી ભાષાઓમાં, તેઓનો ખુદ કોઇક પોતાનો જાતીકો શબદ રૂપા સારૂ ન હોય, તે બીના આપણા ધયાનમાં ઉતરી શકતી નથી; કારણકે અસલી ગ્રંથકારો ત્યાં રૂપાંની ખાણો સારીકાની આવેલી હતી એમ ખુલે ખુલી રીતે એકરાર કરી ગયા છે: (જુઓ સ્ત્રેબો પા૦ ૧૪૭) અને જે વાતથી કદીમ લોકો સારી પેઠે માહેતગાર પણ હતા. સ્ત્રેબો ઓરોસપીદા યાને "રૂપાનો પાહાડ" એવો જે એક આઇબીરીઅન લોગત આપી જાય છે, (જુઓ તેની ભુગોળનું પા૦ ૧૬૧ મું) તેમાં કદાચને તે અસલી નામ સમાયલું હોય, તેવો પતો હાલમાં આપણને હાથ લાગી શકે છે અને તેપરથી હવે પછી આગળ ચાલતાં કંઇક શોધો લંબાવવી જોઇયે, કે જેથી એ બાબદસર મનપતીજ રીતે ફેસલો આવી જશે. વળી ઉતર યુરોપમાં વસ્તા તાયફાઓમાં જુદા બંધ એવા તો શબદો આવેલા છે, કે જેઓના ઉચારો અને આવાજો પરથી તેઓ કોઇક અસલી ભાષાઓપરથી ઉછીના લીધેલા હોય તેમ ખુલીરીતે જણાઇ આવે છે. પરંતુ તે ભાષાઓ ઇનદો–જરમાનીક ટોળાંઓની બીન હોય તેમ પાગુ સ્પષ્ટ રીતે માલુમ પડી શકેલું છે. આપરથી હેઅન પોતે એવી અટકળપર આવી જાય છે કે, પોનતસ ખાતે ઉપર કહેવા પ્રમાણે આલીઉબી નામનું એક શેહેર કદીમ જમાનામાં આવેલું હતું: તેના નામ ઉપરથી રૂપાં વીશેના શબદજ યુરોપના ઉતર તરફના વતનીઓની ભાષાઓમાં આપણને દાખેલ કરવો જોઈયે; અને તેમ જો કરયે છીયે તો, ગ્રીક ભાષાની ઉચાર કરવાની આવાજોની રૂઢીપરથી તે શબદ સાઇલીબી યાને "રૂપાનું શેહેર" કરીને થાય છે. આ ઉપરથી તો ત્યારે આપણને ત્રીજે મરતબે કાલા દરીઆવ આગલના પાહાડી મુલકોની પાછી ગોયા હમાજોર લેવી પડે છે, કેમકે પ્રથમમાં રૂપું ત્યાંથી યુરોપની ભુમી ખાતે પથરાયલું હતું, એમ ઉપર આપણે એશારો કરી ગયા છીયે; પરંતુ હેઅને કરેલી આ તરક ફકત એક કલપના જેવીજ લાગે છે, કેમકે તેમ સરખામણી કરવા જતાં તો આવાજોની ગતીઓમાં તરેહ તરેહવાર અડચણો આપણા રસ્તામાં આડે આવી પડે છે, માટે તે જુદાબંધ અંધારાંમાં પડી રહેલા શબદો જેઓ એકમેક સાથે બંધબેસ્તા આવતા નથી, તેઓને તેમજ પાડી રાખવા અને મુકી છોડવા તે જેવો બીજો સહેલ અને સુતેરો રસ્તો હાલ તરત તો આપણને કંઈ દીસી શકતો નથી: કારણ કે એવી અટકલોથી નહીં તો કે આયંદે આપણને વધારે ગુચવાડામાં ઉતરી જવું પડે તેમ છે. એશીઆ માઇનરમાં આવેલાં શેહેરોનાં નામો ઉપરથી એ બાબતસર તેવોજ એક બુટો બરૂન હોફર નામનો બીજો એક ગ્રંથકાર પણ ઉભો કરે છે: પરંતુ તે ઉપર ચુનોચરા કરવી તેમાં હું કશો સાર અત્રે જોતો નથી. હેસાઇચીઅનના કોસમાંથી સકારકી એવો જે એક થરેસીઅન શબદ રૂપાં સારૂ આપણી નજરે પડે છે તેની પણ સમજ હાલ પુરતી રીતે આપી શકાય તેવી નથી, એમ મારે અત્રે કબુલ કરયા વીના ચાલતું નથી. સજોઇ ગ્રીનની સતાને આધારે પણ આ વાત ચોકસ ઠરે છે કે, આથમણ તરફના ફીનીક તાયફાઓએ રૂપા વીશેનો પોતાનો શબદ અરમાની ભાષા ઉપરથી નહીં; પરંતુ પોતાના પાડોશી ઇરાનીઓ કનેથી મેળવેલો છે; કેમકે ફીનીક બોલીમાં તે ધાતુ સારૂ હોપીઆ, એસ્થીકમાં હોબી અથવા તો હોબ્બી; વેપસમાં હોબેદ, વોતમાં ઓપીઆ; લીવોનીઅનમાં ઓબદી અથવા તો ઉબદી અને તસચુદમાં હોબેત એવા શબદો જે આવયા છે, તે સઘળા શબદો ફારસી બોલ સ્પીદ અને કુરદ શબદ સીપી યાને સફેદ ઉપરથી ઉતપન થયેલા છે. (જુઓ સેનત પીટરસબરગ ખાતે છપાતાં "બુલેતીન દ લા કદમી "ના વા૦ ૬ નું પા૦ ૧૭૨ મું) એ હલકવીસ્ત પોતાના "આથમણ પ્રાંતની ફીનીક ભાષા" ઉપર રચેલાં મજકુર પુસ્તકમાં (જુઓ પા૦ ૬૭મું) એ શબદોના અરથો આપવામાં પોતાની અશકતી જણાવે છે. આટલું તો હાલમાં ચોકસ રીતે કહી શકાય છે કે, યુરોપની ઉતરમાં વસ્તાં આગલાં જંગલી ટોળાંઓમાં રૂપું પોનતસના પ્રાંત ખાતેથી હીરાડોટસના જમાના વેરતાં કંઇ પ્રસાર પામેલુંજ ન હતું; કેમકે તે ગ્રંથકાર પોતે સાફ જણાવી જાય છે (૧-૧૨૫ તથા ૪–૭૧) કે ખુદ સીથીઅ
તથા ઉગમણ તરફના મેસાગીતા લોકો
મારા વખતમાં એ ધાતુ વીશે કશું
પોતે ધરાવતાજ ન હતા અને પોતાના
રમાં પણ તેને વાપરી જાણતા ન હતા
મની દેશમાં પણ રોમના પહેલા

(સીજર) ના જમાનાની પુરવે એ ધાતુ કંઇ લોકોમાં જણાયલી ન હતી; કેમકે તે સરદાર પોતાની "દી બેલો ગાલીકો" (૬–૨૮) માં એમ કહે છે કે, તે લોકો પોતાનાં પાણી પીવાનાં શીંગડાંરોકાં વાસણોને રૂપાંથી શણગારતા હતા. તેથી વધારે આગમજની શહાદત એ વીશેની કોઇ પણ બીજાં દફતરોમાંથી આપણને મળી શકતી નથી. તેસીતસ પોતાની "જરમાનીઆ" (પા૦ ૫) માં કહે છે કે, ત્યાંના અમીર ઉમરાવો પાસે રૂપાંનાં વાસણો રહેતાં હતાં તો ખરાં, પરંતુ તે તેઓને બીજા લોકો કનેથી બક્ષીસોમાં મળતાં હતાં; માટે તેના જમાનામાં પણ ત્યાં આવેલી રૂપાંની ખાણો વીશેની ત્યાંના રહીશોમાં કશી પણ માહેતગારી હોય તેમ કંઇ માલમ પડી શકતું નથી.

**રૂપાંનો ઉદયોગ—રૂપયા શબ્દની ઉતપતી.**

ઇ૦ સ૦ ૮૭ માં કરસીઉસ રૂફસના સીપાઇઓએ આગરોમેતીઓકા ખાતે એક રૂપાની ખાણ ખણી કહાડી હતી; પરંતુ તેમાંથી રૂપું ઝાઝું હાથ ન લાગવાથી, તે કામ તરતજ બંધ પાડવામાં આવયું હતું, એમ તાસીતસ પોતાંની "અનાલ" (૧૧–૨૦) માં જણાવી ગયો છે. પરંતુ રૂપાની ખાણોમાં બરોબર રીતે કામ લેવાનો ઉદયમ સ્પર પહેલીવાર હારઝ ખાતે મહાતમાં ઓતો રાજાના વખતમાં શરૂ કરવામાં આવયો હતો: માટે ઇ૦ સ૦ ૧૧૮૦ ના સાલની પુરવે જરમન શહેનશાહોનાં નામો, તેમજ માનવી જાતોના નામોમાંથી પણ રૂપાં ઉપરથી ઉતપન થયેલાં વીશેશ નામો જે જોવામાં આવતાં નથી, તે વાતની સમજણ હવે આપણને પુરતી રીતે પડી શકે છે. (જુઓ ફારસ્તીમાનનો "રૂપાં વીશેનાં જરમન નામો" એવે નામનો ગ્રંથ પા૦ ૧૩૯ મું) હવે આ ભાગ ખતમ કરીએ તે આગમજ એક એવા એકલ દોકલ શબ્દ વીશે મને જણાવયા વીના બને ચાલતું નથી; કેમકે તે શબ્દ અસલ ાં ભટકતાં જીપસી નામનાં ટોળાંઓએ છેક ંદની સર જમીનથી તે ઠેઠ યુરોપની ભુમીમાં વટીક પેવસ કરયો હતો. તે શબ્દને તે ી લોકો રૂપ અથવા રૂપ કરીને કહેતા કે જે સંસ્કીત શબદ રૂપી ઉપતપન થયેલો છે અને તેને મ હીંદી શબદ રૂપા યાતો રૂપઇ યા કરીને આપણા જોવામાં આવે છે. તેમજ સોના વીશે પણ એ જીપસી બોલીમાં સોનેકાઇ યાતો સોનીગાઇ એવો જે શબદ આવયો છે, તેથી સંસ્કીત લવજ સુવરણ કે પરથી ઉતપન થયલો છે, કે જેને મળતો હીંદી શબદ સોનાં કરીને થાય છે (જુઓ પૌતનો "ઝાઇગીઉનર" વા૦ ૨ પા૦ ૨૨૬ તથા ૨૭૪ મું) એમ આપણે સરવે કોઇ જાણીએ છીયે. આ પ્રમાણે તમામ આરયન કે અનઆરન ભાષાઓમાં રૂપાં વીશે જે શબદો આવયા છે, તે શબદ સાંધન વીદયાના મુળ શબદો ઉપરથી ઉતપન થયેલા હોય એમ સ્પસ્ત રીતે હવે જણાઇ આવે છે. અસલમાં તે સઘલા શબદોનો અર્થ સફેદ યાતો સફેદ ધાતુ કરીને જ થતો હતો. બીજા હાથ ઉપર આ પણ ઘણીજ અજાયબ જેવી બીના છે કે, તુરકો—તાતારીક ટોલાંઓમાં રૂપું જે ઘણું જ ફેલાવો પામેલું હતું, તેથી તેને સારૂ તે ભાષાઓમાં કોમુશ. કોમસ અથવા તો કુમુસ એવા જે શબદો આવયા છે, તેઓનો મુળ ધાતુ કોમ કરીને થાય છે, જેનો અરથ "ઢાંકવું" એવો થઇ શકે છે, જે પરથી તે ધાતુ બાંબાર વખત સુધી લોકોમાંથી મગફી યાને છુપી રહેલી હતી એમ જણાઇ આવે છે અને તેમ સોધી કહાડીને ઉપયોગમાં આણવા સારૂ વધારે તકલીફ લોકોને લેવી પડતી હતી, એમ આ પરથી ખુલી રીતે માલુમ પડી શકે છે. (જુઓ વામબેરીનો "પ્રીમેટીવ કુલચર" વીશેનો ગ્રંથ પા૦ ૧૭૫ મું) સોના પછીજ રૂપાંની શોધો જે માનવી જાતોને હાથ આવી હતી તે પરથી એમ સીધ થઇ શકે છે કે, સુવરણ વીશેની બરોબર તપાસ કરવાથીજ એ ધાતુ વીશેની શોધ તેઓને પ્રથમમાં હાથ લાગવી જોઇયે. વળી આ વાત પણ આપણને ધયાનમાં રાખવી જોઇએ કે, અશલી જમાનામા ખાણો યાતો નદી નાલાંઓમાંથી સુવરણ જયાર હાથ લાગી શકતું હતું, તયારે તે સાથે હેરફેર ટકા રૂપું બી આમેજ થયલું તેઓના દીઠામાં આવતું હતું. આવાં ભેળસેળ સોના રૂપાંને પુરાતન મીશ્રી લોકોના લેખોમાં "આસેમ" કરીને કહેલું છે અને તયાં જે જે ઉપયોગી ધાતુ અને જર જવાહેરોની ટીપ જોવામાં આવે છે તેમાં રૂપાંને સુનાની તરતજ હેઠલ જણાવવામાં આવેલું છે અને તેની તે લોકોમાં ઘણી માંગ પણ રહેતી હતી; કેમકે તેઓના ધરમમાં આઇસીસ નામની દેવી વીશે બોલતી વે

લાગે; તેઓ સાફ લખી ગયા છે કે, "સુવરણ જેમ દેવતાઓનો તેમજ રૂપું દેવીઓના ગોયા શણગાર જેવું. છે." લેપસીઉસની કરેલી અરવાચીન શોધો ઉપરથી (જુઓ તેનો "બરલીન એકાદમી" આગળ ઇ૦ સ૦ ૧૮૭૧ માં વાંચેલો નીંબધ પા૦ ૧૨૯ મું) એમ માલમ પડે છે જે, "કાસીમાલ" એવો જે હીબરૂ ભાષામાં એક શબ્દ આવેલો છે, તેના અર્થ અને જોડણી ઉપરથી તે શબ્દ આ કદીમ મીશરી શબ્દ આસ્સો સાથે સરખાવી શકાય તેવો છે. ગ્રીક ભાષામાં પણ ઓઇલીકત્રોસ યાને તેજસ્વી અને ઇલેકત્રોસ યાને આફતાબ એવા જે શબ્દો આવયા છે તે પરથી વારંવાર અસલી લોકો તેને "સફેદ સોનું" કરીને જે કહેતા હતા, તે પરથી લાટીનમાં ઇલેકત્રુમ યાને કેરબો એવો શબ્દ ઉતપન થયેલો છે અને તે બોલ વીશે લખતી વેલાએ પલીની એમ વરણવે છે (જુઓ તેની ચો૦ ૩૩-૪-૮૦) જે, "તમામ સુવરણમાંથી જુદાં જુદાં તોલમાં રૂપું મળી શકે છે: કોઇક ઠેકાણેથી તે ૧/૧૦ ભાગમાં તો કેઠે કેઠેથી તે ૧/૮ ભાગમાં મળી આવે છે અને જયારે રૂપું ૧/૫ ભાગ જેટલું હાથ લાગે છે તયારે તેઓ તેને કેરબો કરીને કહે છે." હોમરની ઓદીસી (ચો૦ ૪ બેત ૭૩) તથા "આયરસીઓન" (ચો૦ ૫-૧૦) માં કેટલાએક ગ્રીક ફકરાઓ આવયા છે, તેઓમાં ઇલેકત્રોસ એવો શબ્દ જે દેખાઇ આવે છે, તેથી આ મજકુર એઇલીકત્રોસ યાને "રૂપુ-શોનું" (જુઓ "એનતીગોની," ૧૦૮૩) એવા શબ્દને "ઇઇલેકત્રાસ" યાને "કેરબાંનાં આભુષણો" યાતો તોઇલેકત્રોસ યાને કેરબો એટલે જે સુનું રૂપું એવા શબ્દોથી લેપસીઉસ નોખા કરીને ગણે છે; માટે તે શબ્દનો અરથ સાધારણ રીતે લોકો કરબો કરીને જે કરે છે, તે કરતાં લેપસીઉસનો ઉઠાવેલો આ મજકુર અર્થ વધારે સહી હોય તેમ આપણને લાગે છે. જો કે ઇલીઅડમાંથી રૂપું-સોનું એવો શબ્દ આપણને મલી શકતો નથી. તોપણ હીસારલીક આગળ આવેલાં બીજાં અને ત્રીજાં સેહેરમાંથી અદયપી કેરેબાના કપો અને બાંગડીઓ આપણે હાથ લાગી શકે છે. (જુઓ સ્લાઇમાનનો "ઇલીઓસ" નામનો ગ્રંથ ૧૦ ૩૨૭ તથા પા૦ ૩૮૮ મું.)

હવે ક્રીસસ જેવા પારસીઓના શેહેનશાહ કુરૂસના હમનબરદે, જયારે પારસોગાત તરીકે દેલફીના વખાણાયલા યવન દેવતા સારૂ "આપીફ્રૂથોસ-કરાઇસોસ" યાને સ્વચછ કરેલાં સુવણ સાથે "લેવકોથ કાઇસોસ" જેવી જણસ પોતે મોકલાવી આપી હતી એમ જે હીરાડોટસ (૧-૫૦) વરણવી ગયો છે, તેવો શબ્દ વાપરતી વેળાએ તે ગ્રંથકારની મતલબ પણ અક્સર કરીને કેરબાજ સારૂ બોલવાની હોવી જોઇયે. આપણે સારી કાંની જાણીએ છીયે જે, લીદીઆ દેશમાં આવેલી પેકતોલસપ નદીમાંથી સ્વચછ કરેલું શોનું પુષકળ મળી આવતું હતું (જુઓ કાઇપરતની ભુગોળ પા૦ ૧૧૪ મું) અને જેને લગતો હીબરૂ શબ્દ પાઝ કરીને આપણી નજરે પડે છે. વળી સેલતીક-આઇરીશ ભાષામાં "ફાઇનદરૂઇન" એવો જે એક શબ્દ આવયો છે, તેનો પણ અરથ બેશક એમજ થવો જોઇયે, કેમકે તે શબ્દોનો મુળ ધાતુ "ફાઇનદ ઓર યુદ'ન" કરીને થાય છે, કે જેનો અસલ અરથ "ફાઈનદ" યાને સફેદ કેરબો કરીને થાય છે અને તે શબ્દ દરગોર યાને દરગ એટલે જે રાતુ સોનું એવા શબ્દની વીરૂધમાં વારંવાર વપરાય છે. તે લવજ તે ભાષામાં કરેદુમ યાને કાંસુ અને સુવરણની વચોવચમાં ગણાય છે અને રૂપાં સાથે પણ તેજ બોલને કામે લગાડવામાં આવે છે તથા તેમાથી ઢાલોના પટા તથા કપો વટીક બનવવામાં આવતા હતા (જુઓ ઓકરીનો સલીવાને છપાવેલો "અસલી આઇરીસ લોકોની રીત ભાતો" વીશેનો ગ્રંથ વા૦ ૧ લું પા૦ ૮૬૬ મું)

બીજા હાથ ઉપર સલીવાન વળી એમ પણ વીચારે છે કે, ફાઇન દરૂઇની શબ્દનો અર્થ કદાચ કલાઇ અને સીસાં જેવી કોઈબી સફેદ ધાતુ ઓપર, પર ચહડાવેલું કાંસુ એમ પણ થઇ શકે છે. અલબતાં હાલ જમાનામાં તે શબ્દ ફાઇનડ બરૂઇથની યાતો ફીનબરૂઇની કરી નેબી જે લખયા છે, તેપરથી તે વીદયારથી તેનુ ફાઇન્ડ યાતો ફીન એટલે સફેદ અને બરૂઇની યાને ઉકાળીને કકડા લાવવા, એવાં પ્રથકરણો કરીને તેનો અર્થ "કલાઇ જેવી સફેદ ધારનો પર આપેલી સપાટી" એવો પોતે ઠાઉ છે. આ ઉપરથી જણાય છે કે મા૦ જાતોના સુધારાની તવારીખમાં સોના અકસર કરીને રૂપા જેવી જણસ અજમાં આવવી જોઇયે અને તેથીજ કરીં

કદીમ જમાનાના લોકો સફેદ સોનું એવું નામ આપી ગયા છે અને તે જનુસ ઇનદો-યુરોપયન તાયફાઓના અસલ વતન ઈરાનવેજમાં તો કયેઓ મળી શકતીજ નહીં હતી અને તે ધાતુની પીછાણ તે તાયફાના લોકો ઘણા કદીમ જમાનામાં જયારે એકમેકથી છુટા પડી ગયા તયાર બાદ છેક મોડેથીજ તેઓને હાથ લાગી હતી. કયે રસ્તેથી એ ધાતુ વીશેની ખબર એક ટોળાંમાંથી બીજાં ટોળાંમાં પશરાઇ ગઈ હતી, તે બાબત પણ હાલમાં ચોકસ રીતે માલુમ પડી શકતી નથી, કેમકે તમામ અનલી ઇનદો-યુરોપયન ભાષાઓમાં "પ્રકાશીત" યાતો "સફેદ" એવાજ બોલોથી લોકો સપરપેહેલાં રૂપાંને પીછાની શકતા હતા અને તેવોજ અસલી વીશેષણ શબદ આજ પણ તેઓ માંહેલી કેટલીએક ભાષાઓમાંથી આપણુંને સ્પષટ રીતે હાથ લાગી શકે છે. બીજા શબદોને મેલી દઇને ફકત, તે એકજ શબદને પસંદ કરવાની રૂઢી તેઓમાં કેમ પડી ગઈ હશે, તેની સમજણ એમ આપી શકાય છે કે, એક ભાષા બીજી ભાષાને આશ્રે ચોકસ વખતે કદાચને જઇ પડી હશે, માટે ઇટાલ્યન ઉપરથી સેલટીક ભાષાંના શબદો અને જરમાનીક ભાષા ઉપરથી હીંદુ અને ઇરાની લોકોના શબદો કદાચને ઉતપન થયેલા હોય તો, તેમાં વીસ્મીત પાંમવું જેવું હું કશું બી કારણ જોતો નથી. તે વીશેના ગ્રીક શબદનો પ્રલય જેવી રીતે બનેલો છે, તે પરથી તે શબદ કોઇના બી વગવસીલા વીના આપોઆપ તે લોકોમાં ઉતપન થવો જોઇયે; પરંતુ તયુતાનીક, બાલટીક, તથા સ્લેવોનીક શાખાઓમાં બીજી ઇન્દો-જરમાનીક ભાષાઓથી રૂપાં વીશે બેહદ તફાવતના શબદો આપણા દીઠામાં આવે છે. તોપણ આ ઘણું અજાયબ જેવું છે કે, ફીન લોકો, જેઓકે સોના સારૂ બાજા પરલોકોને આશ્રે પડેલા હતા, તેઓ કને રૂપાં વીશેના પોતાના જાતીકા શબદો પ્રથમ ધરથીજ આવેલા હતા એમ હાલમાં માલુમ પડી શકે છે. વળી તુરકો-તાતારીક જેવી અનઆરીયન ભાષાઓમાં રૂપાં સારૂ એકશાન શબદોજ આવેલા આપણી નજરે પડે છે, તે વીશે જરાક એશારો કરીને, આ ભાગ ઘણો લંબાણ થઇ જાય તેથી તેને સંપુરણ કરવા અત્રે હું હવે દરૂસ્ત વીચારૂં છું.

## અસલી ઈરાનવજમાં ત્રાંબા યાતો કાસા જેવી ધાતુ જણાએલા હતી કે નહીં, તે વીશેનો હાલનાં શાસ્ત્રોને આધારે નીપજાવી કાહાડેલો તવારીખ રૂપી ઇન્તેખાબ.

બાબ ૩ જો ભાગ ૧ લો.

ત્રીજી અગતયની ધાતુ જે માનવી જાતોના વેહેવાર અને સંસાર સુખોમાં પોતાના વધતો ઓછો ભાગ-હીસ્સો આપતી આવી છે, તે અગતયની ધાતુ તે ત્રાંબુ છે અને તે માંથીજ અસલી લોકો પોતાનાં ઓજારો તરીકે કાંસા જેવી મજબુત ધાતુને પોતે બનાવીને કામે લગાડતા હતા અને પોતપોતાના વેહેવાર અને ઉપયોગમાં તેને તેઓ લાવતા હતા. માનવી જાતોને હાથ લોહોડાં જેવી મજબુત ધાતુની શોધ જે પાછળથી હાથ લાગી તે પુરવે આપણા ઘણાજ કદીમ નીઆકાંઓ તેને બદલે આ રોહીન યાને કાંસા જેવી ધાતુને પોતાના કામકાજોમાં વાપરતા જેમ આપણે હાલમાં મજબુત શરીરવાળા માનવીઓનાં હાડને, પોલાદ જેવા શરીરવાલો કરીને કહીએ છીયે, તેમજ અસલી લોકોમાં રોહીનતન યાને કાંસા જેવાં બદનવાળો એવું વીશેશણ લોકોમાં વપરાતું હતું. દાખલા તરીકે જુઓ કે શાહાનામા તથા આપણા અવસ્તાના પુસ્તકોમાં પણ આપણો એક અસલી પહેલવાન, જેણે જરથોસ્તી દીન ફેલાવા સારૂ ઘણી કીમતી લડાઇઓ કરી હતી; તેને રોહીનતન કરીને લખેલો છે. બાખત્રીઆવાળા નામીચા કીઆની વંશના આ શાહાજાદાનું નામ ફીરદોશી રોહીનતન અસ્ફંદીઆર કરીને આપી ગયો છે અને જેને કે ફરવરદીન યસ્તમાં સ્પેનટો-દાતહે એવાં નામ હેઠળ આરાધેલો યાને યાદ કરવામાં આવેલો છે.

(જુઓ કાંગાની "યસ્ત બામાએની" પા૦ ૨૨૩ થી ૨૨૪ મું) તેનું શરીર એટલું તો મજબુત ગણાતું હતું અને તેનો બાંધો એવો તો સુખત હતો કે એક વેળાએ રૂસ્તમે પોતે ઘણુંએક તીરો તેનાપર અજમાવી જોયાં, તોપણ તેમાંનો એક પણ તીર તેને કારી ઘા કરી શકયોજ નહોતો, જેથી આપણા તે જહાં પહેલવાનને શીમુરગ જેવાં પક્ષીની સલાહ અને મદદ લેવી પડી હતી, એમ દરેક ઈરાનની તવારીખ જાણનાર વીદયારથીઓ પુરતી રીતે માહેતગાર છે. જેમ હોમરની ઇલીઅદના એક નામચીન અને અજીત પહેલવાન આકીલીસની એડીનો કોઇક ભાગ ઘણો નાજુક હોવાથી, પશગવત રીતે તેના ત્રોજન હમનબરદ પારીસને તે વીશેની ખબર પડી ગયાથી, પોતાના નામચીન સરદાર હેકતરના કીના ખાતર તે જગયાપર આબાદ તીર મારી, તેણે તેને જમીનદોસ્ત કરી નાખયો હતો; તેમજ એ અસફંદીઆરના આખા કાંસા જેવા મજબુત બદનમાં તેની આંખોજ જરા નબળી હતી, તેથી શીમુરગના ભમાવવાથી રૂસ્તમે આખરે એક તીર તેની તે નબળી અને મુલાએમ જગયા ઉપર એવો તો જોશથી પોતે ફેંકયો હતો કે, તેથી તે અજીત શહાજાદો પોતાના ઘોડાની રકાબ ઉપરથી તરતજ પડી ગયો અને પોતાના પવીત્ર જાનને પોતાના કીરતારને તેને જલદીથી સવાધીન કરી દેવાને ફરજ પડી ગઇ હતી. આથી રૂસ્તમના પગમાં જરા જોર આવી ગયાથી બીચારા અસફંદીઆરનાં મરણ ટાંકને, રૂસ્તમના દીલનો જુસો નીચે મુજબ ગોયા ઉભાઇ આવે છે અને તેને તે પોતે આ મુજબ તાનાજની કરી દેખડાવે છે:–

"તું આની કે ગુફતી કે રૂહીન તનમ;
બુલંદ આશમાન બર જમીન બર જનમ.
મન અજ તુ શ્રદોશસ્ત તીરે ખદંગ;
બ ખુરદમ નનાલીદમ અજ નામો નંગ"

"તું તો એમ ડંફાસો મારતો હતો, કે હું તો રોહીનતન છું અને બુલંદ આસમાનને પણ જમીનદોસ્ત કરી નાખું તેવો છું; પરંતુ મેં ગઈ વેલાએ જોકે, તારા હાથથી ૧૬૦ જબરદસ્ત તીરોનો મારો ખમયો હતો, તોપણ મેં મારી આબરૂ અને શરમને ખાતેર તે વીશે કશો પણ શોર કે ઘોંઘાટ મચાવયોજ નહતો" અને તું તો ફકત બસ મારા એકજ તીરનો! જરબથી આવી હાલતે શું હવે પહોંચી ગયો છે કે! જબાનશનાસ વીદયારથીઓ હાલમાં એમ સાબેત કરી શકે છે જે, ત્રાંબા જેવી મજબુત ધાતુ આરયન લોકોના અસલી વતન ઇરાનવેજમાં ત્યાંના આપણા બેહદ પુરાતન પુરવજોમાં સારી રીતે માલુમ હતી; માટે તે વીશેનો ચુનોચરા અને તફસીલવાર હેવાલ આ ભાગમાં હેઠળ આપણે લંબાણથી દરશાવયો છે. કે જેથી તે વીશેની પુરતી સમજણ વાંચનારાઓના ધયાનમાં બરોબર રીતે ઉતરી શકે.

મુળથી આ ધાતુ પોતાની નીખાલસ હાલતમાં વારંવાર અહીં તહીંથી મલી શકતી હતી. તે સાથે તેનો રંગ પણ લાલ હોવાથી ઘણા કદીમ લોકોનું ધયાન પ્રથમથી તેની તરફ ખેંચાતું ચાલ્યું હોય તો તે બનાવ બનવા જોગ છે, કારણકે મીસર દેશના ઘણા અસલી લેખોમાં એશીઆ ખંડના રહીશો કનેથી. તેઓનાં ફરાહુન રાજાઓ સારૂ ખંડણી તરીકે એ જણસ આવતી હતી એમ અકસર કરીને તેઓમાં જણાવામાં આવેલું છે. ત્યાં તેનું કદીમ મીશરી નામ ક્ષોમત કરીને વાંચવ.માં આવે છે અને તે ધાતુને ઘણી પુરાતન ધાતુ કરીને ત્યાં વરણવામાં આવેલી છે. લેપસીઉસ પોતાના "બરલીન એકાદમી" નામના ગ્રંથમાં (જુઓ પા૦ ૯૧ મું) એમ બોલે છે જે, તેનું આ અસલી નામ લખતી વેલા મીસરી લોકો પોતાના હાએરોગલીફીક જાતના લેખોમાં તેની આકરૂતી બુઅતે યાને ધાતુઓ ગાળવાની કુલ્લી જેવી એક નીશાન તરીકે જાવતમાં પાડી દેખડાવતા હતા.

## ત્રાંબાની અસલ ઉતપતી.

વળી પુરાતન સુમીરીઅન ભાષામાં ત્રાંબાનું નામ ઉરૂદ કરીને આવેલું છે અને ફકત તે એક એવી ધાતુ છે. કે જેને લખતી વે આવાજ કાહાડીઆ વીના પોતાના વીચ દરશાવવા કોઇબી શબદ સાથે મીશ્રાત ક વીના ત્યાં તેને લખવામાં આવે છે; કે પરથી બીજી ધાતુઓ સાથે સરખાવતાં તેને વધારે કદીમ ધાતુ કરીને ગણવા વેલી છે એમ હોમેલ વીચારે છે. ( નો "ત્રાંબાની ખીલવણી" વીશેનો ૪૦૦ મું) સીમેટીક જેવી ભાષાએ નું અસલી હીબરૂ નામ નીચેગેત માં પ્રે, સામના મુલકની

સ્ય; ખીઆલદીઅનમાં નીચાસ્ય અને અસલી સીમેટીક બોલીમાંથી નીહાસુ કરીને મલી આવે છે એમ મજકુર હોમેલ જણાવી જાય છે. હવે ઇનદો જરમાનીક ટોલાંઓના ઉગમણ તથા ઉતર તરફના અસલી રહેઠાણોની તપાસ લેતાં તે ઉપરથી સાફ જણાઇ આવે છે, કે ફીન લોકોએ પોતાનુ યુરલના પાહાડ ઉપરનું કદીમ મથક યાને સ્વસ્થાન જયારે છોડી દીધું, ત્યારે તે પુરવે તેઓને ત્રાંબુ માલમ હતું; કેમકે ફીનીક લોકોની ભાષામાં ત્રાંબાને વાસકી, લાપ જેવી તે ભાષાની બીજી શાખામાં વેસ્ક યાતો વાઇએસ્ક કરીને કહેતા હતા, જેપરથી હંગેરીયન ભાષામાં વાસ એવો શબ્દ લોખંડ સારૂ તથા ઉગર અને ઓસ્તીક ભાષાઓમાં પઇસા યાતો ધાતુ સારૂ વોહુ એવા શબ્દો ઉતપંન થયેલા છે અને તેઓની બોલીમાં ત્રાંબાને પાતારોહ કરીને કહે છે, જેનો અરથ કે કાલુ ત્રાંબુ એવો થાય છે એમ આહુલકવીસ્ત આપણને જણાવી જાય છે. વળી તે ફીનીક ટોલાંઓમાં સદાકાળ એવોજ વીચાર બેસી ગયેલો હતો કે, સરવે ધાતુઓમાં ત્રાંબુજ ફકત સરવેથી પુરાતન ધાતુ છે. પોતાના ઇલમારીન નામનાં એક ઘણાંજના નામીચા કારીગર વીશે બોલતી વેલા તેઓ એમ જણાવે છે કે, તે પહેલવાંન ત્રાંબાના એક હથોડા સાથેજ પોતે જનમ લીધો હતો. વળી સામપો નામનું જે ઓજાર તેને ઉડી ઉભું કરયું હતું, તેબી ત્રાંબામાંથીજ તેણે બનાવયું હતું અને એક વેહેંતીઆં માણસનો નમુનો પાડી દેખાડતી વેળા તેની કને વેનામાઇન સારૂ એક ગંજાવર બલુત (ઓક)નાં ઝાડને ત્રાંબાના હથીયારથી તે ગોયા ભાંજતો તોડતો હોય તેમ તેને પાડી દેખાડાવેલો છે. સાઇબીરયાના પ્રાંત ખાતે તસચુદ-સચુરફ ...ામે કહેવાતી જે ખાણ અસલી જમાનામાં ...ં આવી હતી, એમ તેની અદયપી રહી ગ...ી તારાજ નીશાનો ઉપરથી માલમ પડી છે, તેપરથી કદાચને એમ આપણે વીચા...ીએ છીયે કે, ત્યાંશીજ એ પુરાતન ... લોકો કદીમ જમાનાઓમાં પોતાનું ...ોદી જતા હતા. તોબી આ ઘણું ... જેવું છે કે તે જગયા ઉપર ...શીયન લોકોનો પગપેસારો થયો ત...ંના વેગલ લોકો તે ખાણો ખોદ...ર સદંતરજ પોતે ભુલી ગયેલા હ...બ મજકુર એહલક...ન પોતાની "આથમણ તરફના ફીન લોકોની ભાશા" ઉપર રચેલી સદરહુ કીતાબ (પા૦ ૬૩) માં એમ જણાવે છે કે, તે લોકોમાં વેપારીઓએ જયારે લોખંડ જેવી જણસને દાખેલ કીધી, તયારે તેઓ પોતાની આ અસલી ત્રાંબાની ખાણો ખોદવાનો હુનર ભુલતા ચાલેલા હોવા જોઇએ. વળી તુરકો-તાતારીક તાયફાઓમાં પણ ખુદ પોતાનો કદીમ બોલજ ત્રાંબા સારૂ અસલધરથી વપરાતો આવયો છે, કેમકે તે ધાતુને તુરકી બોલીમાં બાકીર યાતો પાંકીર અને આલતેએક ભાશામાં પાકરાસ કરીને હજુ પણ કહે છે. ( જુઓ વામબેરી "પ્રીમીટીવ કલચર" પા૦ ૧૭૪ મું.. ) આમ જો સઘળા આરયન ભાષા બોલનાર તાયફાઓ પોતાના બેહદ પુરાતન કાળથી ત્રાંબા જેવી ધાતુથી વાકેફગાર હતા તો, વગર તપાસ કરવે આપણે હીંમતથી હવે એવા સીધાંત ઉપર આવીં શકીએ છીયે જે, પોતાનું અસલી બાપીકું વતન છોડી ચોમેર તે તાયફાઓ પ્રથમમાં જ્યારે વીખરાવા લાગયા, તયારે તેની પુરવે તેઓને તે ધાતુ વીશેની સારી પેઠે માહેતગારી તો પડી ગયેલી હોવીજ જોઇએ. આવાં પરીણામ ઉપર આવવા સારૂ આપણને ભાશાશાસ્ત્રના એલમનો પણ મજબુત ટેકો મળી શકે છે: કેમકે તે ધાતુ વીશેના એકશાન શબ્દો સઘળી આરયન ભાશાઓમાંથી મળી આવે છે; જેમકે સંસ્કરીતમાં તેને આયસ, અવસ્તામાં આહન, લાટીનમાં એઇસ અને ગોથીકમાં એઇઝ કરીને અસલ જમાનામાં કહેતા હતા. તે સાથે એ સઘળા શબદોની બાંધણી પણ એવા પ્રકારની છે કે, તે ઉપરથી આવા અનુમાન ઉપર આવી જતાં આપણને કશો પણ શક લાગે તેવાં કારણો મળી આવવા બહુજ મુશકેલ માલુમ પડે છે. વળી એ સઘળા શબદોનો મુળ ધાતુ વટીક હાલમાં માલુમ પડી શકતોજ નથી, તેપરથીજ એનું બેહદ પુરાતનપણું આરસા ( આહીનાં )ની માફક ગોયા સાબેત થઇ શકે છે. ( જુઓ પીકતેત "ઓરીજીન ઇનદો-યુરોપીઅન ઉ લેજ આરીઆસ પ્રીમીતીફ્સ" વા૦ ૧ પા૦ ૧૯૮ મું ) એ આયસ જેવા સંસ્કરીત શબદનો મુળ ધાતુ આઇ તથા ઇસ અથવા તો આસ જેવા તે સાથે લાગેલા પ્રત્યય ઉપરથી કદાચને માલુમ પડી શકે તેમ છે; અને તેમજ યુરોપખંડની

લાટીન તથા ગાથીક ભાષાઓમાં બી તે શ બ્દના મુલ ધાતુઓ તેજ પ્રમાણે આવેલા અને ગોઠવાયલા પણ છે. જેનીસીઅનો જેવી વળી ત્યાંની એક એકલદોકલ ભાષામાં પણ ત્રાંબાને ઈઆઇ, ઇજ અથવા તો એ કરીને કહે છે. (જુઓ તોમાસચેકનો ગ્રંથ વા૦ ૧ લું પા૦ ૧૨૪ મું) પરંતુ એ શબ્દોના અસલમાં તે સઘળી ભાષાઓમાં શા અરથો થતા હતા, તેપર જરા વધારે લક્ષ આપયા થી, તે વીશેની વધારે બારીકીથી તપાસ થઇ શકે તેમ છે. ઇટાલીઅન શબ્દ એઇસ, તથા અમબ્રીઅન શબ્દ એહીસનીસ અને લાટીન એહીનુસ એવા તે ત્રણે શબ્દો, ખાણોમાંથી મલી આવેલા કાચા ત્રાંબા સારૂ અને હુનર થી તેને કલાઈ સાથે મેળવીને, તેમાંથી જસદ જેવી ધાતુ માનવી જાતો જે પેદા કરે છે તે બંને ધાતુઓ સારૂ વપરાય છે. તેમજ ત્યુતા નીક ભાષાઓમાંની ગોથીક ભાષામાં પણ આ ઇઝ; નોરસમાં ઇઆઇર, કદીમ સેલતીકમાં આર, અંગ્રેજીમાં ઓર, અસલી તથા હાલ ની હાઇ જરમનમાં ઇર તથા ગ્રીક બોલીમાં નો કેલકોશ શબ્દ પણ તેવીજ રીતે વપરાસ માં આવે છે. વળી અગ્રેજી શબ્દ ઓર તે તો છેક ઘણોજ બોહોળે અરથે પેણ વપરાય છે; કેમકે તેનો અર્થ તો સરવે ધાતુઓની ખા ણો એવો ઉઠે છે અને તેમજ જરમન શબ્દ ઇરઝ તથા અસલી હાઇ જરમન આરૂઝ શબ્દ પણ તેવીજ રીતે વપરાસમાં આવે છે.

ઓતફ્રીદ પોતાના ગ્રંથ (૧-૧-૬૯) માં કેટલાક ફકરા જે આપી ગયો છે, તેઓની મતલબ પણ આપણે ફકત ત્રાંબાનીજ ખાણો વી શેની સમજવી જોઇયે અને ઇસુની છેક પંદર થી તે ૧૬મી સદીમાં પણ લાટીન શબ્દ ઓઇસને, ઇરઝી યાતો, ઇઇર અને ઇર જેવું રૂ પ આપી, તેને ત્રાંબા સારૂ પણ વાપરવામાં આવતો હતો. છેક ઈ૦ સ૦ ૧૫૬૧ સુધી જો સુ આમઆલર નામનો એક સ્વીસ નવીશંદો, ઈરીન તથા "કુપરક્ષીન ગેસચીર" એ બંને શ બદોના એકસરખા અરથ તે પોતે ગણતો અને સમજતો હતો. આ પ્રમાણે યુરોપ ખંડ તરફ નીબાહ પોંચાડતાં ખાતર જમા થાય છે કે, એ ઇસ તથા આઇઝ એવા શબ્દો માત્ર ત્રાંબુ યાતો ખાણો સારૂજ ત્યાં પ્રથમમાં વપરાતા હ તા; તોપણ હીંદુ તથા ઇરાની લોકોમાં આ યસ તથા આહન શબ્દનો અરથ શો ઉ ઠતો હતો, તે બીના અદયપી જરા શકમાં જ રહેલી છે; કારણ કે આપણી કને તે ભા ષાઓના જે અસલી લેખો બચી શકેલા છે તેઓમાં તો તેના ખરા અરથો ત્રાંબુ અથ વા તો કાંસુજ કરીને કરેલા છે; પરંતુ જુસ્તી તથા રોથ તે અરથો લોખંડ કરીને પણ હાલમાં ઉઠાડવાને પોતે તજવીજો કરે છે. હવે પુરાતન હીંદુસ્તાનની જમાદાતની ખા ણો વીશે અવલોકન કરતાં, તેપરથી તો સાફ જણાઇ આવે છે કે, ત્યાં પુરાતન કાળથી તે આજ દીન સુધી, તે ધાતુ વારંવાર મળી આવે છે અને કદીમ જમાનાના મશાણોમાંથી તો તે જથાબંધ આપણને હાથ લાગી શકે છે. કદા ચજ ત્યાંથી કાંસુ આપણે હાથ આવે છે: પરં તુ તે જ્યારેબી આપણે હાથ લાગે છે ત્યારે, તે તરતજ પરખાઇ આવે છે, પણ જેમ આ પણે યુરોપમાં ૯ ભાગ ત્રાંબુ અને એક ભાગ કલાઇના મીશ્રીત કરવાથી કાંસુ બનાવીયે છીયે, તેવું પ્રમાણ તેની બનાવટમાં આપણા દીઠામાં કાંઇ આવતું નથી; માટે આથમણ પ્રાંત કરતાં કોઇક બીજાંજ વશાણામાંથી તેઓ તે ધાતુ બ નાવતા હોવા જોઇયે. વળી નીઆરકસ તથા કલીતારકસ જેવા સીકંદરના જમાનાના બે યવન નવીશંદાઓ, હીંદુ લોકોમાં "કાલકો સ" નામની ધાતુ જણાએલી હતી એમ લખી ગયા છે, (જુઓ સ્ત્રબો પા૦ ૭૧૮ મું) કે જેથી આપણને કાંસુ નહી, પરંતુ ફકત ચોખું ત્રાંબુ કરીનેજ સમજવું જોઇ એ; કેમકે પલીની કહે છે જે (૩૪-૧૬૩) "હીંદુસ્તાનમાં કાંસું કે સીસાંની પેદા યશો તો કેવલે થતીજ નહોતી", તો જોકે હીંદુ ઓમાં કાંસા જેવી ચીજો તો માલુમ હતી એમ અરસ્તુ એક બે ઠેકાણે પોતાના ગ્રં થોમાં એશારાઓ વટીક કરી ગયો છે. વળી અસલથી હીંદુસ્તાનમાં ત્રાંબા સાથે લોખંડ ની ખાણોબી સાથે સાથે ઠેકાણે ઠેકાણેથી પુષકળ મલી આવતી હતી અને તેઓને ત્યાં ના રહીશો હજુરસુધી ત્યાંની અસલી જંગલી રીત મુજબજ ગાલી કહાડે છે. (જુઓ આ નદરેનો "દાઇમેતાલ નાચુરફોલકરન" ને સફે ૫૮ મે) માટે હીંદુસ્તાનમાં ત્રાંબુ કે લો વધારે અસલ ધરથીજ મલતું હતું કે [illegible]ી. વીશેની બરોબર શોધ આપણે હા શકતી નથી. આથી આપણો આધ બરો ફકત દંતકથા તથા ભાષા શાર વેથી લટકાઇ રહેલો છે. વાજબી ઈ તો, વેદ જમાનામાં આયસ શ

રથ અસલમાં જોકે સરવે ધાતુઓને લાગુ પાડવામાં આવતો હતો, તોબી તેનો પ્રથમ માં અરથ તો ત્રાંબુજ કરીને થતો હતો અને લોહોડું કરીને તો નહી જ, એમ બારીકીથી તપાસ કરતાં હાલમાં જણાઇ આવે છે. વળી વેદનાં લખાણો (જુઓ મં૦ ૫ તથા મં૦ ૧૧, ૩, ૭) માં લોહીતામ યાને ત્રાંબાની સરોબર બીજાં ચોકસ નામો જે લખાએલાં આપણી દ્રશટીએ પડે છે, જેવાં કે "સાઇઅમામ આયસ" યા તો ફકત "સાએમા" તેનો લાગવો અરથ ત્યાં કાલી બલુ રંગની ખાણ એવો કરવામાં આવેલો છે, કે જેપરથી પાછલી સંસ્કીતમાં "કાલાઇયાસા" યાને કાલો બલુ રંગ તથા "ક્રશનાઇઆસ આયાસ" યાને 'કાલુ આયસ' એવા શબદો ઉતપન થએલા છે; અને તેમ લખતી વેળા તે હીંદુઓ જરા તાજુબ થઇને તે નામો લખી ગયા છે. તેઓ સાથે આયસ–ઓઇસ એવા શબદો જે પછવાડે જોડવામાં આવેલા છે, તે પરથી તે અસલી શબદ ઉપરથી તે લવજો બનેલા હોવા જોઇએ તેમ સ્પસ્ટ રીતે માલુમ પડી શકે છે: કેમકે પુરાતન મીશરમાંબી જયારે ત્રાંબુ સપર પહેલું એશીયા ખંડમાંથી જાણાતું ચાલયું, ત્યારે તેની સમજણ આપવા, તેની સાથે લોખંડ એવો શબદ તેઓ ઉમેરયા જતા હતા. (જુઓ લેપસીઉસનો મજકુર ગ્રંથ પા૦ ૧૦૮ મું) વલી રૂગવેદના કેટલાએક શલોકોમાં વીજલીના ચમકાટોને જંગલી ભુંડો સાથે સરખાવતાં ત્યાં "આઇઓદામસ્ત્ર" એવા શબદો કામે લગાડવામાં આવેલા છે, કે જેઓના અરથ પીતલ જેવા દાંતવાલા એવા થાય છે. તેમજ સુરજ અસ્ત પામતી વેળા જે કીરણો પોતે બાહાર નાખે છે, તેવા અસ્ત પામતા સુરજને ત્યાં આઇયાસ્થુન એવા નામથી આરાધવામાં આવેલો છે, કે જેનો અરથ પીતલના સ્તંભોને આધારે પડેલો તેમ ત્યાં કરવામાં આવેલો છે. આપરથી તે બંને શબદો તયાં લોખંડના નહીં પરંતુ ત્રાંબાના ગ ઉપરથીજ ઉપયોગમાં લગાડેલા હોવા એમ તરતજ પરખાઇ આવે છે. ઝા શીવેલી આવી તકરારોના વધારા ત ંનામાં આવેલાં ધાતુઓનાં નામોનો જે ૨ ઃજકુર "વાજાસનેઇ–સમાહીતા" ના –૧૩) માં આપવામાં આવેલો છે રાનઆમ, આયસ, [illegible] આ [illegible], લોહામ, સીસામ, ત્રાપુ એવા જે શબદો આવયા છે, તેપરથીબી આયસનો અરથ ત્રાંબા સારૂ વધારે બંધબેસ્તો ઉતરી શકે તેવો છે. આ ગણત્રી પ્રમાણે કદાચ લોખંડનું નામ તો બે વખત વપરાઇ જાય છે ને તે વતરોગે સાઇમાનો લાગવો અરથ જે કાલો બલુરંગ એમ થાય છે. અને લોહાનો અરથ જે રાતો કરીને થાય છે તે મુળ ધાતુઓબી એકમેકની આડે આવીને ગોયા ઉભા રહે છે. વળી લાટીનમાં પણ રાઇદુસ બોલનો માયનો રાતો રંગ કરીને થાય છે. (જુઓ ફીકનો "વોરતરબ વા૦ ૧ પા૦ ૨૦૧ મું) હવે જો આપણે આયસનો અર્થ અત્રે પીતલ કરીને જો લઇયે છીયે તો, આ મજકુર બરખેલાફીમાંથી આપણે તરતજ મોકાલ થઇ શકીયે છીયે: કેમકે પાછલા હીંદુઓ અસ્ટ ધાતુ એમ આઠ ધાતુઓ વીશે જે બોલી જાય છે, તેમાં પીતલ યાતો પીતાલોહુહા એવી એક ધાતુ સારૂ પણ તેઓ જણાવે છે. આપરથી એ ધાતુઓની ગોઠવણી સોનું (અને રૂપું), પીતલ, લોહોડું, ત્રાંબુ, સીસું અને કલાઇ એ પ્રમાણે આપણે હવેથી કરી શકીયે છીયે. પોતાનાં શબદોની ઉતપતી વીશેના રચેલા ગ્રંથના વધારા પાચમામો મરહુમ પ્રોફેસર માંક્ષમુલર, આ ત્રીજી ધાતુ વીશે બોલતી વેળા, વેદમાં જણાવેલા તે સંબંધી આયસ શબદની ચોતરફથી તપાસ પોતે લીએ છે. તે સઘળી તકરારો ઉપરથી તે વીદયારથી એવો સાર નીપજાવી કહાડે છે કે, ખાત્રીપુરવક રીતે આપણે આટલું તો હવે હીમતથી કહી શકીયે છઇએ જે, રૂગવેદના જમાનામાં રૂપાં અને સોનાં શીવાય એક ત્રીજી ધાતુબી હીંદુઓના વડીલોમાં માલુમ હતી ને જે ધાતુને તેઓ આયસ એવું નામ આપી ગયેલા છે. પરંતુ ત્રાંબુ કે લોહોડાં સારૂ યાતો ધાતુઓ વીશે સાધારણ રીતે તે નામ વપરાતું હતું કે શું, તે વીશેની ચોકસ સહાદતો આપણને હાલમાં હાથ આવી શકતી નથી. મજકુર વાજેસની આઇ–સમાહીતાના ગ્રંથમાંથી ઉપર જે ફકરો, સરેદરે તેના અરથ સીકે જે ટાંકી બતાવયો છે (જુઓ તેની "પ્રીહીસ્તારીક આરયન એનતીકવીતીસ" પા૦ ૧૮૯ મું) તે અરથ "તદ્દનજ કલપીત" છે એમ એ મરનાર પ્રોફેસર વીચારે છે. આ તેનું બોલવું કંઇ વાજબી નથી એમ સરેદર પોતા તરફથી તકરાર ઉઠાવે છે (જુઓ તેની મજકુર ચોપડીને પા૦ ૧૮૯ થી ૧૯૦ મે આપેલી નોટ) અને કહે છે જે,

મારો કરેલો આવો અરથ મેં સંસ્કીત શબ્દ સાએમ (શયામ) યાને કાલુ એટલે જે લોહોડુ એવા અસલી માયનાને આધારે ઉઠાવેલો છે; કેમકે ગ્રીક ભાશામાંથી શાહેર હીસીઅદ "મેલાસ સાઇડનીરોસ" એવા જે શબ્દો વાપરીં ગયો છે, તેનો અરથ પણ લોહોડુંજ કરીને ઉઠે છે અને તેમજ સંસ્કીતમાં લોહાનો માયનો રાતુ-યાને ત્રાંબુ એવો જે ઉઠે છે, તેજ પ્રમાણે લાટીન શબ્દ રાઉદુસનો અરથબી રાતુ યાને ત્રાંબુજ કરીને થાય છે. હવે મજકુર હીંદુ શરેહ કરનાર લોહાનો માયનો જે લોહોડું કરી આપી જાએ છે અને જેની સતા ઉપર માક્ષમુલર પોતે શક દેખડાવે છે અને વાંધો રજુ કરે છે, તેથી તે હીંદુ તાવીલગર યાને ટીકાકારની વીરૂધ જઇને, આપણે એ સાએમા શબ્દનો અરથ લોહોડુ અને લોહોડાનો અરથ જો ત્રાંબુ કરીને લઈએ છીએ તો, આયસ શબ્દનો અરથ કાંસુ નહીં થાય તો બીજો શો અરથ થવો જોઇયે, તે વાતની આપણને અચછી સમજણ પડી શકતી નથી? હવે માક્ષમુલર જે સાતપુરીઆ બ્રહમના (૫-૪ ૧, ૨ )માંથી એક ફકરો ટાંકી બતાવે છે, તેની સાથે આ અરથ પણ બરોબર રીતે જોશો તો બેસ્તોજ ઉતરે છે. તે કહે છે જે "આ કાંઇ આયસ (કાંસુ) કે સુવરણ નથી, પરંતુ એ તો લોહા યાસમ યાને ત્રાંબુ છે;" અને બેશક તેજ અરથ ખરો પણ છે; કેમકે તેજ પુસ્તકમાં(૬-૧,૩,)થી બીજો એક ફકરો જે માક્ષમુલર ઉતારી દેખડાવે છે, તે વીશે બોલતી વેળા, તેજ નવીશંદો તે આયસ શબ્દોનો અરથ પોતે કાંસુજ એવો ઉઠાડે છે અને તેનો રંગ સુવરણ સાથે એકમળતો આવે છે એમ તે ત્યાં પોતે બોલી જાય છે. માટે આ છેલા ફકરાનો અર્થ આપણે એમ ઉઠાડી શકીએ છીયે જે, "રેતીના દાણાઓમાંથી ફલાણા ફલાણાએ કાંકરી યાને પથરી પેદા કીધી, માટે આખરે જોશો તો રેતીમાંથીજ તે પથરી બનેલી હોવી જોઇયે. તે પથરીમાંથી તેને આસમાન યાને ખાણને શોધી કહાડી, માટે છેલે સરવાલે તે કાંકરીઓજ ખાણ તરીકેબી ચાલી શકે તેમ છે. તે ખાણમાંથી તેને આયસ યાને કાંસુ પેદા કીધું, માટે તેજ ખાણો તે કાંસા જેવી એક ચોખી ધાતુ ગાળીને પેદા કીધી, એમ બી કહી શકાય તેવું છે. વળી તે કાંસામાંથી તેણે સુવરણ પેદા કીધું માટે "બાહુદમાતામ" ને જો સારીકાની ગાલી કહાડયું હોય તો, તે કાંસુ ગોયા સોના જેવુંજ ચકચ્કીત થાયે છે. બરૂનહોફર પણ વેદમાં કાંસુ છે કે નહી, તેપર લખેલા પોતાના એક નીબંધ (પા૦ ૬૯) માં એક સતા એવી મજબુત પોતે દેખડાવી જાય છે કે જે, પરથી આયસ તેજ કાંસુ ખાત્રી પુરવક રીતે હવે સાબેત થઇ શકે છે અને હાલની સઘળી નાની ફરહંગોમાં પણ આયસનો સપર પહેલો અરથ કાંસુ કરીનેજ આપવામાં આવેલો છે. વળી અવસ્તામાં પણ વાસણો કે હથીયારો બનાવતી વેળા, આહન એવો જે શબ્દ કામે લગાડે છે, ત્યાં બી તેનો અરથ આપણને લોહોડું નહીં પરંતુ કાંસા જેવી ધાતુ કરીનેજ લેવો જોઇયે; કેમકે ગાઇગર પોતાના "ઓસ્તીરાન-કલચર" (જુઓ પા૦ ૧૪૮) માં વાજબીની રાહે આપણને એમ દેખડાવી આપે છે કે, અવસ્તામાં આહન સાથે જે વીશેશણો લગાડવામાં આવયાં છે, તે લોહોડાં સાથે નહીં, પરંતુ ખાસ કરીને કાંસા સાથેજ બરોબર રીતે બંધબેસ્તાં ઉતરે છે, કેમકે અવસ્તાઇ શબ્દો રાઓક આહન અને ઝએરી યાતો ઝરેનઇઆ તે ગ્રીક બોલ એરવથરોસ તથા આઇથોપસ સાથેબી ગોયા એકમળતા ઉતરી શકે છે. આ પરથી હવે વાંચનારાઓએ જોઇ લેવું જોઇયે જે, આયસ અને ઓઇસ જેવા સમીકરણોને લગતા શબ્દો યુરોપખંડનીજ ભાષાઓમાં પોતાના અસલી અરથો બચાવી શકયા છે અને તેવો મામલો એશીયાખંડની આરયન ભાષાઓમાં કાંઇ જોવામાં આવતો નથી; કેમકે તે બોરડુ તરફ ત્રાંબા જેવી અસલી ધાતુ સાથેજ લોહોડાની ખાણોબી પુરવે ઘરથીજ હાથ લાગયાથી, તે શબ્દ તે લોકો લોહડાને પણ લગાડી ગયા છે, એમ ભાષાઓની તવારીખ ઉપરથી સાફ પરખાઇ આ કારણ એ જે ફીન લોકોની બોલીમાં વાસકી કરીને જે કહે છે, તે ઉપરથી યન ભાષામાં વાસ અને કદીમ ષામાં આર એવા શબ્દો ફકત જ વપરાય છે.

અંગ્રેજી લવજ ઓ શબ્દ લોહાનો પ્રથમ અ હડું કરીને થવા લા તે વીશે બીજું વ નીચે કરયા વીના અત્રે તો જોકે તેથી ' "

જાય છે; તો તે વીષે આપણને આપણા
હાનેશમંદ વાંચનારાઓ કનેથી જરા દરગુજર
ચહાવી જોઈએ છીએ. ફરંઘસ્થાનની ભાષા
ઓમાં તો ઓઈસ તથા એઇઝ શબ્દના
અરથો ત્રાંબુ તથા ધાતુ કરીને પણ થતા
હતા; માટે તવારીખ લખનારાઓને સર
અસલી સુધારા વીશેનો ઇતીહાસ રચતી વેળા
કેટલીએક નવી ફરજો આવી પડે છે. પહેલું
તો એ જે, તેઓએ બરોબર રીતે શોધી કહાડ
વું અને સાબીત કરવું જોઇએ કે, ત્રાંબા
વીશે જે સમીકરણો ઉપર આપયાં છે, તે
પરથી અસલી જમાનામાં તેનો અર્થ નકર
ત્રાંબુ કે કલાઈ સાથે મીશ્રીત કરેલું ત્રાંબુ
યાને કાંસુ કરીને થતો હતો; બીજું તો એ જે
અસલી ઇનદો-યુરોપીયન વરગોના રંગ
કાંસા જેવા હતો એમ પીક્તેત જે ખાતરી
પુરવક રીતે જણાવે છે અને જેને સાયનસ
વટીક હાલમાં ટેકો આપે છે: તે વાત ખ
રી છે કે ખોટી છે તેપરથી તેને પોતાનું
લક્ષ દોરાવવું જોઇએ અને તે બાબત પણ
તેણે સીધ કરવી જોઇએ છે અને ત્રીજું
તો એ જે, જેમ આપણે હાલમાં વાંચતા આ
વયા છીએ કે, અસલી જમાનાના ઇનદો-
યુરોપીઅન તાયફાઓ, કાંસાના બનાવેલા
ભાલા, તરવારો, ખોદ યાને લડાઇની કુ
લાહો અને ઢાલો સાથે આરાસ્તા થઇ; પ
હેલવાનો તરીકે ચોમેર પથરાઇ જઇને, તે
જમાનાના અનઆરયન ટોળાંઓ કને ફ
કત જે પથરનાં હથીઆરો રહેતાં હતાં, તેથી
તેઓને જમીન દોસ્ત કરી નાખ્યા, પોતાનો
સુધારો તેઓમાં દાખલ કરતા ચાલયા હતા,
તે વાતમાં સત્યતા છે કે નહી, તે બીના પણ
તેણે સાબીત કરવી જોઇશે. હવે સપર પહે
લાં તો આપણને અત્રે જણાતું જોઇએ જે,
અને ચોઇસ એવાં સમીકરણોમાં
ાથે કાળુ ત્રાંબુ એવા અરથો સાં
ર રીતે બચાવી રાખવામાં આવેલા
ઉપર આપણે પુરવાર કરી ચુકયા
રથી કુદરતી અને જાહેરાત
નીકલી શકે છે કે, અસલમાં
તેમજ થતા હતા. તે
રીકે મારે અત્રે આ બીના
એ કે, કાંસુ ઉતપન કરવા
ાતુ જે અવસ્ય છે, તે
-જરમાનીક ભાષામાંથી
મળી ાતાજ નથી ને

જે વીશે વીગતે હવે પછી વધુ તપાસ લેવા
માં આવનાર છે. આપરથી એવો સાર ખેંચી
કહાડી શકાય છે જે, કાંસા જેવી ધાતુ દરેક
આરયન તાયફાઓમાં વેપારને અરથે અને
લેવડદેવડ તરીકે છેક પાછળથીજ દાખલ થ
એલી હોવી જોઇએ. તે સાથે આ વાત
પણ ચોકસજ છે કે, અસલી ઇનદો-યુરોપી
યન તાયફાઓ કાંસુ પેદા કરવાનો હુનર તો
ખુદ પોતે કેવળે પણ જાણતાજ નહોતા; પરંતુ
તે ધાતુ તેઓમાં કાંસાની જણસો જે બીજી
કોઇક હાલમાં ન જણાએલી સુધરેલી પ્રજા
ઓમાંથી દાખલ થવા પામી હતી, માટે કાં
સા સંબંધી તેઓમાં બારીકાની માહેતગારી
તો હતીજ ખરી, તેમાં તો કસો હાલમાં શક
રહેલોજ નથી અને તે વાતને ખરેખર કોઇ
દાખલા દલીલો શીખ હાલ તોડી શકે તેમ
પણ નથી, એમ જો આપણે અત્રે બોલીએ
તો તેમાં સહરાગાત જેવું કસું કારણ હું
પોતે જોઇ શકતો નથી. વળી બીજા હાથ ઉ
પર સ્વચ્છ અને કુદરતી હાલતમાં ત્રાંબા
જેવી જણસ ખરેખર ઇનદો-યુરોપીયન
ટોળાંઓને માલુમ હતી, એમ નીચે બીજાં
સમીકરણો જે આપવામાં આવયાં છે, તે
ઉપરથી બી સ્પષ્ટ રીતે સીધ થઇ શકે છે. કે
મકે લોહાય એવા સંસ્કૃત શબ્દનો અસલમાં
અર્થ ત્રાંબુ કરીનેજ થતો હતો જે, ઉપરથી
બલુચી અને પહેલવી ભાષાઓમાં રાદ અને
હાલની ફારસીમાં રોહીન એવા શબ્દો ઉત
પન થએલા છે અને જેને લગતો અરમાની
શબ્દ ઓઇસ યાતો આરોઇર યાને પીતળ;
લાટીન રાઉદુસ: અસલી સ્લેવોનીયન રૂદા
યાને ધાતુ તથા કદીમ નોરવેની ભાષામાંનો
રાઉદી એવા શબ્દો આપણી નજરે પડી
શકે છે ને જેનું અસલી મુળ જો આપણે
સોધવા બેસીએ છીએ તો, તે મુળ ધાતુ
રાઉધો કરીને આપણી દ્રષ્ટીએ પડે છે, કે
જેનો ખરેખરો અર્થ તો "રાતો" કરીનેજ
થાય છે અને જેને મળતો ગ્રીક શબ્દ
એ-રવથ-રોસ કરીને આપણે ઉપર જ
ણાવી ગયા છીએ. વળી આ વાત પણ ઘણી
તાજુબ જેવી છે. કે સુમેરીઅન અને અ
કાદીયન જેવી અનઆરયન ભાષાઓમાં ઉ
રૂદ્ એવો જે શબ્દ ત્રાંબા સારૂ વાપરવા
માં આવયો છે, તેનો ઉચાર પણ ઇનદો-જ
રમાનીક શબ્દ રાઉધો યાતો રૂધો સાથે
ગોયા એકમળતો ઉતરે છે. પરંતુ એ